# પ્રસ્તાવના

"૨૩-વર્ષ પછી"—સ્વતત્ર થયેલા હિંદની યાત્રા કરી તેના સસ્કારો જેવા તે તે સ્થળે, કાગે અને વટનાને લઈને પળ્યા તેના બનતા સુધી નોધવા પ્રયત્ન કર્યો છે એ સસ્કારની રજૂઆતમા જવાબદારીનુ ભાન આગળ પડતુ નથી તો છેક ગેરહાજર પણ નથી કેટલાક ભાગો ટુકાવવા, કેટલાક ફરીને લખવા સૂચના થઈ અને મને પોતાને પણ લાગ્યુ કે ફરી લખવાથી લાભ થવા સભવ છે પણ તો, એમ પણ લાગ્યુ કે, કદાચ બધુ જ ફરીને લખવુ ઠીક થઈ પડે મે તેટલા માટે પ્રથમ લખાણ લગભગ જેવુ ને તેવુ રાખવુ પસદ કર્યુ મનના તાત્કાલિક સસ્કાર અને થોડુ મથન એટલુ એમાથી વાચનારને આનદ આપે તો એનો હેતુ સાર્થક થયો ગણાય એમ મને લાગે છે

કઈ બાબતોમા હિંદ મને પહેલા કરતા જૂદો લાગ્યો એવો સવાલ કોઈ કરે તો કશો અસાધારણ સસ્કાર મારે એના ઉત્તરમા રજૂ કરવાનો હોય એમ મને લાગતુ નથી પણ ત્રણ બાબતો—જે કદાચ રોજબરોજના જીવનમા માણસો કેટલીકવાર ભાગ્યે સચેતન પણે અનુભવતા હોય છે તેવી—મને આગળ તરી આવતી લાગી ૧ સ્વતત્રતા માટેની વ્યાપક ભાવના ૨ સ્ત્રીઓની સ્વતત્રતા ૩ સર્વત્ર જીવનનું ઊંચુ જતુ ધોરણ સ્વતત્રતાની ભાવના સાથે આવેલી સ્વતત્રતાની જવાબદારીનુ અને તેના રક્ષણ માટે જરૂરી બલિદાનનુ ભાન કે આવશ્યકતા હિંદીઓના ધ્યાનમા આવી નથી સ્ત્રીઓ વધારે સ્વતત્ર બની છે તેના લાભો અને જોખમો બન્ને માટે આપણી પ્રજાએ તૈયારી રાખવી પડશે કોઈપણ પરિસ્થિતિમા સાચી સ્વતત્રતા પ્રગતિની પોષક લાબે ગાળે નીવડવી જોઈએ

જીવનનું ધોરણ વધારેને વધારે ઉંચું જતું જણાયું છે. એ લાભ છે કે હાનિ એ વિષે હું કશું કહેવા ઈચ્છતો નથી. પણ એ હકિકત નોંધવા જેવી છે. એથી રાષ્ટ્રીય શક્તિ અને આર્થિક સંપત્તિ વધે છે એવી દલીલ કરવામાં આવે છે—અને સમષ્ટિ જીવનને માટે એ કાંઈક અંશે સાચું પણ છે. પરંતુ સમૂહ જીવનને અર્થ-કેંદ્રિત કરવાથી તેને લાભ જ થાય છે અથવા તો જગતને લાભ થાય છે એમ કહેવું મુશ્કેલ છે. અત્યારની આંતર રાષ્ટ્રીય પરિસ્થિતિમાં અર્થ સિવાયનાં બીજા મૂલ્યોને સામુહિક જીવનમાં કેવી રીતે સક્રિય અને નિયામક કરવા એ પ્રશ્ન મૌલિક વિચારણા અને પ્રયોગો માગી રહ્યો છે, કેવળ નીતિના મૂલ્યોનુ સામાજીકરણ—Socialisation of virtues કરવામા પ્રથમ તો સફળતા મળશે કે કેમ એ વિચારવાનું છે, અને વધારે ઉપયોગી તો નીતિના મૂલ્યો જ માનવ જીવનનાં આખરી મૂલ્યો છે કે કેમ એ વિચારવાનું કાર્ય છે. અહંકેંદ્રિત વ્યક્તિઓના અને અર્થ કામના પ્રેરિત સામુહિક જીવન હોય તેમાં કલહને, અથડા-અથડીને કેવીરીતે દૂર રાખી શકાય એ જ પ્રશ્ન છે. એટલે કે પ્રશ્ન માનવના માનસને—એના માનસના બંધારણને લગતો આંતરિક છે બાહ્ય નથી. એ વિષે પ્રજા પણ વિચાર કરતી થાય તો લાભ થવા સંભવ છે.

અંબાલાલ પુરાણી.

# પ્રકાશક તરફથી

ઈ. સ. ૧૯૨૩ થી ૧૯૪૬ સુધીના સતત, એકનિષ્ઠ, અને ચિંતન મનનશીલ આશ્રમ જીવન પછી બ્હાર નીકળતાં, અનેક પ્રદેશો, પ્રજાઓ, અને તેમનું જીવન,—વ્યક્તિગત અને સમષ્ટિગત—તેમાંથી ઊઠતા માનવ સંસ્કૃતિને લગતા ભૂત, વર્તમાન, અને ભાવિના રાષ્ટ્ર જીવન, સમાજ-જીવન, કલા જીવન, અને આધ્યાત્મિક જીવનના પ્રશ્નો, સ્વતંત્ર હિંદની મનોદશા, અને તેમાંથી ઉત્પન્ન થતા અનેક પ્રશ્નો, અને આવા અનેક વિષયો પરત્વે શ્રી. અંબુભાઈ પુરાણી જેવા તત્ત્વચિંતક ઉપર પડતા સંસ્કારો રજુ કરતું એક પુસ્તક સહજ જ જાણે એક દસ્તાવેજ જેવું બની જાય છે,

આ પુસ્તક પ્રવાસવર્ણનની એક તદ્દન નવાજ પ્રકારની શૈલિનો પરિચય કરાવે છે. દ્રષ્ટા અને દ્રશ્યના સંયોગમાંથી સર્જાતી અનુભૂતિનાં રસ અને મૂલ્ય દ્રષ્ટાની ચેતનાના વિકાસ ઉપર અવલંબે છે. અમુક વર્ષોની ઉંઘ પછી કોઈ Rip Van Winkle ઉપર જે સંસ્કારો પડે એનો પ્રકાર અને કક્ષા અને શ્રી અંબુભાઈ જેવી કર્તવ્યનિષ્ઠ, વેગીલી, નીડર, ઉદાત્ત, વીર, સ્વદેશાભિમાની, અને પ્રકાશિત. આત્મનિરીક્ષણ અને આત્મગૌરવથી ઓપતી વ્યક્તિ ઉપર જે સંસ્કારો પડે તેના પ્રકાર અને કક્ષામાં ઘણો ભેદ હોય એ સ્વાભાવિક છે, અને તે આ પુસ્તકને પ્રત્યેક પાને સ્પષ્ટ થાય છે.

સ્વતંત્ર ભારતના નાગરિકને અનેક રીતે જાગ્રત કરી મૂકે એવી સામગ્રી અહિં છે. પરંતુ જે એક વધુ નવિન અને દુર્લભ વસ્તુ અહિં છે તે તો જીવનની પ્રત્યેક પળે અને પ્રત્યેક સંજોગમાં પોતાના અંતઃસ્થ સત્ત્વમાં મગ્ન રહેવાની અવસ્થા અને કળાનો પરિચય. જીવન અને અધ્યાત્મિકતાનો સંબંધ શો, એ બન્નેનો સમન્વય કેવી

રીતે સાર્થક થઈ શકે, અને એ સમન્વયમાંથી સહજ જ ઉત્પન્ન થતા સાહિત્ય અને કલાના પ્રેમ અને આદર કેવા હોય, એવા અનેક આપણા જટિલ પ્રશ્નો આ પુસ્તકના પરિચયથી ઉકલી જાય તો નવાઈ નહિ એમ અમને લાગે છે

શ્રી અંબુભાઈ શ્રી અરવિંદના વિચારદર્શનના ગુજરાતના એક અગ્રગણ્ય અને મુખ્ય પુરસ્કર્તા રહેલા છે એટલું જ નહિ, પણ એ દર્શનમાં ભારતીય સત્ત્વની પરમ સાર્થકતા અનુભવી શ્રી અરવિંદના યોગમાર્ગે તેમણે પોતાનું જીવન ન્યોછાવર કરેલું છે, એટલે સ્વાભાવિક રીતે જ એમના અંતરંગમાંથી ઉદ્‌ભવતા નાદો એમના ગુરુનો પરિચય કરાવે છે, અને એમના દર્શનમાં રહેલા અનેકદેશીય સામર્થ્યનો આપણને ખ્યાલ આપે છે તે ઉપરાંત ગુરુ શિષ્ય વચ્ચેનો સાચો અવિભાજ્ય સંબંધ કેવા પ્રકારનો હોઈ શકે અને હોવો જોઈએ તેનું પણ ભાન કરાવે છે

આપણે સ્વતંત્ર તો થયા છીએ પરંતુ એ પણ એક હકીકત છે કે સાચી સ્વતંત્રતા આપણે એક રાષ્ટ્ર તરીકે (અમુક ગણી ગાંઠી વ્યક્તિઓ સિવાય) અનુભવી નથી એનો શુદ્ધ રસ ચાખ્યો નથી એ રાષ્ટ્રીય અસ્મિતાને તેના સાચા સત્ત્વમાં જગાડવામાં આ પુસ્તક ફાળો આપશે એવી ભાવના અને શ્રદ્ધા સાથે અમે એને જનતા સમક્ષ રજુ કરી આનંદ અનુભવીએ છીએ

ઈશ્વરલાલ ભટ્ટ



## અનુક્રમણિકા





# પોંડિચેરીથી મદ્રાસ

## બસની મુસાફરી



પોંડિચેરીથી મદ્રાસ સીધી જનારી ૨૫ પેસેન્જરોના જાનમાલની જવાબદારી લેવાની હિંમત કરનારી બસ એ એના પુરોગામી વાહનો જોડે સરખાવતાં ખરેખર આશ્ચર્યકારક રીતે સવડતાવાળી ગણાય. પરંતુ માનવ પ્રાણીની એક અજબ શક્તિ એ છે કે સારામાંસારી સગવડમાંથી તે મોટામાંમોટી અગવડ પેદા કરી શકે છે સદ્‌ભાગ્યે આ મોટરબસમાં બેસવાની જગ્યા ભરેલા તકીયાવાળી હોવાથી તથા મુસાફરોની સંખ્યા પણ મર્યાદિત રાખવામાં આવતી હોવાથી—વધારે આશ્ચર્યકારક તો એ હતું કે આ બસના સંચાલકો નિયમનું પાલન કરવામાં આગ્રહી પણ હતા એટલે બેસવાની ખાસ અગવડ નડી નહિ. આવી મુસાફરીમાં મોઢેથી બીડી પીનારાઓ મારા જેવા બીજાઓને નાક વાટે પૂરતા પ્રમાણમાં ફરજીઆત ધુમ્રપાન કરાવે છે અને અગવડમાં મૂકે છે.

સાંજે સાત વાગે જ્યારે તાપ હલકો પડયો ત્યારે પણ મોટરમાં તાજી હવા પૂરતા પ્રમાણમાં આવી શકતી જણાઈ નહિ એટલે મારૂં મન કામે લાગી ગયું. "શા માટે બસના ડ્રાઈવરની બેઠકની ઉપરના ભાગમાં ચાર ચાર ઈંચ વ્યાસના બે ભૂંગળા નથી મૂકવામાં આવતાં? અને વરસાદના દિવસોમાં પાણી અંદર ન આવી શકે માટે એ ભૂંગળાઓને સુરક્ષિત કોરવાળા શા માટે ન બનાવી શકાય? વળી, બસના છેડાના ભાગમાં નીચે બહાર

પડતા બે ચાર ભૂંગળા શા માટે ન રાખી શકાય જેથી આગળના ભાગમાં થઈને અંદર જોશ ભેર ચાલી આવતી હવા બીજે છેડે બહાર નીકળી જઈ શકે? તો, કાંઈ નહિ તો, અમારે આ ધુમાડો તો ફરજીઆત ન પીવો પડે, અને તે પણ નાક વાટે!!

વળી આ બારીઓ પૂરી ખોલાતી જ નથી એમ શા માટે છે? આ ભૌતિક શાસ્ત્રની પ્રગતિના જમાનામાં પણ શું પૂરી ખોલાય એવી અને છતા બરાબર બંધ થાય, વરસાદ અને તાપથી રક્ષણ આપે એવી બારીઓની યોજના કરનારા માણસો આ બસવાળાઓને નથી મળી શકતા? પણ વિચાર જ કોણ કરે છે?"

આમ મારૂ મન વિચાર કરતું હતું તેવામાં મારા એક ભાગે જાગ્રત થઈને કહ્યું, "મીસ્ટર, તેવીસ વરસે બહાર નીકળીને આ પ્રમાણે શરૂઆત કરશો તો યોગસાધના છોડીને જગતની સુધારણાનું-અને તે પણ આ બસની સુધારણાથી આરંભ થતું અસંભવિત કાર્ય તમારે શરૂ કરવું પડશે! માટે સંભાળીને વિચાર કરજો." શાન્ત યોગીએ મને અંદરથી ઉત્તર આપ્યો, "હું એવો મૂર્ખ નથી તો. મારૂં કાળજુ ઠેકાણે છે. વિચાર કયાં નિરર્થક અને નિવીર્ય છે. એમાં પ્રેરક શક્તિ રહેલી છે. એક જ સાચો વિચાર કરીને તેને સૂક્ષ્મમાં વહેતો મૂકયો હોય તોયે બસ છે. કાર્ય તો આપણો અંતરાત્મા દર્શાવે તે જ કરવાનું હોય ડોન કવીકઝોટ થયે જગતનો તો શું પણ પોતાનો ઉદ્ધાર પણ ભાગ્યે થઇ શકે"

પોંડીચેરીથી મદ્રાસ જવાના ઘણાં રસ્તાઓમાંનો અમારી બસે મદુરાંતક તરફ થઈને જવાનો રસ્તો લીધો. રસ્તામાં એક જમીનદારના ગામડામાં થઇને રસ્તો જતો હતો તેણે પણ પોતાનો અધિકાર બસવાળા ઉપર અજમાવવાનો પ્રયત્ન કર્યો. પણ પોંડીચેરીથી બસ ચીક્કાર હતી એમ કહી કન્ડકટર બચી ગયો

પણ આ તો રોજની મુસાફરીના નકામા અને આગતુક સ્વરૂપો મારા જેવા કોઇક વાર બહાર નીકળનારની જ નજરે

કદાચ ચઢતા હશે. રોજના મુસાફરો તો એનાથી એટલા ટેવાયલા હશે કે એમને આવી બાબત બને છે તે પણ કદાચ નજરે નહિ ચઢતું હોય. આ તો ઠીક, પણ ઘણી વાર ઘોર અન્યાયો અને ભયંકર ટેવો પણ વ્યક્તિને જ નહિ પરંતુ આખા સમાજને અને પ્રજાને કોઠે પડી જાય છે. કાર્લાઇલ એના કોઇક પુસ્તકમાં કહે છે કે Custom is a great enchantress. અભ્યાસ મહાવરો એ માનવ મન પર અને તેની બુદ્ધિ પર અને ઇંદ્રિયો ઉપર સુદ્ધાં અજબ જાદુ કરે છે.

થોડા જ વખતમાં અમે ફ્રેંચ રાજ્યની હદ વટાવી ગયા અને પૂર્વેની બ્રિટિશ હદમાં પેઠા. મે ખૂબ ધ્યાનપૂર્વક એ પ્રદેશમાં શા ફેરફારો થયા છે એ જોવાનો પ્રયત્ન કર્યો કોઈ લાક્ષણિક ફેર ઝુંપડામાં રહેનાર અર્ધ નગ્ન સ્ત્રી પુરુષોનાં જીવનમાં પડેલો મને જણાયો નહિ. બાહ્ય દૃષ્ટિએ દરિદ્રતા એવીને એવી જ હતી. થોડીક માટી ને ચારેબાજુથી તાડના કે બીજા પાંદડાઓની હદ બાધી લઈ ને ઉપર સૂર્યનો સીધો તાપ કે વરસાદ ન પડે એટલી કાળજીથી પાંદડા વડે આ લોકો છાપરૂ કે ઢાળ બનાવી દે છે, બાકી તો મનનો જે પલટો થયો હોય તેનુ કોઈ ચિન્હ ગામડાની બાહ્ય રચનામાં કયાય જોવા મળતું નહિ.

આખરે મદુરાંતકમ્ આવ્યું વૈષ્ણવ લોકોનું અને ખાસ કરીને આયંગરોનુ એ તીર્થસ્થાન છે. ત્યાં અમારી બસ પહેલ વ્હેલી અટકી. બસનાં એકધારા હલનચલનથી બધા લોકો થાકી ગયા જેવા થઈ ગયા હતા એટલે જ્યારે એક હોટેલના ઝુમખા આગળ બસ ઉભી રહી ત્યારે બધા ઉતારૂઓ ચ , કોફી. કાલ્ડ્રિંક એટલુ જ નહિ પણ ઓવેલ્ટીન પણ મળતું, તે લેવાને નીકળી પડયા.

બસ ઉભી રહી હતી તેની સામે જ મદુરાંતકમના આ જાહેર ચોગાનમાં એક બાજુએ એક પાંચેક પુટ ચોરસ જમીનનો ગોળ પત્થરોના ઢગલાના રૂપમાં ફેરવાઈ ગયલો ઢગલો જણાયો. એની ઉંચાઇ ત્રણેક ફુટથી વધારે નહિ હોય. કાળા પત્થરના ગોળવાઓના

એ ઢગલા ઉપર એક ચોરસ મંદિરના આકારની દોઢથી બે ફુટ ચોરસ, છત્રી હતી; એની વચ્ચે કોઈનુ છાતી સુધીનું બાવલુ કે કોઇ મૂર્તિ હતી એમ જણાયું. પણ એનુ મસ્તક જ હતુ નહિ! કોઈએ એ તોડી નાખેલુ હશે એમ લાગ્યું. આ પાંચ ફુટ ચોરસ જમીનના ટૂકડાની આજુબાજુ લોઢાના સળીયાની વાડ હતી, જેમા તારો પસાર કરીને વાડને મજબૂત કરવામાં આવી હતી, પરંતુ કાળના પ્રભાવે એ વાડ પણ ઉંચી નીચી થઈ ગઈ હતી, એટલે એના આકારમાં ન હતી કોઈ નિયમિતતા કે ન હતું રક્ષણ કરવાનુ સામર્થ્ય. અને છતા મદુરાતકમની એક જાહેર જગ્યામા આ મસ્તક વગરની મૂર્તિવાળી કાળા પત્થરોની ટેકરી પર બિરાજીત એ બસ્ટ શા માટે છે, કોનુ છે, આ જગ્યાએ શા માટે છે, હોય તો તે કેવુ હોવું જોઈએ, ન રાખવાનુ હોય તો એને દૂર કોણ કરવાનુ છે વગેરે અસબંધક પ્રશ્નો વિશે કોઈને વિચાર પણ થયો હશે કે કેમ એ પણ એક પ્રશ્ન જ છે. જીવનમા યોજના, વિચાર પૂર્વક કરેલી યોજના વ્યવસ્થા વગેરેના, અભાવને પરિણામે આ પ્રમાણે ઘણી વાર નિરર્થક વસ્તુઓ ઉપયોગી જગ્યાએ ભેગી થયા જ કરે છે.

ચિંગલપેટ પસાર કરતાં કાંઈ સમૃદ્ધિના દર્શન થયા. મદ્રાસ ઇલાકામાં વસ્તી ગીચ ગણાય છે છતાં એનાં શહેરોમાંનાં કેટલાંકમા આપણને ઘરની બાંધણીમા કે જૂથ રચનામાં જગ્યાની ખોટ જણાતી નથી. છુટા છુટા બંગલાઓ ચિંગલપેટ જેવા ગામમા પણ સારા પ્રમાણમાં જણાયા. દુકાનો જાણે સર્વત્ર દરિદ્ર લોકોની હોય એવી જ છાપ પહેલી નજરે પડયા કરી. મોટા પાયા ઉપર કોઇક વસ્તુનો ખ્યાલ કરીને કામ કરવાને આ લોકો ટેવાયલા લાગતા નથી. નાની નાની થોડી મૂડી ઉપર ચાલે એવી દુકાનોની બાંધણી પણ કાંઈક અંશે મનોદશાનુ સૂચક બનતી લાગતી હતી.

વારૂ, પણ આકાશ અને સૂર્ય એ બે પદાર્થો દૂર સુદૂર છતાં પણ અનન્તનાં પ્રત્યક્ષ પ્રતીક તરીકે મને મળી ગયાં એટલે.

બસના બીજા ઉતારૂઓ પેઠે મારે ઝોકાં ખાવાની, બીડી પીવાની, કે એવી બીજી કોઈ જરૂર પડી નહિ. પોતાનાં અંતરમાં જીવનનું કેન્દ્ર પ્રાપ્ત કરવાથી જે સ્વાયત્તતા મળે છે એનો પ્રત્યક્ષ અનુભવ મને બસમાં થયો. બીજા બધાને આ બસમાં મદ્રાસ પહોંચવા સિવાય બીજું કાંઈ જ કામ કરવાનું ન હતું. એ ચાર કલાકનો —જે નીકળ્યો પાંચ કલાકનો—ગાળો એમને તો કોઈ પણ પ્રકારે બસમાં ગાળવાનો હતો. એ અનિવાર્ય સંજોગોને લીધે મુસાફરો માંના કેટલાક તમોગુણની નિદ્રામાં સરી ગયા, કારણ કે કામ એમને મદ્રાસમાં કરવાનું હતું. પણ મારું તો કામ જાણે શરૂ થયું મને થયું: "અહા, ખાસ્સા ચાર કલાક,—પોતાના અંતર સાથે અને બાહ્ય પ્રકૃતિ સાથે તદ્દન એકાંતના ચાર લાંબા કલાક! એના જેવી અંતરની જ્યાફત અને એ પણ અજ્ઞાતમાં સરતી હોય એવી બસમાં બેસીને સ્થૂળથી સૂક્ષ્મ સુધીનાં બધાં નાવીન્યો અને સાહસોના પ્રદેશોમાં જવાની અમૂલ્ય તક સહીત! બસ, એટલું ભાન જ મને ચારે બાજુથી સચેતન કરી મૂકવાને અને સંસ્કારગ્રાહકતાના એક અટપટા યંત્ર જેવો બનાવી મૂકવા માટે પૂરતું હતું.

ખેતરો, વનસ્પતિ, ડાંગરની લહેરાતી હરિયાળી તો હતી જ, પણ કોણ જાણે કેવી રીતે એકદમ તે સરી ગઇ અને જાણે સમસ્ત પૃથ્વીનો એક જીવંત ભાગ બની ગઈ. કોઈ વિચિત્ર કીમિયાને લઈને કોણ જાણે કેવી રીતે શ્રી અરવિંદના મહાકાવ્ય "સાવિત્રી"નો સંસ્કાર મારા મનમાં જાગ્રત થયો. અને આજુબાજુની પૃથ્વીનાં દર્શન કરતો હું શ્રી અરવિંદના એ કાવ્યપ્રદેશમાં ઊંડો ને ઊંડો ઊતરી ગયો. હું જોતો હતો તે પૃથ્વી ધીમે ધીમે પોતાના અસલ તત્ત્વમાં વિલય પામી ગઈ! જોયું તો પૃથ્વી બની ચૂકી છે એ હકીકત ત્યાં ભુલાઇ ગઇ છે,—હજી તે બની પણ ન હતી. તેની અસલ સ્થિતિમાં ગાઢ અંધકાર, અતૂટ ગહન મૌનનો અનન્ત પટ, પ્રવાહી અંધકાર સર્વત્ર વ્યાપેલો છે અને

તે પણ જાણે ગતિહીન જડતામાં પડેલો છે. અને છતાં એ ગતિહીન જડતામાં, એ અંધકારમાં પણ ધૂંધળું ધૂંધળું અનંત આકાશ—ether—જેવું તત્ત્વ સમસ્ત વિશ્વમાં જાણે વ્યાપી રહ્યું છે.

વ્યાપક અંધકારના એ સામ્રાજ્યમાં કોઈક સ્થળે—કયાંથી, કેમ, કેવી રીતે તે ખબર પડી નહિ—પણ ગતિનો આરંભ થયો, શક્તિ જાગ્રત થઈ અને એ અંધકારના પ્રદેશમાંથી હું પાછો એકજ ક્ષણમાં બસની આજુબાજુ વિસ્તરી રહેલા હરિયાળીના વિશાળ પટોને જોતો હતો. અંધકારની જડતામાં જાગ્રત થયેલ એ શક્તિ જાણે પૃથ્વીની નીચેના પડમાંથી આવીને એ હરિયાળીમાં પ્રગટી અને ઊર્ધ્વમાં ઊંચે જવા મથતી, સૂર્યાભિમુખ સૂર્યને પહોંચવા મથતી—એ શક્તિ એક રીતે સૂર્ય વડે પોતે જીવતી પણ હતી!

ઉપર નજર કરી તો ત્યાં આકાશ અને સૂર્ય દેખાયાં અનન્તઃ અનન્ત અફાટ આકાશ જાણે ચેતનાનો સીમાહીન વિરાટ વિસ્તાર! એમાં સત્યના પુંજીભૂત સ્વરૂપ જેવો સૂર્ય, વ્યાપક અનન્તતાને સૂર્યમાળાની સર્જકતાના રૂપમાં પોતાની અંદર કેન્દ્રિત કરતો સૂર્ય, ત્રિભુવન ઉત્પાદક વિજ્ઞાનમય ચેતનાના પ્રતીક જેવો લાગ્યો. એ સૂર્યની જ્યોતિ જેમાં થઈને પસરતી હતી તે આકાશ મનોમય ચેતના એટલે કે બુદ્ધિની ભૂમિકા અને છેક નીચે સ્થૂળ પૃથ્વી, સૂર્યજ્યોતિર્મય આકાશ અને પૃથ્વી એ બેની વચ્ચે અંતરિક્ષ એમ સ્થૂળ અન્નમય, પ્રાણમય અને મનોમય પ્રતીક જેવા આ વિરાટ તત્ત્વો લાગ્યાં. સૂર્ય તો એટલો ભવ્ય હતો કે આ બીજા મુસાફરો એના તરફ જોતા પણ કેમ નથી તેનું ક્ષણભર મને આશ્ચર્ય થયું! થોડીક ક્ષણોમાં તો સૂર્ય અસાધારણ થઇ ગયો, કોણ જાણે કયાંથી કાળાં ઘટ્ટ વાદળાં એની બરાબર વચ્ચે આવી ગયાં અને સૂર્યનું ચક્ર જાણે વાદળાંના બનેલા કોઈ એરોપ્લેનને ઊડવામાં મદદ કરનાર તેજસ્વી ચક્ર હોય એમ લાગવા માંડયું. કાળાં વાદળાંઓની બે પૂરતી લાંબી પાંખો બન્ને

બાજુ પ્રસરેલી હતી અને જરા પણ અવાજ વગરં આ તેજસ્વી ચક્રવાળું એરોપ્લેન જાણે આકાશમાં દૃષ્ટિમર્યાદાની ઉપર ગતિ કરી રહ્યું હતું! એરોપ્લેનમાં કોઈ માનવ મુસાફરની હું કલ્પના પણ કરૂં તે પહેલાં તો તેનો આકાર બદલાઈ ગયો. કોઈ અદૃશ્ય ચિત્રકારે સૂર્યના બિંબ ઉપર કાળી રેખાઓ દોરીને તે વડે માનવની મુખાકૃતિ ન ઉપજાવી હોય એવો તે દેખાયો. બે હોઠની કાળી લીટીઓ અને ઉપર મૂછો; એ મુખાકૃતિ પણ બદલાતી જ રહી: ગોળ હતી તેમાંથી લંબગોળ બની અને આખરે કોઈએ સુરંગો મુકીને સૂર્યને ઉડાવી દીધો હોય તેમ તેની અંદર પ્રથમ તો ચીરા પડી ગયા અને પછી ચાર પાંચ કાળી ઊંડી કરાડો એનામાં પડી એ ખરેખર ખુબ લંબાઈ ગયો. લગભગ નળાના આકારનો બન્યો.

પાંચેક મિનિટ પછી જોયું તો કોણ જાણે કયા જાદુથી એ ગોળો પાછો સંધાઈ ગયો હતો અને સંધાઈ જવાને લીધે સંકડાઈને થોડો નાનો પણ બનેલો લાગ્યો! મેં કહ્યું, "વારૂ!" અમારી બસ એટલામા ટેકરા ટેકરીનો પ્રદેશ છોડીને ખુલ્લા મેદાનમાં આવી ગઈ હતી અને આથમતો સૂર્ય છેક ક્ષિતિજ ઉપર મારી નજરની બરાબર સીધી રેખામાં આવી ગયો,—થોડા વૃક્ષોની કતાર હતી તેની જરાક પાછળ હતો એટલું જ. પણ અમારી બસની ગતિ સાથે સરતો સરતો ધીમે ધીમે તે એટલો મોટો દેખાયો કે જાણે ક્ષિતિજ ઉપરનાં વૃક્ષોની હારના ઉપર તોળાઈ રહેલો કોઈ અસાધારણ કદનો ફૂટબોલ ન હોય! થોડીવારે એ ફૂટબોલ આપોઆપ ક્ષિતિજ પર ગબડયા કરતો હતો! મને થયું કે ક્ષિતિજ આગળની એ જમીન અદ્ભુત રીતે સરલ અને સપાટ હોવી જોઈએ, કારણ કે જરાયે ઊંચો નીચો થયા વિના એ દડો ગબડયા જ કરતો હતો! બિલિયાર્ડના કોઈ સુંવાળા ટેબલની સપાટી ઉપર જાણે ન ગબડતો હોય! અને ઝડપ પણ કેટલી? બરાબર, અમારી બસના જેટલી. કોઈ ઝાડની ડાળીમાં એ ભરાઇ પણ ન

રહ્યો, કોઈ ડાળી સરખી તૂટવાનો અવાજ પણ ન થયો. એક પાદડુ ખરી પણ ન ગયુ અને આ તેજસ્વી ગોળો નીરવ ગળડયા જ કર્યો, વહ્યા જ કર્યો !

કોણ જાણે કયાથી ત્રિભુવનની રચના શ્રેણી મારા મનમાં ખડી થઇ. પ્રથમ પૃથ્વી તો હતીજ વિસ્તૃત જમીન, ટેકરીઓ, ખેતરો અને મોટા મોટા ખડકો મૈનુ સ્વરૂપ પ્રત્યક્ષ કરાવી રહ્યા હતા જીવનનો પટ.–પ્રાણુનો વિશાળ મહાસાગર, પણ વિસ્તરી રહ્યો હતો મે કહ્યુ, "લાવ તો આને જોઇએ," અને હુ એ વિશાળ પ્રાણુમહાસાગરમા સરી ગયો. તે સમયે વિશ્વવ્યાપી વિરાટ પ્રાણુ મને એટલો પ્રત્યક્ષ સ્વાનુભૂત લાગ્યો કે જેમ કોઇ માણુસ પોતાનુ નામ યાદ કરતો નથી, ખરુ જોતા જાગ્રત સંજ્ઞામા પોતાનુ નામ તેને યાદ પણ આવતુ નથી–તેમ આ પરિચિત સ્વાનુભૂત એવા પ્રત્યક્ષ પ્રાણુમહાસાગરને હુ એના વિશે સચેતન થયા વિના અનુભવી રહ્યો

એટલામા પાછું જડ તત્ત્વ બનેલુ પાર્થિવ જગત દેખાયુ અને તેમા શક્તિ વિજળી રૂપે ચમત્કાર કરી ગઈ મને થયુ કે જીવન-રૂપી જે શકિત પ્રગટે છે, પ્રાણુસ્વરૂપ જે ચેતનશકિત બને છે તેનુ જ પૂર્વરૂપ એ વિદ્યુતશકિત છે અને છતા જડમા પ્રગટતી એ શકિતના અનન્ત પ્રવાહોનાં લક્ષણો અને ગુણો તથા જીવન તત્ત્વરૂપ લક્ષણો અને કયા એક છે એવો પ્રશ્ન પણ થયો. પણ તેથી શું ? અહીં બાજુ પર બેઠેલા આ બે, એક યુવાન અને એક યુવતી, જ્યારે બહારની સૃષ્ટિને જૂએ છે ત્યારે તેમની નજર કેટલી સામાન્ય હોય છે પરતુ જ્યારે તેઓની દૃષ્ટિ એક બીજા ઉપર પડે છે, ત્યારે ? તેમા કેટલી વિલક્ષણ અને સુદર તેજની છટા ચમકે છે જે એ બન્નેને તેઓ છે તેના કરતા પણ વધારે સુદર બનાવી જાય છે આ પરસ્પર આકર્ષણુનો આનદ, કેવળ આકર્ષણુનો જ નહિ પરતુ તેના પ્રત્યુત્તરનો આનદ એમને આ સમગ્ર બાહ્ય સૃષ્ટિ કરતા વધારે સમીપ અને વધારે સુલભ લાગે

છે. ખરું જોતાં, એ યુગલ પ્રાણના ખુલ્લા મહાસાગરમાં હજી પ્રવેશ પામ્યું નથી, કારણ કે પ્રાણનો એ મુક્ત મહાસાગર તો વિપુલ સામર્થ્ય, ઓજસ, શકિત, ઊર્જિતતા અને મહિમાનો ભંડાર છે. પરંતુ એ જ પ્રાણ અહંપ્રધાન, સંકુચિત માનવ જીવનમાં આવતાં કામના, ઇચ્છા વાસના અને પ્રાપ્તિની ક્ષુધાનું રૂપ ધારણ કરે છે. નિરાંત એટલી છે કે પ્રાણની એ ક્ષુધા પરસ્પર વિનિમયમાં આનંદ માણી શકે છે, મિલનમાં રાચે છે અને સ્વાર્પણમાં ઉન્નતિ સાધે છે.

જડને સચેતન કરનાર, જડની અચેતનતામાં આતુરતા, ઉપચય (intensity) અને આક્રંદ જાગ્રત કરનાર પ્રાણ કોઈ પ્રવાહી—પણ વિદ્યુતશક્તિના પ્રવાહ વડે પ્રવાહી—એવો પદાર્થ લાગ્યો. અને કામનાના રંગના, શકિતના, એમ વિવિધ પ્રકારના ઘડી ઘડી પલટા લેતી ઊર્મિઓનો બનેલો એક મહાસાગર એ પ્રાણ બની ગયો. પ્રાણીઓ અને માનવો—જીવન સમસ્ત—એ મહાસાગરમાં જાણે સતત સ્થિર હોય એવી દેખાતી છતાં અવ્યાહત ગતિમાન એની ઊર્મિઓનાં શિખરો હોય એવાં દેખાતાં હતાં. એ વિશાળ મહાસાગરમાં સરતાં થોડીવારમાં ચિંગલપટનાં કેટલાંક સુશોભિત ઘરો દેખાયાં, અને ફરીને જીવનના એ પ્રાણમય અનંત મહાસાગરમાં સુખની શોધ કરતી માનવજાતિ દેખાઈ. એ સુંદર વિશાળ બગીચાવાળું, રસ્તાની જડતાથી અને આજુબાજુની ગ્રામ્યતાથી જાણે દૂર રહેવા માગતું હોય એવું, સીમેંટ-કોન્ક્રીટની સુઘડ બાંધણીવાળું ઘર પ્રાણના એ સાગરમાં તરતું હતું. આજુબાજુના સાયંકાળના અંધારામાં ઘરમાં બળતા વિજળીના દીવાથી એ ઘરના થોડા ભાગો સુદીપ્ત અને જોઈ શકાય તેવા બન્યા હતા, મને પ્રશ્ન થયો, "શું એ ઘરમાં રહેનાર માણસો સુખી હશે ? કોણ કહી શકે ? પ્રાણમાં સુખની શોધ કરવાની વૃત્તિ પ્રકૃતિદત્તછે અને એકનજરે જોતાં એમ જણાય છે કે એને ખાતર માનવે સંસ્કૃતિ રચી છે. પરંતુ મોટે ભાગે સુખ તો જીવનને હાથતાળી આપીને નાસી જ જાય છે અને કોઇ બીજી જ વસ્તુ માનવજાતિને આવાહન કરે છે.

હવે અમારી બસ ટારના બનેલા સુંદર રસ્તા પર વેગભર જતી હતી. એની આગળના બે રીફ્લેકટરવાળા જ્વલંત દીપકો બે ત્રણ ફર્લાંગો સુધી રસ્તા પર આવી રહેલાં વૃક્ષોને અને પદાર્થોને સિનેમાની ફિલ્મની પેઠે બતાવી આપતા હતા. અંધારામાં લીન થઈ ગયેલાં આમલીના ધુળીયા થઈ ગયેલાં વૃક્ષો પર બસનું તેજ પડતાં તેમનો કોઈ જુદો જ ભૂરો રંગ બની જતો અને તેની અસર પણ કોઈ જુદી જ અપાર્થિવ હતી—એમ લાગે કે વૃક્ષો જાણે પૃથ્વી પરના છે જ નહિ. એટલામાં ચારે બાજુ અંધકારનુ સામ્રાજ્ય પૂરેપૂરૂ જામી ગયેલુ લાગ્યુ. અને તેમાં વચમાં વચમાં તરતી હોડી જેવા દીવાઓ કે જ્યોતિસમુહોના ટાપુઓ દેખાતા હતા. શ્રી અરવિંદનું પેલુ કાવ્ય યાદ આવ્યું :
All is abolished but the mute Alone.

*  *  *

The city, a shadow picture without tone
Floats, quivers unreal; forms without relief
Flow, a cinema's vacant shapes; like reep
Foundering in shoreless gulfs the world
is down.

—ચારે બાજુ અંધકાર હતો અને જગત તેમાં ડૂબી ગયુ હતું,—પ્રાતિભાસિક જેવું બની ગયું હતું તેમાં વળી એક વધારે અગોચર (weird) અસર ઉમેરાઇ અને એની છાપ મારા માનસ પર સઘનપણે પડી. પોંડિચેરીમાં અમે આકાશમાં ઝુલતો દીવો બતાવી શકતા, આકાશમાં એટલે કે અદ્ધર. શ્રી અરવિંદના ઓરડાની બારીઓના કાચની પેલેપાર અદ્ધર આકાશમાં ઝૂલતા વિજળીના દીવાની જે આભાસિક પ્રતિકૃતિ પડતી હતી તે અમારો આકાશમાં ઝૂલતો દીવો હતો! પણ અહિં તો કાંઇ નવું જ હતું. અમારી બસની અંદર ચાર દીવાઓ થયા હતા એટલે એ દીવાને પરિણામે આજુબાજુના ઘન અંધકારમાં અમારી

આખી બસની, એમાં બેઠેલા સર્વ મુસાફરોની પણ – પ્રતિકૃતિ-કાચની બારીની પેલેપાર દેખાયા કરતી હતી! અને અમારી સાથે દોડતી હતી.!! સામેથી આવતી બસ જોઈને કોઈવાર મને થતું, "આ સામેથી બસ આવે છે તેની જોડે અથડાઈને આ સાથે દોડતી બસના ઉતારૂઓ ભટકાઈને અકસ્માતનો ભોગ બની જશે! આપણે બધાંને અટકવું પડશે, પાસેની હોસ્પીટાલમાં ઘાયલ થયેલાઓને લઈ જવા પડશે, અરે, કદાચ હું પણ ઘાયલ થઈ જઈશ." પણ કંઈજ ન બન્યું. પાસેની મોટરબસ પસાર થઈ ગઈ અને વળી પાછી બધા ઉતારૂઓથી ભરેલી બે બસો અમારી બસની બન્ને બાજુએ દોડવા લાગી! કેવી માયા! જગત આવું છે એમ જ જો શંકરાચાર્ય કહેતા હોય તો અમારી આ નક્કર બસ તેમાં રહેલા જીવતા ઉતારૂઓવાળી અને તદ્દન વાસ્તવિક છે એ હકીકત એમના ધ્યાન બહાર જ રહી ગઈ લાગે છે!

થોડીવાર પછી એમ પણ થયું કે બસની સાથે દોડતાં ઉતારૂઓનાં પ્રતિફલિત રૂપો સાચાં પણ છે તે એ અર્થમાં કે અમારી નક્કર બસમાં તો એ ઉતારૂઓ બેઠા છે માત્ર સ્થૂલ દેહે-પણ એમના પ્રાણ અને એમનાં મન જાણે એમની જ સૂક્ષ્મ છાયા [ કે પછી એમના બસમાં બેઠેલા સ્થૂલ દેહ એજ એમનાં સૂક્ષ્મ રૂપોની માત્ર છાયાઓ હતી?] રૂપે સાથે સાથે વિચરતા હતા! કેટલીક કામનાઓ, ઈચ્છાઓ, અને સંકલ્પોવાળાં સૂક્ષ્મ રૂપો એ બસમાં મદ્રાસ ઉપર ધસી રહ્યાં હતાં! વિરાટ પ્રાણ-સાગરમાં ધસતી અનેક સૂક્ષ્મ આકૃતિઓવાળી એ બસમાં કોઈ અનન્ય ચેતના, કોઈ દિવ્ય જ્યોતિ, કોઈ જ્ઞાનસૂર્યની જ્યોતિનું કિરણ ધારણ કરતો હું પણ એ અંધકારના મહાન સાગર વચ્ચે હોવા છતાં કોઈ જૂદે જ રૂપે ઉપરથી એને જોઈ રહ્યો હતો. કે પછી હું કોઈ સ્વર્ગલોકના વિમાનમાંથી એને જોતો હતો?



# મદ્રાસ

૨૩ વર્ષ પછીનુ મદ્રાસ ! મન પોતાની જૂની ભૂગોળ લઈને મકાનો રસ્તાઓ અને ટોપોગ્રાફી નક્કી કરવામા પડી ગયુ પણ એનો કઈ પત્તો લાગે ? પ્રથમ તો સામાન્ય રીતે આપણાં મન ઉપર પડેલા સસ્કારો ભાગ્યે પરિસ્ફૂટ અને સ્પષ્ટ રેખાવાળા હોય છે પછી તેના પર સમયના પડના પડ ચઢે જાય અને બીજા સસ્કારોના પણ પટ ચઢે એટલે પછી મનમા થયુ "જૂનું મદ્રાસ સ્મૃતિની પેટીના ઢગલામા દટાયલુ છો પડ્યુ નવું મદ્રાસ અત્યારે જેવું છે તેવુ જ જોવું સારૂ" એમ વિચારીને ચારે બાજુ જોવા માડ્યુ અને પ્રથમ છાપ તો એ પડી કે મદ્રાસ ગમે તેટલુ ગીચ ગણાતુ હોય તો પણ એમાં મનને મોકળુ કરે એવી ખુલ્લી જગ્યાઓ પૂરતાં પ્રમાણમા છે. સીમેટનાં ઢાળેલા નવી ઢબના મકાનો અને રસ્તાઓ, છટાદાર ગહેરવેશમા કોગ્રેસ રાજ્યના પોલીસો વગેરે જોઈને થયુ, "ચાલો, કાંઈ નહિ તો આટલુ તો આ લોકો કરી શકે છે, એટલે કે મદ્રાસ જેવી મહાનગરીનુ શાસનતંત્ર ચલાવી શકે છે." પછી બીજી જ ક્ષણે થયુ, "આ કાઈ કોઈએ નવું નથી કર્યું. ચાલતું હતું તેમ ચાલે છે." ઘણીવાર માનવ પોતે કર્યાનો યશ પોતાને ખાતે જમા કરે છે ત્યારે તેણે "પોતે" કેટલુ કર્યું છે તેનો તેને યથાર્થ ખ્યાલ હોતો નથી "પોતાની" શરીરયાત્રાના નિભાવથી માડીને શ્વાસો-શ્વાસ લેવાની ક્રિયા પણ તે પોતે કરે છે એનાં કરતાં આપોઆપ થયે જાય છે–થતુ હોય છે. ઉપરાત માનવ જેને 'પોતાના' કહેતો હોય છે તે વિચારો, ભાવનાઓ, આદર્શો વગેરે સૂક્ષ્મ સામગ્રીમાથી કેટકેટલુ બહારથી આવેલુ હોય છે ! એટલે કે કુટુંબ, સસ્કાર,

શિક્ષણ, ધર્મ અને આખરે પેપરો વગેરે પાસેથી—તેનો એનો ખ્યાલ પણ ભાગ્યે હોય છે!!

ધીમે ધીમે શાહુકાર પેઠની પરિચિત દુકાનો અને રસ્તાઓ પાસે થઈને અમારી રીકશા જવા લાગી પહેલાંની શાહુકાર પેઠ, જાણે વધારે Compressed દબાઈને નાની થઈ હોય એમ લાગ્યું—દુકાનો અને સ્ટોર્સ ઠાસી ઠાસીને ભરેલા જેવા દેખાયા. કેટલીક દુકાનોનુ ક્ષેત્રફળ ૫ ફુટ × ૧૦ ફુટ એ તો ઠીક, પણ કેટલીકનુ તો ૩ ફુટ × ૩ ફુટ જોયું!! એ ત્રણ ફુટ ચોરસ જગ્યામાં મોંઘું ભાડું ભરીને વેચવાનો સામાન રાખીને દુકાનદાર બેસે છે શી રીતે, માલ કયાં રાખે છે, વેચે છે શી રીતે અને નફો શો કરે છે એ પ્રશ્નના ઉત્તર આપેક્ષતાના સિદ્ધાંત પ્રમાણે કદાચ આઈનસ્ટાઈન આપી શકે, મારી શક્તિની તો બહાર છે. પોંડીચેરીના પીઅર ઉપર જે લોઢાનો ઠક્કો બાધેલો છે એના પાણીમાં રહેલા સ્લીપર્સ પર તળેના ભાગમાં માછલીઓ અને કરચલાઓ પોત પોતાનાં દર, કોકડા કે રહેઠાણ તૈયાર કરીને રહે છે, યા તો મધપૂડામાં માખીઓ જેમ પોતાના છ ખૂણીયા ચોકઠામાં ગીચોગીચ રહે છે, તેમ અહીં માનવ રહેતો લાગ્યો. શાહુકાર પેઠના જ એક મકાનમા રાત્રે જમીને સૂઈ સવારે ઉઠયો ત્યારે એક ચકલી ઓરડામાં ઉડીને આ અજાણ્યો પુરૂષ કોણ છે એમ પ્રશ્ન પર પગ કરતી હતી કદાચ એને સંતોષકારક જવાબ નહિ મળ્યો એટલે એ પ્રશ્ન પૂછી પૂછીને કંટાળીને બહાર ઉડી ગઈ.

સવારે અગાશી ઉપર જઇને મદ્રાસના આ લત્તાનુ વિહંગ દ્રશ્ય જોતાં જણાયુ કે આ મદ્રાસ ત્રીશ વર્ષ પહેલાંનુ નાના નાના છાપરાઓવાળુ મદ્રાસ નથી, પરંતુ મુંબાઈનુ નાનુ બચ્ચું હોય એવું બની ગયુ છે. અને એક પ્રકારે મનમાં સતોષ પણ થયો કે અહીં રહેતા ગુજરાતીઓમા પહેલા કેવળ ધન ઉપાર્જન કરવાનો લોભ હતો તે થોડેઘણે અંશે પોતાની સગવડ અને આરામને ખાતર ખર્ચ કરવાની વૃત્તિમા પરિણામ પામ્યો હતો.

મદ્રાસ ખાતેની જોવા લાયક જગ્યાઓમાં તેની બીચ અને મ્યુઝીયમ ગણાવી શકાય. મદ્રાસની બીચનો લાંબો પટ ખુલ્લા દરિયા ઉપરની રસ્તાવાળી બીચ તરીકે કદાચ સૌથી ઉત્તમ હશે એમ લાગે છે. મદ્રાસની સરકાર એના ઉપર મકાનો ન બનાવે અને એને સ્વચ્છ રાખવાની કાળજી રાખે તો હું ધારું છું કે હિંદના મોટા શહેરોમાંની તે એક સુંદરમાં સુંદર બીચ બને. અહિ સવારથી માંડીને મધ્યરાત સુધી પ્રકૃતિની આ અમૂલ્ય ભેટ,–સમુદ્રનો લાભ શારીરિક સ્વાસ્થ્યથી માંડીને માનસિક શાંતિ અને કલ્પનાના વિલાસ સુધી તો માનવ વિના મૂલ્યે મેળવી શકે છે અને એ મારી દૃષ્ટિએ મદ્રાસ જેવા શહેરના બીજાં અનેક દૂષણોનો ઉત્તમોત્તમ બદલો પણ બની રહે છે. અનન્ત, અફાટ સમુદ્રનું દૃશ્ય, તેના બદલાતા રંગો અને સ્વરૂપ સાથે પરિચય, વિવિધ ઋતુના અને દિવસના જુદા જુદા સમયના તેના Mood – મિજાજ સાથે એકતા કરવી કે તેની કદર કરવી એ પ્રકૃતિની આ મહાન આશિષનો ઉત્તમોત્તમ ઉપયોગ છે. અહીં આવનારાઓમાંના સેંકડોમાંથી કદાચ કોઈક જ એનો ઉત્તમોત્તમ પ્રકારનો લાભ ઉઠાવતા હશે તો પણ સમુદ્રની સન્નિધિની અને તેનાં દર્શનની જે અસર માનવની અવચેતના પર થાય છે તેથી પણ માનવ એક પ્રકારની ચેતનાંની વિશાલતા અને અશાન્તિનું શમન અને કલાન્તિનો પરિહાર અનુભવે છે એટલું તો નક્કી. થોડા સમય માટે જીવનની સંકુચિતનામાંથી મુકત થઈને વિશાળ અનન્ત પ્રકૃતિની વિભૂતિનું સાનિધ્ય અનુભવીને માનવ પણ જાણે અજાણે ચિંતા મુકત પ્રકૃતિનો બાળ બને છે અને જો કવિ વર્ઝ-વર્થની પેઠે પ્રકૃતિના આત્માની સાથે તાદાત્મ્ય અનુભવે તો એ વિરલ અનુભૂતિનો પણ અધિકારી બને છે.

કદાચ અશાન્ત અસ્થિર અને કલાન્ત માનવ અહિ આવીને આ સ્થૂલ દેખાતા સાગરની પાછલ રહેલ કોઈ ચેતન તત્ત્વને પોતાની બધી જીવનની વિટંબનાઓ આપી દેતો હશે અને તેની અનન્ત-તામાંથી પોતાની સાંતતાને પાછી સાજી સમી અને તાજી કરી,

Reconditioned થઈને કદાચ પાછો વળે છે પરંતુ એક બાજુ જીવનના વ્યવહારની માગણીઓ અને આવશ્યકતાઓ અને અનન્તનો વધારે સ્પર્શ સહન કરવાની અક્ષમતા પણ માનવની મર્યાદા માટે જવાબદાર હશે એમ લાગે છે.

*  *  *

કદાચ મદ્રાસમાંજ જોવા મળે એવું એક દૃશ્યઃ ૧૫ થી ૨૦ દિવસની વધેલી દાઢીવાળો ૪૫થી૫૦ વર્ષનો ભસ્માંકિત શરીરવાળો ભૂદેવ, ઉઘાડે શરીરે વગર જોડે સાયકલ પર આરૂઢ થઈને માઉન્ટ રોડ ઉપર બિલકુલ નિઃસ્પૃહીપણે અને આત્મ સંતોષની અદાથી પેડલ કર્યો જાય છે ! પ્રાચીન અને અર્વાચીનનું આવા અદ્‌ભુત સંજોગોમા થયલુ મિલન ભવિષ્યની કોઈ અગમ્ય પરિસ્થિતિની આગાહી રૂપ લાગતું નથી ?

મદ્રાસના રાજમાર્ગો ઉપર કોઈક કોઈક જગ્યાએ લાડ ગોવિંદદાસ નામના દાનેશ્વરીએ વિસામાઓ બંધાવ્યા છે. વિસામા તરીકે વિસામા સારા છે. કોઈ તેમની સંભાળ લેતું હોય એમ લાગ્યું નહિ. વળી સંભાળ લેવાની વ્યવસ્થા કદાચ થાય તો મંદિરના પૂજારીઓ અને સરકારી અધિકારીઓ પેઠે અહીં પણ લાંચની પ્રથાનો આરંભ થાય તો નવાઈ નહિ. પરંતુ બિચારા ગોવિંદદાસનો હેતુ બર આવ્યો જણાતો નથી, કારણ કે આ વિસામાઓ મોટે ભાગે તો વગર ધંધાના માણસોને વગર ભાડે પડી રહેવાના અડ્ડાઓ તરીકે કામ લાગે છે એ તો જાણે આ ચારે તરફ વધતી જતી મકાનોના અછતના જમાનામાં છેક ખોટું કદાચ ન પણ ગણાય. પરંતુ એ વિસામાઓ શહેરના લોફર, રખડાઉ, ચોર અને ગુન્હા કરનારાઓ માટે બહુ સારા મિલન સ્થાનો ઉપરાંત આશ્રય સ્થાનો પણ હોય એમ મને લાગ્યુ. આમ માનવની ઉત્તમોત્તમ હેતુઓથી પ્રેરાઈલી પ્રવૃત્તિઓ પણ આખરે પોતાનું ધ્યેય કેટલું ઓછુ સાધી શકે છે

અને કેટલીક વાર તો ધારેલા હેતુથી વિપરીત હેતુઓ પણ કેમ સાધે છે એ આનાતોલ ફ્રાન્સના મતવ્યનુ સમર્થન મને મળ્યું લાડ ગોવિંદદાસને એના દાનનો ઉપયોગ આવો થશે એની કલ્પના પણ નહિ હોય માનવનુ હિત કે કલ્યાણ કરવાની પ્રવૃત્તિની સફળતાને જે મર્યાદાઓ રહેલી છે તે સમજાય તો તેમના વિશેની વધારે પડતી સાત્ત્વિક આસક્તિ પણ કાંઈક અંશે ઓછી થાય.

સામાન્ય જીવનમા પણ માણસ જાગ્રત રહે તો સત્ય પ્રાપ્તિ પ્રત્યે ગતિ કરી શકે છે એનુ એક સુદર ઉદાહરણ અણધાર્યું જોવા મળ્યુ રેલ્વે ઓફીસના શુષ્ક ટાઈમ ટેબલ હુ જોતો એમ એસ એમની ઓફીસમા બેઠો હતો અને ગાડીના ટાઇમની નોધ કરીને ઉઠવાની તૈયારી કરતો હતો એટલામા ૨૦-૨૧ વર્ષનો તામીલ જૂવાન-જે રેલ્વેમા નોકરી કરતો હોવો જોઈએ તે-આવ્યો અને ટેલિફોન ઓપરેટર તરીકે કામ કરનાર એના એક ખ્રિસ્તી મિત્રને અગ્રેજીમા કહેવા લાગ્યો, "અરે ! આ સીનેમાઓ જોવામા લોકોને શો રસ પડતો હશે, વારુ ? લાબી ટીકીટ લેનારાઓની કતારમા હુ વાટ જોઈને કટાળી ગયો એટલી લાબી વાટ જોઈને અને ગીરદીમા પીસાઈને પછી સીનેમા જોવામા શી મઝા પડતી હશે ?" મે મનમા વિચાર્યું, "સીનેમામા આનંદ છે એમ નથી શનિવારનો સમય આ રીતે ગાળવામા અને સીનેમાને તે રીતે સમય ગાળવાનુ સાધન બનાવવામા આનદ છે ઘણા લોકો પોતાનો સમય કેમ ગાળવો એટલુ પણ જાણતા નથી મારી જોડે વાત થતા મે તેને કહ્યુ, મે જીવનમા એક પણ ટૉકી જોયુ નથી એ જાણીને તેને ઘણુ આશ્ચર્ય થયુ સીનેમા ટૉકીમા કલા સર્જનને સારુ જેવુ સ્થાન છે એ મે તેને કહ્યુ પરન્તુ જીવનનુ જે જ્ઞાન મને મળ્યુ છે તેમા ટૉકી ભાગ્યે ઉમેરો કરી શકે એમા ટેકનીકની દૃષ્ટિએ તો ઘણી રસ પડે એવી બાબતો છે. જુવાન મદ્રાસ મારી ટીકા સાભળી હસ્યો શા માટે લોકો ટૉકી જોવા માટે શનિવારે પડાપડી કરે છે તે વિષે મે

એને અંગ્રેજીમાં કહ્યું કે—ઘણા લોકોને એકાંતમાં અને એકલા રહેવાનો, કાંઈ પણ સ્થૂલ પ્રવૃત્તિ વિનાના, નવરા–રહેવાનો ભય હોય છે. પોતાની અસલ જાતનો પોતાના અંતરની આરસીમાં ભેટો થઈ જવાની એમને બ્હીક હોય છે. કદાચ એવું મિલન એમને આનંદશામક-ગમે નહિ તેવું નીવડતું હશે એટલે એવા લોકો પૈસા ખર્ચીને અગવડ અને ઉજાગરો વેઠે છે.

## મ્યુઝિયમ અને કલાશાળા

મદ્રાસનું મ્યુઝિયમ હિંદનાં મ્યુઝિયમોમાં એક સારામાં સારું છે. ખાસ કરીને ત્યાં જે મૂર્તિકલા રજૂ થઈ છે તે મને લાગે છે કે આખા હિંદના સંગ્રહોમાં ઘણું આગળ પડતું સ્થાન લે તેવી છે. મોટા કદની પથ્થરની મૂર્તિઓ વ્યવસ્થિત રીતે થોડી માહિતી સહિત અહીં છૂટી છૂટી ગોઠવાયલી છે તેથી મૂર્તિ જોવાના આનંદ ઉપરાંત થોડીક માહિતી અને જ્ઞાન પણ પ્રેક્ષકને મળી રહે છે. આ મ્યુઝિયમના ક્યુરેટર ડૉ. અયપ્પેન ઍન્થ્રોપોલૉજી—નૃવંશવિદ્યાના ખાસ નિષ્ણાત છે અને મદ્રાસ મ્યુઝિયમના પહેલાં હિંદી ક્યુરેટર છે. કલાદ્વારા એટલે કે ધર્મ અને કલાના સુભગ સંયોગ વડે માનવસંસ્કૃતિનું મૂલ્યાંકન કરવાની તક અહીં પ્રતિમાઓના અભ્યાસદ્વારા પ્રેક્ષકને મળી રહે છે. એ કાર્યમાં મ્યુઝિયમના સંચાલકો બને તેટલી સહાય કરે છે.

માહેન્જોદેરોમાંથી મળી આવેલા ઈ. સ. પૂર્વે ૫૦૦૦ના પદાર્થોથી માંડીને ૧૩મીથી ૧૪મી સદી સુધીની પથ્થરની અને ધાતુમાં ઢાળેલી મૂર્તિઓ અહીં સંગ્રહવામાં આવી છે તથા માઈસોર રાજ્યનાં જંગલમાં રહેનાર જાતિઓના ઘરના નમૂના, તેઓના વપરાશની વસ્તુઓ, દૈનિક જીવનનાં સાધનો વગેરે અહીં સંગ્રહાયાં છે, એટલું જ નહિ પરંતુ આફ્રિકા અને અરબસ્તાનની કેટલીક એબોરિજિનલ એટલે કે વનજીવી ઇતિહાસપૂર્વેની જાતિઓનાં જીવન જોડે તેનું સામ્ય બતાવવાના પ્રયત્નો પણ થયા છે. એ સામ્ય કેટલે સુધી સાચું છે એ પ્રશ્ન વિચારવા જેવો છે. અહીંના

સંગ્રહમાં બુદ્ધો અને બોધિસત્ત્વો, શિવ અને વિષ્ણુનાં અને સ્વરૂપો વગેરે જોતાં એમ લાગે કે આ શિલ્પીઓએ પોતાની કલાને ધાર્મિક ભાવથી ભજી છે તે તેની ઉત્તમતાને માં મોટે ભાગે જવાબદાર છે. અમરાવતીના આરસપહાણના સ્તૂપના અવશેષો મને લાગે છે કે આખા હિંદુસ્તાનના બીજાં મ્યુઝિયમોમાં અહીંના જેટલા કદાચ નહિ હોય. કેટકેટલા મંગળ ઘટો, કેટકેટલ ધર્મચક્રો, બુદ્ધનાં જીવનના કેટકેટલા પ્રસંગો, કેવા સુશો ભનો, વેલો અને સ્તંભો તથા જગવિખ્યાત થયેલાં બુદ્ધ જીવનના પ્રસંગો આલેખતાં મુદ્રકો એ સઘળું અહીં જોવા મળે છે એનો એક એક વિભાગ લાંબો સમય લે એટલું વિસ્તૃત અને સમૃદ્ધ આ સંગ્રહસ્થાન છે. બુદ્ધ, અશોક, ગુપ્ત, ચાલુક્ય, રાષ્ટ્રકૂટ વગેરે સમયનાં મૂર્તિવિધાનો ધ્યાન ખેંચે તેવાં અને અભ્યાસ કરવા લાયક છે. થોડો વખત જાણે આ મદ્રાસના શહેરને ભૂલી જઈને એ દેવદેવીની પ્રતિમાઓ, મંદિરો અને ગોપુરો ઊભા કરનાર માણસો અને તેમના જમાના વચ્ચે જઇ રહીએ છીએ અને મૂર્તિઓનાં દેહભંગોમાં તથા તેમનાં મુખ ઉપર આલેખાયલા ભાવ સાથે તાદાત્મ્ય સાધીને અંતર જીવનની અને સૌંદર્યની કોઇ વિરલ ભૂમિકા ઉપર જઈને ઊભા રહીએ છીએ. ત્યાંથી પાછા ફરતાં આ વર્તમાન જમાનો બાહ્ય તેમ જ આંતર દૃષ્ટિએ એ પુરાતન જમાનાઓથી કેટલો દૂર છે તેનો આપણને ખ્યાલ પણ ભાગ્યે આવે છે.

મૂર્તિવિધાનનો વિભાગ જેટલો સમૃદ્ધ છે તેટલો જ સમૃદ્ધ કદાચ અહીંનો ખનિજપદાર્થનો સંગ્રહ હશે. આપણે ત્યાં ખનિજ વિદ્યા વિશે તથા ખનિજ પદાર્થો વિશે જે ઘોર અજ્ઞાન પ્રવર્તે છે તેને દૂર કરવા માટે કાંઈ નહિ તો એક વાર આ મ્યુઝિયમમાં મુકાયલા નમૂનાઓનો અભ્યાસ કરવો આવશ્યક છે. આપણા દેશમાં અતુલ પ્રાકૃતિક સમૃદ્ધિ રહેલી છે છતાં તે સઘળી ખીલ્યા વગરની જ રહે છે તેનું કારણ પ્રકૃતિના પદાર્થોનો શેમાં અને

કેવી રીતે ઉપયોગ થઈ શકે તેમ છે તેનું અર્વાચીન ભૌતિક વિદ્યાની દૃષ્ટિએ આપણને બિલકુલ જ્ઞાન નથી હોતું તે છે. ફેલ્સપાર, ડોલોમાઇટ, હીમેટાઇટ, સિલિકા, તેના જુદા જુદા સંયુક્ત પદાર્થો, ધાતુવાળાં ખનિજો એ બધાના કાચા દ્રવ્યોનું થોડું જ્ઞાન અને પરીક્ષા આપણા સાધારણ જનમાં હોય તો આપણી ઔદ્યોગિક પ્રગતિમાં ઘણો ફેર પડી જાય.

એક વિભાગમાં Archeological Department—પ્રાચીન શોધખોળખાતાએ હિંદની સંસ્કૃતિના અભ્યાસને માટે ઉપયોગી થઇ પડે એવી માહિતી સર્વસુલભ કરવા માટે દરેક મ્યુઝિયમમાં પ્રાચીન સમયના અવશેષોના નમૂનાઓ કાળાનુક્રમમાં ગોઠવીને મૂકવાની વ્યવસ્થા કરી છે જેથી કરીને એ નમૂનાઓ ઉપરથી સંસ્કૃતિનો અભ્યાસ થઈ શકે. આ પ્રમાણે દિલ્હી, હૈદ્રાબાદ, મુંબાઈ, મદ્રાસ વગેરેના મ્યુઝિયમોમાં મોહેન્જો–દેરોમાંથી નીકળેલા પદાર્થોના નમૂનાઓ મોકલવામાં આવ્યા છે અને તે તે મ્યુઝિયમમાં ગોઠવાયા છે. મારે કહેવું જોઇએ કે દિલ્હી સિવાય કોઈ સ્થળે એ પ્રાચીન શોધખોળ ખાતાના નમૂનાઓ એટલી સારી વ્યવસ્થિત રીતે ગોઠવાયલા જણાયા નથી. મદ્રાસના સંગ્રહસ્થાનમાં અમરાવતીના આરસના જે અવશેષો છે તેની પુનર્વ્યવસ્થા કરવી જોઈએ એવી છાપ એ વિભાગ જોઇને મારા મન પર પડી છે.

ઈગ્મોર સ્ટેશન પાસે આવેલી કલાશાળા–સરકારી સ્કૂલ ઓફ આર્ટસ પણ જોઈ. એમાં મોટે ભાગે ધાતુની ઢાળેલી થોડી પ્રાચીન મૂર્તિઓ, થોડું નમૂનાનું ફરનિચર, કેટલીક જોવાલાયક જાપાનથી આણેલી વસ્તુઓ, ચિત્રો, પાનદાનો, પ્રાચીન ઘરગથ્થુ ઉપયોગમાં લેવાના ઉપસ્કરો–આમ આ કલાશાળાનું મ્યુઝિયમ નાનું સરખું છે તોપણ હોશિયાર વિદ્યાર્થીને તે નવા વિચારો આપી શકે તેવું છે. પરંતુ એ સંગ્રહસ્થાન બહુ વપરાતું હોય એમ મને લાગ્યું નહિ. નમૂનાઓની ઉત્તમતા કે ખામીઓ

વિદ્યાર્થીઓના મન પર ઠસાવવા માટે શિક્ષકો તરફથી પ્રયત્ન થવો જોઇએ. એમ થાય તો જ આવા નમૂનાઓ સ્કૂલમાં મૂકયાનું સાર્થક થયું ગણાય. વિદ્યાર્થીઓને હાથે બનાવેલી કેટલીક વસ્તુઓ અહીં પ્રદર્શિત કરવામાં આવી છે, પરંતુ તે વસ્તુઓની કિમત એટલી તો ભારે હોય છે કે બજારની અંદર બીજાઓની હરીફાઇમાં એ ભાગ્યે જ વેચાઈ શકે. આ ખામી કેવળ મદ્રાસની કલાશાળાની નહિ પરંતુ મેં જેટલી કલાશાળાઓ જોઈ છે તે બધીને લાગુ પડે છે. જો વિદ્યાર્થીઓને વ્યવહારુ ઉદ્યોગ શીખવવામાં આવતો હોય અને સંસ્થાઓ કોઈ પણ ધંધાનું વ્યવહારુ શિક્ષણ આપવાનો દાવો કરતી હોય તો વિદ્યાર્થીઓ જે વસ્તુ બનાવે તે ધંધાદારી માણસે બનાવેલ વસ્તુથી સોંઘી નહિ તો વધારે મોંઘી તો ન જ હોવી જોઇએ. અહીંના વિદ્યાર્થીઓનું ચિત્રકામ કે મૂર્તિવિધાન જોવાની તક મને મળી નહિ, કારણ કે સ્કૂલ રજા પછી તુરત જ ઉઘડી હતી. શાળાના સંચાલક, ચિત્રકાર અને મૂર્તિશિલ્પી મિ. દેવીપ્રસાદરાય ચોધરીએ એમનાં ચિત્રો અને એમણે બનાવેલી મૂર્તિઓ જોવાની સગવડ કરી આપી. ચિત્રકલાનાં ક્ષેત્રમાં એમનું નામ બંગાલની નવીન ચિત્રશાળા સાથે એટલે શ્રી અવનીન્દ્રનાથ ટાગોર અને નંદલાલ બોઝના શિષ્યો સાથે સંકળાયલું છે. એમના કરેલા કેટલાક વ્યક્તિચિત્રો–Portraits–ઘણા જ ધ્યાન ખેંચે તેવા અને વ્યક્તિની વિશિષ્ટતાને બહાર લાવી શકે તેવા હતા. મદ્રાસમાં મેં એમનાં જે ચિત્રો જોયાં તે બહુ ઉત્તમ હતાં એવી છાપ મારાં મન પર પડી નહિ. પરંતુ ત્યાર પછીથી ત્રિવેન્દ્રમનાં રાજ્યના ચિત્રાલયમાં એમનાં કેટલાંક કદાચ વર્ષો પહેલાં ચીતરેલાં એવાં ચિત્રોમાં એક મોરનું અને વિનાશ પામતા એક વડનું ચિત્ર ઘણાં જ સુંદર હતા. મિ. રાય ચોધરી જોડે જે થોડી મિનિટ વાત કરવાની તક મળી તે ઉપરથી ફરીને એ સત્યનું ઉદાહરણ જોવા મળ્યું કે કોઇ પણ કલાસર્જકના કલાવિવેચના વિશેના વિચારો એને પોતાને માટે અને પોતાના પૂરતા સંતોષ

વિદ્યાર્થીઓના મન પર ઠસાવવા માટે શિક્ષકો તરફથી પ્રયત્ન થવો જોઇએ. એમ થાય તો જ આવા નમૂનાઓ સ્કૂલમાં મૂકયાનું સાર્થક થયું ગણાય. વિદ્યાર્થીઓને હાથે બનાવેલી કેટલીક વસ્તુઓ અહીં પ્રદર્શિત કરવામાં આવી છે, પરંતુ તે વસ્તુઓની કિંમત એટલી તો ભારે હોય છે કે બજારની અંદર બીજાઓની હરીફાઇમાં એ ભાગ્યે જ વેચાઈ શકે. આ ખામી કેવળ મદ્રાસની કલાશાળાની નહિ પરંતુ મેં જેટલી કલાશાળાઓ જોઈ છે તે બધીને લાગુ પડે છે. જો વિદ્યાર્થીઓને વ્યવહારૂ ઉદ્યોગ શીખવવામાં આવતો હોય અને સંસ્થાઓ કોઈ પણ ધંધાનું વ્યવહારુ શિક્ષણ આપવાનો દાવો કરતી હોય તો વિદ્યાર્થીઓ જે વસ્તુ બનાવે તે ધંધાદારી માણસે બનાવેલ વસ્તુથી સોંઘી નહિ તો વધારે મોંઘી તો ન જ હોવી જોઇએ. અહીંના વિદ્યાર્થીઓનું ચિત્રકામ કે મૂર્તિવિધાન જોવાની તક મને મળી નહિ, કારણ કે સ્કૂલ રજા પછી તુરત જ ઉઘડી" હતી. શાળાના સંચાલક, ચિત્રકાર અને મૂર્તિશિલ્પી મિ. દેવીપ્રસાદરાય ચોધરીએ એમનાં ચિત્રો અને એમણે બનાવેલી મૂર્તિઓ જોવાની સગવડ કરી આપી. ચિત્રકલાનાં ક્ષેત્રમાં એમનું નામ બંગાલની નવીન ચિત્રશાળા સાથે એટલે શ્રી અવનીન્દ્રનાથ ટાગોર અને નંદલાલ બોઝના શિષ્યો સાથે સંકળાયલું છે. એમના કરેલા કેટલાક વ્યક્તિચિત્રો–Portraits–ઘણા જ ધ્યાન ખેંચે તેવા અને વ્યક્તિની વિશિષ્ટતાને બહાર લાવી શકે તેવા હતા. મદ્રાસમાં મેં એમનાં જે ચિત્રો જોયાં તે બહુ ઉત્તમ હતાં એવી છાપ મારાં મન પર પડી નહિ. પરંતુ ત્યાર પછીથી ત્રિવેન્દ્રમનાં રાજ્યના ચિત્રાલયમાં એમનાં કેટલાંક કદાચ વર્ષો પહેલાં ચીતરેલાં એવાં ચિત્રોમાં એક મોરનું અને વિનાશ પામતા એક વડનું ચિત્ર ઘણાં જ સુંદર હતા. મિ. રાય ચોધરી જોડે જે થોડી મિનિટ વાત કરવાની તક મળી તે ઉપરથી ફરીને એ સત્યનું ઉદાહરણ જોવા મળ્યું કે કોઇ પણ કલાસર્જકના કલાવિવેચના વિશેના વિચારો એને પોતાને માટે અને પોતાના પૂરતા સંતોષ-

વિદ્યાર્થીઓના મન પર ઠસાવવા માટે શિક્ષકો તરફથી પ્રયત્ન થવો જોઈએ. એમ થાય તો જ આવા નમૂનાઓ સ્કૂલમાં મૂકયાનું સાર્થક થયું ગણાય. વિદ્યાર્થીઓને હાથે બનાવેલી કેટલીક વસ્તુઓ અહીં પ્રદર્શિત કરવામાં આવી છે, પરંતુ તે વસ્તુઓની કિંમત એટલી તો ભારે હોય છે કે બજારની અંદર બીજાઓની હરીફાઇમાં એ ભાગ્યે જ વેચાઈ શકે. આ ખામી કેવળ મદ્રાસની કલાશાળાની નહિ પરંતુ મેં જેટલી કલાશાળાઓ જોઈ છે તે બધીને લાગુ પડે છે. જો વિદ્યાર્થીઓને વ્યવહારુ ઉદ્યોગ શીખવવામાં આવતો હોય અને સંસ્થાઓ કોઈ પણ ધંધાનું વ્યવહારુ શિક્ષણ આપવાનો દાવો કરતી હોય તો વિદ્યાર્થીઓ જે વસ્તુ બનાવે તે ધંધાદારી માણસે બનાવેલ વસ્તુથી સોંઘી નહિ તો વધારે મોંઘી તો ન જ હોવી જોઇએ. અહીંના વિદ્યાર્થીઓનું ચિત્રકામ કે મૂર્તિવિધાન જોવાની તક મને મળી નહિ, કારણ કે સ્કૂલ રજા પછી તુરત જ ઉઘડી* હતી. શાળાના સંચાલક, ચિત્રકાર અને મૂર્તિશિલ્પી મિ. દેવીપ્રસાદરાય ચોધરીએ એમનાં ચિત્રો અને એમણે બનાવેલી મૂર્તિઓ જોવાની સગવડ કરી આપી. ચિત્રકલાનાં ક્ષેત્રમાં એમનું નામ બંગાલની નવીન ચિત્રશાળા સાથે એટલે શ્રી અવનીન્દ્રનાથ ટાગોર અને નંદલાલ બોઝના શિષ્યો સાથે સંકળાયલું છે. એમના કરેલા કેટલાક વ્યક્તિચિત્રો–Portraits–ઘણા જ ધ્યાન ખેંચે તેવા અને વ્યક્તિની વિશિષ્ટતાને બહાર લાવી શકે તેવા હતા. મદ્રાસમાં મેં એમનાં જે ચિત્રો જોયાં તે બહુ ઉત્તમ હતાં એવી છાપ મારાં મન પર પડી નહિ. પરંતુ ત્યાર પછીથી ત્રિવેન્દ્રમનાં રાજ્યના ચિત્રાલયમાં એમનાં કેટલાંક કદાચ વર્ષો પહેલા ચીતરેલાં એવાં ચિત્રોમાં એક મોરનું અને વિનાશ પામતા એક વડનુ ચિત્ર ઘણાં જ સુંદર હતા. મિ. રાય ચોધરી જોડે જે થોડી મિનિટ વાત કરવાની તક મળી તે ઉપરથી ફરીને એ સત્યનું ઉદાહરણ જોવા મળ્યું કે કોઇ પણ કલાસર્જકના કલાવિવેચનાવિશેના વિચારો એને પોતાને માટે અને પોતાના પૂરતા સંતોષ-

કારક અને સાચા હોય તોપણ એમાં વ્યક્તિગત માન્યતા, મનની પસંદગી વગેરે ઘણો આગળ પડતો ભાગ લેતી હોય છે. એમણે મારી આગળ એવી માન્યતા વ્યક્ત કરી કે કલાના નમૂના ઉપરથી સર્જકની આયોજનપદ્ધતિ જાણી શકાય નહિ અને પોતાને એ વિચાર સર્વાંશે સ્વીકાર્ય લાગ્યો નહિ. વળી, એમણે એમ પણ કહ્યું કે કલા એ કેવળ વ્યક્તિના પોતાના પ્રકટીકરણની ભાષા છે અને તેથી હમેશાં વ્યક્તિગત જ રહેવાની. એ વિચાર સાથે પણ હું સમંત થઇ શકતો નથી. વ્યક્તિ તો ખરી જ, પરંતુ વ્યક્તિગત હોવા છતાં જો કલા કોઈ સર્વસાધારણ, સર્વલભ્ય એવી વાસ્તવિકતાને સ્પર્શે નહિ તો હું માનું છું કે જે કલા વ્યક્તિત્વને કદાચ પ્રકટ કરે પણ એવું પ્રાકટ્ય કદાચ વ્યક્તિની વિલક્ષણતા, વિચિત્રતા કે કોઈક વાર અસામાન્યતાનું જ વાહન બને. અન્યને તે સમજાય નહિ. પરંતુ તે કલાનો ઊંચામાં ઊંચો આદર્શ સિદ્ધ કરે છે એમ તો ભાગ્યે જ કહી શકાય, કારણ કે આપણે જોઈએ છીએ કે માનવમાં જે વ્યક્તિત્વ પ્રગટે છે તે માનવતાનો કોઈ વિશિષ્ટ અંશ કે ગુણ હોય છે. મિ. રાય ચોધરીનું મૂર્તિ-વિધાન અત્યાર સુધીમાં સુવિખ્યાત અને મહાન પુરુષોના પુતળાં જાહેરમાં મૂકવા માટે તૈયાર કરવા પૂરતું થયું છે. છતાં એ સિવાય એમણે જુદા જુદા વિષયોને મૂર્તિમાન કરવાના પ્રયત્નો કર્યા છે. એમાં બંગાળનાં દુષ્કાળને વાસ્તવિકતાપૂર્વક રજૂ કરનાર એક સંઘમૂર્તિનું વિધાન કર્યું છે તે આયોજનનાં દૃષ્ટિબિંદુથી મને ગમ્યું નથી. મિ. દેવીપ્રસાદરાય ચોધરી કાંઈક સભાનવાળી પોતાની જાત વિશે ઊંચો અભિપ્રાય ધરાવનાર વ્યક્તિ લાગ્યા. કલા ઉપરાંત જીવનના બીજા ક્ષેત્રોમાં પણ એમને રસ છે એમ લાગ્યું. એ બધાને લઈને એમના કલાસર્જનને લાભ જ થાય છે એમ કહેવું મુશ્કેલ છે.

હિંદની લગભગ બધી કલાશાળાઓની પુનર્ઘટના એવી રીતે કરવી આવશ્યક છે કે ધંધાદારી લોકો એમાં આવીને પોતાનું

કામ વધારે સારી રીતે કરતાં શીખે અને એમાં નવી દિશા, નવી દૃષ્ટિ અને બની શકે તો ધંધા કે ઉદ્યોગને લગતું નવું સંગઠન કરવાની શક્તિ તેઓ પ્રાપ્ત કરે. અલબત્ત, આનો અર્થ એવો નથી કે કોઈ પણ શિક્ષણ આપનારી સંસ્થા આર્થિક દૃષ્ટિએ સ્વપર્યાપ્ત બની શકે. શિક્ષણના ક્ષેત્રમાં મને લાગે છે કે એ દૃષ્ટિબિંદુ હોવું પણ ન જોઈએ. તે છતાં આવી કલાશાળાઓમાંથી નીકળતા વિદ્યાર્થી નોકરી ન કરે પણ સ્વતંત્ર ધંધે લાગે એવું શિક્ષણ આપવાની અને જરૂર હોય તો એવી કોઈ વ્યવસ્થા કરવાની ફરજ કલાશાળાની છે એમ મને લાગે છે.

મિ. દેવીપ્રસાદરાય ચોધરીની રહેવાની જગ્યામાં એમણે જાપાનની એક વિશિષ્ટ ઝાડઉછેરની કલાને સફળતાપૂર્વક દાખલ કરી છે એ જોઈને બહુ આનંદ થયો. સેંકડો વર્ષોની ઉંમરનાં વૃક્ષોની ઊંચાઈ ભાગ્યે જ એક કે બે ફૂટ હોય છે ! આ વેંતિયા વૃક્ષોને ઉછેરવાની વિશિષ્ટ કલા જાપાનની ખાસિયત ગણાય છે. તે આપણા હિંદમાં પણ સફળતાપૂર્વક દાખલ કરી શકાય છે, એ જોઈ ઘણો આનંદ થયો. એક આમલીનું ઝાડ લગભગ અઢી ફૂટ ઊંચું તેમ બીજા પણ વેંતિયા ઝાડ અગાશીની બાજુમાં ઉછેર્યાં હતાં.



# મદ્રાસનાં થોડા સ્મરણો

મદ્રાસમાં ગુજરાતીઓની સારી જેવી વસ્તી છે એ તો સુવિદિત છે. શરૂઆતમાં ખેડાવાળ બ્રાહ્મણો વધારે સંખ્યામાં હતા અને એમણે સાહસ ખેડીને છેલ્લા ૩૦૦ વર્ષથી મદ્રાસ તરફ વસવાટ કર્યો છે, શરૂઆતમાં કરકસર અને વ્યાપારી કુનેહ સિવાય બીજી કોઈ ખાસ વિશિષ્ટતા કે ગુજરાતને ગૌરવ અપાવે એવું કાંઈ એમણે અહીં દાખવ્યું જણાતું નથી. પરંતુ હમણાં છેલ્લા છેલ્લા અહિંના ગુજરાતીઓનાં જીવનને અને ગુજરાતી સંસ્થાઓને સંગઠિત કરવાના પ્રયત્નો થઇ રહ્યા છે એ બહુ સારી નિશાની છે. એક કન્યાશાળા અને એક હાઇસ્કૂલ પણ ગુજરાતીઓ તરફથી ચલાવવામાં આવે છે. તથા વૈષ્ણવ અને જૈન ધર્મની ધાર્મિક તેમજ કેળવણીની સંસ્થાઓ છે એમ સાંભળ્યું છે. તો પણ મારે કહેવું જોઈએ કે જેટલા પ્રમાણમાં ગુજરાતીઓનાં જીવનને સંગઠિત કરવાના પ્રયત્નો થવા જોઈએ અને થઈ શકે તેમ છે તેટલા થતા નથી એવી છાપ મારા મન પર પડી છે. ગુજરાતની બહાર રહેનાર ગુજરાતીઓ કાંઈક વધારે એકતા અને સંગઠન દાખવે છે અને પરસ્પર સહાનુભૂતિ અને સહાય પણ વર્તનમા મૂકે છે. વળી પહેલાં માનસિક સંકુચિતતા અને કેવળ પૈસા એકઠા કરવાની વૃત્તિ હતી તેને બદલે હવે ગૃહજીવનને કાંઇક સંસ્કારી અને સમૃદ્ધ બનાવવાના તથા ધનનો વ્યય કરીને પણ જીવનની સગવડો પ્રાપ્ત કરવાના અને કાંઈક અંશે જાહેર જીવનને જાગ્રત રાખવાના પ્રયત્નોમાં ભાગ લેવાની વૃત્તિ ગુજરાતી સમાજમાં જાગેલી જોઈને મને આનંદ થયો મદ્રાસની મ્યુનિસિપાલિટીમાં અને વ્યાપારના ક્ષેત્રમાં ગુજ-

રાતીઓ સારો ભાગ લઈ રહ્યા છે. અરોતર એજ્યુકેશન સોસાયટીમાં ભણેલાઓ અથવા ખરું જોતાં સ્વર્ગવાસી મોતીભાઈ નરસિંહભાઇ અમીનની જોડે સંસર્ગમાં આવેલ વ્યક્તિઓનો સંઘ સામાન્ય રીતે મદ્રાસ જેવા બહારના પ્રાંતમાં હોય છે ત્યારે જાહેર જીવનમાં સારો ભાગ લે છે એમ કહેવું જોઈએ.

મદ્રાસનું એક સુખદ સ્મરણ તે મારા મિત્ર સ્વ. હરિલાલ માણેકલાલ દેશાઇના,–અને તેમની દ્વારા મારી જોડે પણ વિદ્યાર્થી અવસ્થામાં–સંસર્ગમાં આવેલા ભાઇ મોહનલાલ પરીખ સાથેનો મેળાપ હતો. ઉત્સાહી અને આશાસ્પદ યુવાન તરીકેની છાપ ભાઈ મોહનલાલ પરીખે વિદ્યાર્થી અવસ્થામાં તેઓ ભરૂચમાં હતા ત્યારે મારા મન પર પાડી હતી. પરંતુ અનેક કારણોને લીધે સમગ્ર જીવનને તેઓ સેવાના કાર્યોમાં સમર્પી શકયા નહિ અને ભરૂચ પછીના જીવનના અમારા રસ્તાઓ એટલા જુદા થઈ ગયા ગણાય કે પૂર્વના સુખદ સ્મરણ અને સહાનુભૂતિ સિવાય બીજું કોઇ જોડનારું તત્ત્વ રહ્યું દેખાતું ન હતું. કદાચ ભાઈ મોહનલાલના મનમાં કાંઇક ઊંડા સંબંધની છાપ પડી હશે એમ અમે મળ્યા ત્યારે મને લાગ્યું. અણધાર્યું મળવાનું થયું ત્યારે ઘણી જૂની સ્મૃતિના સ્તરમાં દટાયેલી વસ્તુઓ આપોઆપ તાજી થાય એ સ્વાભાવિક હતું. એમાંની એક ભરૂચની પાસેના શુકલતીર્થના મેળાને લગતી હતી. એ મેળામાં અમે લોક જાગ્રતિ માટે નગરકિર્તન જેવો કાર્યક્રમ રાખ્યો હતો અને તેમાં મારી જોડે સૂર પૂરનાર ભાઈ મોહનલાલ પરીખ હતા. હજારો માણસની મેદની વચ્ચે દેશભક્તિ અને સેવાની તથા સ્વાર્થત્યાગની ભાવનાઓને રજૂ કરતી કવિતા મોટેથી અવાજ કાઢીને રાગડા તાણતા અમે બે મારી સ્મૃતિમાં દેખાયા. પરંતુ ભાઈ મોહનલાલ પરીખે એ સ્મૃતિમાં બીજા બે ત્રણ અંશો ઉમેર્યા તેથી તો શુકલતીર્થમાં ગયેલા સ્વયંસેવક મંડળનું આખું કાર્ય મારા મનમાં ફરીને ચમકી ઊઠયું. અખાડાના એક

વિદ્યાર્થીને અમે સાધુ બનાવીને હઠયોગના વિવિધ આસનોના પ્રયોગો કરીને બની શકે તેટલા પૈસા એકત્ર કરવાનું કામ સોંપેલું! જેને પરિણામે હું ધારું છું કે તે વિદ્યાર્થીને બીજે જ દિવસે પેટનું કંઇક અસુખ પણ થયેલું!

પરંતુ સૌથી સુખદ તો શુકલતીર્થની રેતીના વિશાળ પટમાં તારાજડિત આકાશની પશ્ચાદ્દભૂમિમાં મેં કરેલી હરિદાસીનું સ્મરણ હતું. એમાંનું એક ગીત તો 'ભાઇ મોહનલાલે યાદ દેવડાવ્યું ત્યારે જ મને પણ યાદ આવ્યું અને તે દયારામનું—

'શું જાણે વ્યાકરણી વસ્તુને શું જાણે વ્યાકરણી,
કંઠ સમાનું ઘૃત ભર્યું પણ સ્વાદ શું જાણે બરણી,
વસ્તુને શું જાણે વ્યાકરણી'

એ હરિદાસીની બીજી વિગતો યાદ નથી પરંતુ આ સંસ્મરણ તાજું થતાં એનો જે એક અને ઊંડો સંસ્કાર મારા મન પર રહ્યો હતો અને મદ્રાસમાં પુનઃ જાગ્રત થયો તે આ પ્રમાણે છે: શુકલતીર્થની નર્મદાનો રેતાળ નદી કિનારો, એનું ભૂરું તારાજડિત આકાશ અને એ આકાશની પશ્ચાદ્દભૂમિ પર ઊભેલી ભારત માતાની મૂર્તિ અને એનાં ભાવિ સ્વાતંત્ર્ય અને ગૌરવ માટે પ્રયત્ન કરતો એમેચ્યોર હરદાસ અને તેને સાંભળી રહેલી જનમેદની.

અમે જ્યાં રહેતા હતા તે ઘર આપણા મધ્યમ વર્ગના એક સુખી કુટુંબમાં ગણાય એવું હતું. સ્વચ્છ, ચારે બાજુ જગ્યાવાળું ઘર, સ્થિર કમાણી આપતો ધંધો અને સુશિક્ષિત ગણી શકાય એવાં પતિ–પત્ની અને બાળકોનું બનેલું તે કુટુંબ હતું. જે થોડા દિવસ અમે ત્યાં રહ્યા તે ઉપરથી સફળ ગણાતા, ખરું જોતાં બહારથી સફળ દેખાતા, જીવનની પાછળ કેટલી પુનરુક્તિ ભરેલી નીરસતા રહેલી છે એનો સચોટ ખ્યાલ મને પોતાને તો આવ્યો. જીવન સ્થિર હતું–જીવન સ્થિર હોય, જીવન નિશ્ચિત હોય એટલું જ શું માનવને માટે બસ છે?—કોઈ નવીનતા, કોઇ સાહસ, કોઈ અપ્રાપ્ય પ્રાપ્તવ્ય માટેની સતત જાગ્રત તમન્ના, કોઈ

અસિદ્ધ આદર્શ પ્રત્યે ગતિ કરવાના પ્રયત્નોનો સંતોષ એ બધું આવાં જીવનમાં શી રીતે આવી શકતું હશે? અને એ વિનાનું જીવન જીવન પણ કેમ કહી શકાય? કદાચ આ મારું પોતાનું કેવળ અંગત પ્રતિકાર્ય હોવું જોઈએ, કારણ કે એટલા બધા લોકોને હું એ જીવનથી સંતુષ્ટ જોઉં છું કે ઘડીભર મારો આ સંતુષ્ટ જીવન વિષેનો અસંતોષ અપવાદ જેવી મનોદશાને આભારી તો નહિ હોય એવો પ્રશ્ન મને થાય છે. પરંતુ એનો કોઈ ઉપાય હોય એમ જણાતું નથી. મને તો કોઈ આવું નિશ્ચિત સુવ્યવસ્થિત અને એકધારું જીવન જીવવા માટે ગમે તેટલી લાલચ આપે તો પણ હું માનું છુ કે હું એમાં સુખી તો ભાગ્યે જ થઈ શકું. કદાચ એમ જ હશે કે કેટલીક પ્રકૃતિઓ એવા જીવન માટે ઘડાયલી જ નહિ હોય! અને એમ પણ જરૂર બને કે જેના હૃદયમાં આવી કોઈ અપ્રાપ્ય કે અસિદ્ધ આદર્શની તમન્ના ન હોય તેને એ નીરસતા સાલતી પણ નહિ હોય.

મદ્રાસ મ્યુઝિયમના કયુરેટર મિ. અય્યપનના મિત્ર મિ. મેનનની મારી સાથે મુલાકાત થઈ. અને એમને મળ્યા પછી મને લાગ્યું કે મુલાકાત કરવા લાયક એ એક વિશિષ્ટ વ્યક્તિ પણ હતી. હિંદની સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં જે અનેક અજ્ઞાત વ્યક્તિઓનો ફાળો પેઢીઓથી ચાલ્યો આવે છે અને જેમની એકત્રિત અને વધતી જતી અસરને પરિણામે સ્વતંત્રતા હાંસલ થઈ છે તેમાંની એક વ્યક્તિ મિ. મેનન ગણી શકાય. બાહ્ય કાર્યની દૃષ્ટિએ જોવા જઈએ તો કદાચ એમનું કાર્ય બહુ જ ઓછું છે એમ કહી શકાય. પરંતુ સંકલ્પના પાલનની દૃષ્ટિએ એમનું કાર્ય મોટું નહિ તો પણ ઊંચા પ્રકારનું તો જરૂર ગણી શકાય. મિ. મેનન મલબારનાં મોપલા ડીસ્ટ્રીકટમાં અહિંસાત્મક સત્યાગ્રહના આદર્શનો અને કાર્યક્રમનો પ્રચાર કરનારા એક પ્રધાન કાર્યકર હતા: ગંભીર ગેરસમજૂતીનો ભોગ તેઓ એ રીતે થયા કે જ્યારે જ્યારે તેઓ મોપલાઓને અહિંસક રહેવાના બોધ આપતા

ત્યારે ત્યારે, મોપલાઓ એમ જ સમજતા કે 'આ તો ફક્ત આપણને બહારથી કહેવા પૂરતું છે. ખરેખર તો આપણે હિંસા જ કરવાની છે અને એવું જ મિ. મેનન આપણને કહે છે.' પોતાના હેતુનો આટલો વિપર્યાસ, જાહેર કરેલ હેતુની આટલી ખોટી અને વિરોધી ગેરસમજૂતી ભાગ્યે જ સંભવી શકે. પરિણામે, જ્યારે કટોકટીનો પ્રસંગ આવ્યો ત્યારે મોપલાઓએ તોફાન કર્યું, રમખાણ મચાવ્યું, ખૂનો કર્યાં, હિંદુઓને અને સરકારી ઓફિસરોને પણ માર્યા. આ બધાને માટે સરકારે તો મિ. મેનનને જવાબદાર ગણીને એમની ધરપકડ કરી! કેસ ચાલ્યો તેમાં એમના પોતાના ભાષણો રૂપે એમની પ્રત્યક્ષ સાક્ષી પડી હતી તે છતાં એમને સજા થઈ! સજાના લાંબા વર્ષો દરમિયાન સરકારી ઓફિસરો, મિત્રો, સગાઓ અને કેટલાક મહાસભાવાદીઓએ પણ એમને કેવળ ઔપચારિક રીતે એવી બાંહેધરી આપવાનું કહ્યું કે પોતે એવી ચળવળમાં ભાગ નહિ લે. પરંતુ મિ. મેનને એ બધાનો ઈન્કાર કરીને સ્વતંત્ર નાગરિક સિવાય બીજી કોઈ પણ અવસ્થા સ્વીકારીને બહાર આવવાની ચોખ્ખી ના પાડી! જેલમાં જે સમય મળ્યો તેનો એમણે પૂરો સદુપયોગ કરવાનો નિશ્ચય કર્યો અને સંસ્કૃત ભાષાનો અભ્યાસ જેલમાં જ આરંભીને ઘણી સારી રીતે આગળ વધાર્યો તથા તત્ત્વજ્ઞાનનાં પુસ્તકો પણ ઘણાં વાંચ્યાં. ૧૪ વર્ષને અન્તે જ્યારે ફરીને મદ્રાસમાં મહાસભા સત્તા ઉપર આવી ત્યારે મિ. મેનનનો બિનશરતી છુટકારો થયો. ત્યારે એ એમના થોડા જીવતા રહેલા કુટુંબીઓને મળી શકયા, અને ઉપેન્દ્રનાથ બેનરજી પોતાની કાળાપાણીની યાત્રા કરીને પાછા ફર્યાં તે વખતને માટે પોતે લખે છે તેમ મિ. મેનને પણ પોતાનુ ઢીંગલા ઢીંગલીનું ઘર ફરીથી માંડયું. મિ. મેનનના મનમાં સરકાર પ્રત્યે રોષ નથી, તેમ પોતાને થયેલા ઘોર અન્યાય વિષેનું વધારે પડતું દુઃખ પણ નથી. એમણે પોતાના પર ગુજરેલી વિપત્તિ પ્રકૃતિના અનંત ઘમસાણમાં અનિવાર્ય એવી એક પરિસ્થિતિ તરીકે સ્વીકારી લીધી હોય એમ મને લાગ્યું—એટલું જ નહિ

પરંતુ પોતાને જ્ઞાનપ્રાપ્તિને માટે આટલો બધો નવરાશનો અને નવરાશમાં અભ્યાસ કરવાનો સમય મળ્યો તેથી જાણે એક પ્રકારની છુટકારાની લાગણી એ અનુભવતા લાગ્યા ! બહાર હોત તો કામમાં ને કામમાં રચ્યાપચ્યા રહેવું લગભગ ફરજિયાત થાત, જ્યારે આ લાંબા કારાવાસમાં પૂરતી નવરાશ અને અભ્યાસને માટે સમય મળ્યાં તેનો એક પ્રકારનો સંતોષ તેમના બોલવામાં દેખાતો હતો.

બીજું એક સંસ્મરણ ભાઈ મોહનલાલ પરીખને આભારી છે. અમદાવાદમાં તે વખતે લગભગ વસવાટ વગરના જંગલ જેવા લાગતા–અને હવે તો શહેરના ભાગ બનેલા–ગુજરાત કૉલેજની પાસેના ડૉ. ચંદુલાલના બંગલામાં હું રહેતો હતો તે સમયની, એટલે કે ૧૯૧૬–૧૭ની, એ હકીકત છે. મોહનલાલ અને પૂંજાલાલ તે વખતે એજ ઘરમાં રાત્રે સૂતા હતા અને ઉપર અગાસીમાં કાંઈ અવાજ થયો. લાગ્યું કે કદાચ કોઈ ઉપર હોય. સ્વાભાવિક રીતે જ મોહનલાલ એવા હિંમતને કસનારા પ્રસંગોથી ટેવાયલા ન હતા એટલે એમના મન પર કાંઈક ભયની છાયા મેં જોઇ હોવી જોઈએ. પછી તો એને દૂર કરવા માટે જ જાણે હોય તેમ મેં મોહનલાલ અને પૂંજાલાલને પાછળની નિસરણી પર થઈને ઉપર જઈને તપાસ કરવાને કહ્યું. ગયા વગર ચાલે તેમ ન હતું. અને જતાં છાતી પૂરેપૂરી ચાલતી ન હતી ! આખરે પૂંજાલાલ અને મોહનલાલ બંને ઉપર ગયા અને ભયનું કાંઈ જ કારણ ન હતું એની ખાતરી કરીને પાછા આવ્યા. મોહનલાલને તો આ ઘટના ભયની લાગણી દૂર કરવા લેવાયલા ઉપાય તરીકે યાદ રહી ગઈ હતી. હું માનું છું કે ત્યાર પછી એમનામાં ભયની લાગણી ઘણી ઓછી તો થઈ ગઈ હશે.

# મદ્રાસથી ટ્રિચિ

મદ્રાસથી દક્ષિણે આવેલું હિંદ મેં જોયું ન હતું તે જોઈ આવવાનો વિચાર આવ્યો તેમાં ટ્રિચિ જવાનો વિચાર કર્યો. ગાડી મદ્રાસથી જ ઉપડે છે તે છતાં ગાડીની ભીડનું અને ઉતારૂઓની મુશ્કેલીઓનું વર્ણન કરવું અસંભવિત છે. આપણી પ્રજામાં શિસ્ત અને વ્યવસ્થાશક્તિની ખામી આવા સ્થળોએ જેટલી સ્પષ્ટપણે દેખાય છે તેટલી કદાચ જીવનનાં બીજાં ક્ષેત્રોમાં જોવા મળવી મુશ્કેલ છે. અહિં આ મોટી ભીડમાં પણ મેં એક વસ્તુ સ્પષ્ટપણે જોઈ અને તે મુસ્લીમ જનતાની સચેતનતા અને હિંદુ જનતાની અંદર અસ્મિતાનો અભાવ.

ઇતિહાસમાં જે સાહસ અને હિંમત લઇને સામાન્ય સિપાઈમાથી હૈદર સુલતાન થયો એ ગુણો અને એ હિંમત આપણને સામાન્ય મુસ્લીમમાં પણ એના પ્રમાણ પુરતા જોઈ શકાય છે.

આજે ઘણી જગ્યાએ હું યુવાનોની મેદાની રમતો રમતી ટોળીઓ જોઉં છું. તેઓ વોલીબોલ, ફૂટબોલ, વગેરે રમતો રમે છે અને કોઈ વાર સારી રીતે પણ રમે છે પરંતુ મારાં મનમાં આ પ્રશ્ન તો થયા જ કર્યો છે કે સ્વતંત્રતા પોતાની સાથે તેનું રક્ષણ કરવાની જે જવાબદારી લેતી આવે છે એ સ્વતંત્રતાનું રક્ષણ કરનારા સ્વયંસેવકો આ ખેલાડીઓમાંથી પુરતી સંખ્યામાં નીકળી આવશે ખરા ?

ટ્રિચિ જતાં રસ્તામાં પહેલીજવાર પોંડિચેરીમાં જોયલા તેવા તાડની જોડે વિંટાયલા બીજા વૃક્ષોનાં જોડકાંઓ જોવા મળ્યા.

ટ્રિચિ જેમ નજીક આવતું ગયું તેમ લાલ જમીન પણ દેખાવા માંડી અને દૂર દૂર રહેલી પર્વતની હાર નજીક આવવા માંડી. અને અહિંના તાડનાં વૃક્ષો એવા નિયમિત રીતે રોપેલાં છે કે જાણે લશ્કરની સીધી કતારો હોય. ટ્રિચિનાપલ્લીમાં વહેલી સવારે પહોંચી ગયા અને ત્યાં જોવાની જગ્યાઓ વિષે તપાસ કરતાં ચાર જગ્યાઓ જણાઈ. ૧. રોકટેમ્પલ એટલે કે ખડકના ઉપર બંધાયલું શિવ મંદિર. ૨. શ્રીરંગમનું વૈષ્ણવ પંથનું મંદિર ૩. કાવેરી નદી અને ૪. જબુકેશ્વરનું પાછળથી બંધાવેલું મંદિર જેને ત્રિવણકોઇલ કહેવામાં આવે છે. સદ્ભાગ્યે આ શિવ મંદિર તેપ્પા કુલમ્માં આવેલું હોઈ અમે ઉતર્યા હતા તે જગ્યાની ખૂબ નજીક હતું. થોડી વારે સવારની ફરજો પતાવીને અમે ખડક ઉપરના મંદિર તરફ ચઢવાનો આરંભ કર્યો. આ મંદિરનો ચઢાવ રીત સર પગથિયાંવાળો બનાવ્યો છે. વરસાદથી યાત્રીનુ રક્ષણ કરવાની પણ વ્યવસ્થા કરેલી છે. એ ખડકના પાયામાંજ ગણપતિનું મંદિર છે, જેના વિષે ઘણી દંત કથાઓ પ્રચલિત છે. ખડકની સૌથી ઉપરની ટોચે પણ ગણપતિનું મંદિર છે. એટલે કદાચ અસલ ગણપતિનાં મંદિરનો વિસ્તાર કરીને શીવની સ્થાપના કરવામાં આવી હશે. આ મંદિર કેવળ મંદિરજ નહિ પરંતુ લશ્કરી દૃષ્ટિએ કિલ્લાની ગરજ પણ અસલના વખતમાં સારતું હશે. સાંભળવા પ્રમાણે અંગ્રેજોએ જ્યારે કર્ણાટક લીધું ત્યારે ચંદા સાહેબને અહિં કેદ કરવામાં આવ્યો હતો, અને આ ટેકરી ઉપરથી નીચે ફેંકી દઈને મારી નાંખવામાં આવ્યો હતો. ટ્રિચિનાપલ્લી ગામનું નામ કેવી રીતે પડયું એ વિષે બે વિકલ્પો મેં સાંભળ્યા: (૧) શ્રી છિન્નપલ્લી અને (૨) ત્રિશિરાપલ્લી— એમાંનું કયું સાચું એ હું કહી શકતો નથી. દક્ષિણનાં શૈવ મંદિરોનો સારો નમૂનો આ ત્રિચિનાપલ્લીનું મંદિર પુરૂં પાડે છે. બીજે જે મંદિરો જોયાં તેના કરતા આ મંદિર ઘણી રીતે

ચઢિયાતું લાગ્યું. શૈવ મત કે શૈવ સિદ્ધાંત ઘણો વિશાળ અને સર્વ માન્ય હોઈ એનું દર્શન પણ એક કાળે ઘણું બુદ્ધિ પ્રમાણીત હોવું જોઈએ એનો પૂરાવો આવા મંદિરો પૂરો પાડે છે. આપણે ત્યાં શીવ, શંકર કે સદાશીવ એટલે મહાદેવ એવું જ આપણે જાણીએ છીએ પરંતુ શીવનું સમગ્ર રૂપે જે ઈશ્વરત્વ છે તેનો સમૃદ્ધ ખ્યાલ આપણા તરફ પ્રચલિત નથી. અહિં ઇશ્વરની સર્જકતાનાં પ્રતીક તરીકે લિંગોદ્દભવ, ચંદ્રમૌલિ, કલ્યાણ સુંદરમ્, ભિક્ષોનટેશ, કાળ સંહાર ગજહા મૂર્તિ, ઉમાસહિત, કંકાલમૂર્તિ, ત્રિપુરારિ, અર્ધ નારીશ્વર, દક્ષિણા મૂર્તિ એમ શીવના અનેક ગુણોના મૂર્ત સ્વરૂપોની પૂજા કરવામાં આવે છે અને આ મંદિરમાં ભીંતના ઉપર શીવના વિવિધ સ્વરૂપોના પૌરાણિક પ્રસંગો પણ ચિતરવામાં આવ્યા છે. આ શીવની બાધા રાખીને ચમત્કારનો અનુભવ કરનાર એક ચેટીની વાર્તા પણ અહિં ચિત્ર રૂપે રજૂ થયલી છે અને મારે કહેવું જોઈએ કે એ ચિત્રોની decorative effect સુશોભન તરીકેની અસર ઘણી સારી થાય છે. ખરૂં જોતાં દક્ષિણ હિંદમાં સારૂં ચિત્રકામ જોયું હોય તો અહિં ટ્રિચિનાપલ્લીનાં આ મંદિરમાં હતું. રંગો પણ આછા અને આંખને આકર્ષે અને આસાયશ આપે એવા હતા. અહિંનાં કમળો અને વાદળાં પણ સારાં ચિતરેલાં છે. ઉપર જ્યાં મુખ્ય મંદિર આવે છે ત્યાં એ કાળા પથ્થરના થાંભલાઓ સુંદર રીતે કોતરેલા છે. મંદિરની સામેની છત ઉપર બ્રહ્માંડના વિવિધ લોકો ચિતર્યા છે અને તેમાં ગોળ પૃથ્વીના ઉપર બે પગ મૂકીને ઉભેલી શીવની પ્રચંડ મૂર્તિ દિશા અને કાળથી અતીત તેના પરાત્પર સ્વરૂપનું સૂચન બહુ સારી રીતે કરે છે. મુખ્ય મંદિરની મૂર્તિના દર્શન કરીને ઉપર સૌથી ઉંચી ટોચ ઉપર જવાનો રસ્તો એક ગુફા આગળ થઈને જાય છે, જેમાં બહુ સરસ કોતરકામ કરેલું છે. અહિં ખડકના પત્થરની સપાટીમાંથી ભૈરવના જેવી મહાકાય શંકરની મૂર્તિ રીલીફમાં

કોતરી કાઢી છે. ધાતુની મૂર્તિઓમાં સુબ્રહ્મણ્યની અને ઉંચી પાર્વતીની, નટરાજની તથા દક્ષિણામૂર્તિની મૂર્તિઓ સુંદર છે. ઉપરથી ટ્રિચિનાપલ્લી શહેર અને તેની આજુબાજુના પ્રદેશનું જે દૃશ્ય દેખાય છે તે ઘણું જ સુંદર છે. ટ્રિચિના બધા રસ્તાઓ અને શહેરની બધી સંસ્થાઓ અહિંથી જોઈ શકાય છે. માણસો, એમના ઘરો, એમનાં વ્યવસાયો બધું જ જાણે લઘુ સંકુચિત દેખાય છે. જાણે કોઇ કીડીની હારો આવ જા કરતી હોય તેમ માણસો પોતાના રોજીંદા કાર્યમાં રત હોઈ આવ જા કરતા જણાય છે. પણે દૂર શહેરથી બહાર પ્રકૃતિ પોતાની સુંદરતા વિસ્તારી રહી છે. તેમાં માનવોની સર્જક પ્રકૃતિ ડાંગરના ખેતરો અને નાળિયેરીઓના ઝુંડરૂપે પોતાનો ફાળો ઉમેરે છે. આ પ્રચંડ ખડકની ટોચે ચડવાની યોજના મંદિરની સ્થાપના કરનારે કરી તે પણ જાણે માનવ ચેતનાને રોજનાં કાર્યોમાંથી ઉંચે લઈ જવા માટે ન હોય એમ લાગે છે. અહિં પણ કદાચ રોજનો અભ્યાસ થઈ જવાને લીધે માણસની સંસ્કાર ગ્રાહક શક્તિ બ્હેર મારી જતી હશે. અને મને લાગે છે કે સુંદરતાનો અને ભવ્યતાનો પણ અતિ પરિચય થવાને લીધે આવા શહેરોના રહેવાસીઓની સુંદરતા અને ભવ્યતા જોવાની શક્તિ કદાચ બ્હેર મારી ગઈ હોય તો નવાઈ નહિ. એમને માટે કોઈ વિશાળ તળાવ કે સમુદ્રનો કિનારો કદાચ વધારે પ્રેરક નીવડે !

ગુફા આગળથી ટોચ ઉપર જતાં રસ્તામાં એક મોટો ઘંટ એક ચોરસ ચોતરો બાંધી લઈને તેના ઉપર વરસાદથી સુરક્ષિત રીતે લટકાવવામાં આવ્યો છે; અને દર કલાકે આ ઘંટ વગાડીને ટ્રિચિનાપલ્લીનાં ગામને વખતનું ભાન કરાવવામાં આવે છે. ત્યાંથી ડાબા હાથે વળાંક લઈને છેલ્લા પગથિયાનો ઘણો ઉભો ચઢાવ સૌથી ઉપરની ગણપતિની ટુક તરફ યાત્રીને લઈ જાય છે. પ્રકૃતિએ આપેલા આ સુંદર ખડકની ઉપર જતાં ત્રિકોણાત્મક થતી રચના વખાણવી કે એ રચનાની કદર કરીને

તેના ઉપર યોગ્ય પ્રમાણવાળું ગણપતિનું મંદિર મુકુટ તરીકે મૂકનાર માનવની સૌંદર્યગ્રાહક શક્તિ, શ્રદ્ધા અને ભક્તિને વખાણવી એ પ્રશ્ન છે. સમસ્ત મંદિર વિજળીના દીવા વડે આલેકિત કરેલું હોવાથી રાત્રે દૂર દૂરથી પણ આ ગણપતિ મંદિરનાં દર્શન થઈ શકે છે. અને રોજનાં પોતાનાં નિરસ કાર્યોમાંથી ફક્ત ઉંચી દૃષ્ટિ કરતાં જ માનવને જાણે આ ઊર્ધ્વ દેવના દર્શનથી એક પ્રકારની મુક્તિ મળી શકે છે. પરંતુ પરિચય એવી વસ્તુ છે કે મહાનમાં મહાન્, સુંદરમાં સુંદર અને પવિત્ર વસ્તુની પણ અવજ્ઞા કરાવે છે.

ટ્રિચિનાપલ્લીથી થોડે દૂર અને કાવેરી નદી ઓળંગીને સામે કિનારે શ્રીરંગમનું મંદિર વૈષ્ણવ ધર્મનું એક મોટું તીર્થ સ્થાન ગણાય છે. કાવેરી નદીમાંથી એક વહેણ એવી રીતે લીધું છે કે તે મંદિરને ફરી વળે છે. દેખીતી રીતે આ યોજના મંદિરનું રક્ષણ કરવા માટે હોવી જોઈએ. ટ્રિચિનાપલ્લીના ખડક ઉપરનુ બાંધકામ લશ્કરી દૃષ્ટિએ ઘણુ સારૂં રક્ષણ આપી શકે તેમ છે, તો આ કાવેરીની નહેર પણ જુદા પ્રકારનુ રક્ષણ આપી શકે છે. શ્રીરંગમ મંદિરની આગળનો ભાગ એના ગોપુરમની સુંદરતાને ઢાંકે છે એટલુ જ નહિ પરંતુ ગોપુરમનો બરાબર મધ્યમાં થોડે દૂર એક નાની કોટડી સરખી જગ્યા અને તેના ઉપર ૧૦થી ૧૨ ફૂટ લાંબી અને ૪ થી ૫ ફુટ પહોળી સીનેમા નટીની જાહેરખબર લોઢાના બદસુરત પતરા ઉપર એ કોટડીના ઉપર મૂકવામા આવી છે એથી શ્રીરંગમનું સમસ્ત ગોપુર અને તેની સુંદરતા ઢકાઇ જાય છે. બીજા બધા ગોપુરમમાં શ્રીરંગમનું ગોપુર વિવિધતાની ભાત પાડે છે. પરંતુ આ ગોપુરની કોઇ સંભાળ લેતું લાગતું નથી. મંદિરમાં સરકાર તરફથી એક સુપરવાઈઝર રાખવામાં આવેલો છે. હકીકતમાં મેં તેને આ બાબતની ફરિયાદ પણ કરી અને એણે એ દેવડી મ્યુનિસિપાલિટીની હતી એવો બચાવ પણ કર્યો પરંતુ આ નક્કર પથ્થરનાં સુંદર ગોપુરના પથ્થરના સાંધાઓ

વચ્ચે થઇને દશ દશ બાર'બાર ફુટ ઉંચા ઝાડ ઉગ્યાં છે તેનું શું? ગોપુરની બાજુમાં જ બદસુરત પતરાંનાં છાપરાંનું ઢાળીયું નાંખવામાં આવ્યું છે તે શા માટે? અને પાછલી બાજુ ગોપુરની ભીંતને અડકીને હોટેલવાળો પોતાના લાકડાની વખાર રાખે છે તેનું શું? આ કામ તો સુપરવાઇઝરે કરવું જ જોઇએ. ગોપુરથી થોડે થોડે દૂરની જગ્યા ખાલી જ રાખવી જોઈએ જેથી કરીને સમગ્ર ગે'પુરનુ દશ્ય અવનાર યાત્રીની નજરે ચઢે. આટલા સુંદર સ્થાપત્યને અને સુંદરતાનો વારસો મૂકી જનાર પૂર્વજોનાં કાર્યોને ટકાવવા જેટલી અને તેની સુંદરતાની કદર કરવા જેટલી પણ યોગ્યતા આપણી પેઢીએ જો એ વારસાને યોગ્ય થવું હોય તો પ્રાપ્ત કરવી જોઇએ. મંદિરો અને તીર્થ સ્થાનોની મિલ્કતમાંથી કોઇ પણ રીતે પૈસા પેદા કરવાની દષ્ટિ તદ્દન હાનિકારક પરિણામો લાવે છે–કમાણી જ કરવાની હોય તો એક વેપારી પેઢી, એક દુકાન કે તીર્થ સ્થાન કે મંદિરમાં શો ફેર? મંદિરને આવક મેળવવાની એવી તે શી ફરજ પડે કે આવા ગોપુરમની સુંદરતાના ભોગે પણ તેને રસવૃત્તિને આઘાતકારક અને ગોપુર સાથે બિલકુલ બંધ ન બેસતા આ પતરાનાં છાપરાં કરવાની ફરજ પડે છે? અને મંદિરના અંદરના ભાગમાં પણ જ્યાં પથ્થરનાંથાંભલા ઉપર સુંદર કોતરકામ થયલા છે ત્યાં તેલની ચીકાશવાળા થર શા માટે સ્થાયી હોવા જોઇએ? મંદિર કે તીર્થની જે આંતર પવિત્રતા છે તેનો પડઘો અનવદ્ય સ્વચ્છતા, સુઘડતા, સૌંદર્ય અને શાંતિનાં રૂપમાં મંદિરનાં કે તીર્થનાં બાહ્ય સ્વરૂપમા પણ પડવો જોઈએ. જો હિંદુ ધર્મ એક જીવંત ધર્મ હોય અને હિંદુ સમાજની ધર્મભાવના સાચાં તત્વોવાળી હોય તો મદિરો અને તીર્થોનાં હાલના બાહ્ય સ્વરૂપમાં ઘણા સુધારાઓ અને ફેરફારો થઈ જવાની આવશ્યકતા છે એટલુ તો ખાત્રીથી કહી શકાય." અહિંના દરેક મંદિરમાં એક સ્થાયી વિગ્રહ અને એક ઉત્સવ વિગ્રહ એમ દરેક દેવની બે મૂર્તિઓ હોય છે.

સ્થાયીવિગ્રહ અચળ હોઈ ઉત્સવને દિવસે તેને યાત્રામાં બહાર કાઢવામાં આવતો નથી, જ્યારે ઉત્સવ વિગ્રહને પાલખીમા પર્યટન કરવા માટે બહાર કાઢવામાં આવે છે. ઘણીવાર ઉત્સવવિગ્રહ મૂળવિગ્રહથી ઘણો જુદો પણ હોય છે. અહિં શ્રીરંગમમાં પણ એ જ પ્રમાણે છે. અને પોતાને શ્રીરંગમનો ઉત્સવવિગ્રહ વધારે સારો લાગ્યો. મૂળ વિગ્રહનું સ્થાન આખા મંદિરની પેઠે અસ્વચ્છ પણ રહે છે અને પૂજારીઓ સરકારી ધારા ઉપરાંત પણ પૈસા લેવાનો પ્રયત્ન કરે છે. આવા કોઇ પણ મંદિરને પોતાની કમાણીનાં સાધન તરીકે વાપરવાનો વિચાર જ તેની અસલ ભાવનાનું ખંડન કરે છે અને આટલી બધી સંપત્તિ જેને અર્પણ થઈ છે તે ઈશ્વર પૂજારીઓના હાથનું રમકડું છે એવા કાંઈક ખ્યાલ પણ આધુનિક માણસને આવે તો આશ્ચર્ય નહિ. પરંતુ મંદિરની વ્યવસ્થાની આ બધી અપૂર્ણતાઓ બાદ કરતાં પલ્લવયુગનુ કોતરકામ અને શિલ્પ અહિં જોવા મળે છે. અહિં જે વૈષ્ણવ સંતોની મૂર્તિઓ છે તે સારામાં સારી કલાના નમૂના જેવી છે. અને મુખ્ય વિગ્રહની સામે જે પ્રચડકાય ગરૂડમૂર્તિ છે તે તો આપણને એકવાર ઈજીપ્તના મહાકાય પૂતળાઓનું સ્મરણ કરાવે તેવી છે. એક જ મોટા પત્થરમાંથી ત્રણ થાંભલાઓ કોતરી કાઢીને તેમના ઉપર કોતરકામ થયલુ છે. દ્વારપાલોના અંગભગો અતિ સુંદર છે. હાથમાં રણશીંગુ લઈને ફુંકનાર યોદ્ધો બહુ સારી રીતે કોતરાયલો છે. રામાયણના અને મહાભારતના પ્રસગો આલેખેલાં કોતરકામ પણ ધ્યાન ખેંચે તેવાં છે છેલ્લા ગર્ભગૃહમાં તો મેં કહ્યું તેમ દીવાની વ્યવસ્થા ન હોવાથી અંધારૂં હોય છે, સ્વચ્છતા પણ નથી, અને એમાં આખો વખત ચામાચિડિઆં રહેતાં હોવાથી પુષ્કળ વાસ પણ આવે છે ભૂત કાળનું ગૌરવ અને વર્તમાન અવનતિ બન્ને આ મંદિરમાં એકી વખતે પ્રતિબિંબિત થયલાં જોઈ શકાય છે.

મંદિરમાં પહોંચતાં પહેલાં ત્રણ કિલ્લાઓ—અલબત્ત નાના કોટ કહી શકાય તેવા—ની ભીંતો સારી સ્થિતિમાં છે. એમાં

દુકાનો ખૂણ છે અને મંદિરના પાછલા ભાગમાં તો ખંડિત મૂર્તિઓ પણ મેં જોઇ તે ઉપરથી ખાતરી થઇ કે અહિં પણ મુસલમાનોનું આક્રમણ થયેલું હોવું જોઇએ. બ્રાહ્મણોના છોકરાઓ અહિં ભીખ માંગે છે પરતુ આ મદિર તરફથી કોઈ પાઠશાળા કે શાળા ચલાવાતી હોય એમ જાણ્યું નથી. મંદિરના ઉપરનું શિખર સોનેરી પતરાથી મઢેલું હોઈ દૂરથી ચળકે છે. એ શિખરના ઉપર સોનાના પતરાથી મઢેલી શ્રીરંગમની મૂર્તિ પણ ઉભી છે, જે મંદિરની અંદરના અમૂક ભાગમાંથી અને ઘણે દૂરથી પણ જોઈ શકાય છે. એ પણ જોયું કે તાંબાનાં પતરાં ઉપર મોટે ભાગે સોનાનું ગીલીટ કરવામાં આવેલું છે. અને જ્યા શુદ્ધ સોનુ વાપર્યું છે ત્યાં બહુજ પાતળું પતરૂ વપરાયું છે. એ ઉપરની અગાશીમાં એક ચોકીદારને રહેવાની વ્યવસ્થા પણ બદસુરત પતરાઓની છાપરી ઉભી કરીને કરવામાં આવી છે, જો કે આજુબાજુની અગાસીઓ અને શિખરો સાથે મેળમા મળી જાય એ રીતે આ એક માણુ-સની છાપરી બાંધવા માટેની પૂરતી સગવડ ત્યાં આગળ છે. શ્રીરંગમની ધાર્મિક મિલ્કત ઘણી મોટી ગણાય છે અને મારા સાંભળ્યા પ્રમાણે મહિને ૪૦૦૦૦ની આમદાની કે ખર્ચ અહિં થાય છે. એટલી જમીનો અને એટલા મકાનો તથા મિલ્કતો આ મદિરને અર્પણ થયાં છે કે એ સુવ્યવસ્થા થવામા સરકારની દેખરેખ છતા હજી પૂરતી સફળતા મળી લાગતી નથી. ધાર્મિક મિલ્કતની સમિતિએ પોતાના કાર્યમાં જે નિયમો સ્વિકાર્યા છે તે પ્રમાણે તો મને લાગે છે કે સમિતિનુ અસ્તિત્વ છતા પણ મંદિરોની મિલ્કતની સુવ્યવસ્થા કરવી, ગેરવ્યવસ્થા અટકાવવી કે પૈસા ઉચાપત થતા બંધ કરવા લગભગ અશક્ય જેવું છે. મદિરની આજુબાજુનો પ્રદેશ સપાટ હોઈ વૃક્ષોની ઘટાવાળો અને કાવેરી નદીને લીધે ફળદ્રુપ છે. તાડ, કેળ, ડાંગર, આંબા અહિં પુષ્કળ પ્રમાણમાં ઘટાદાર ઝુમખાઓમાં ચારે તરફ આવેલાં

હોવાથી શ્રીરંગમનું મંદિર છેક પાસે ન જઇએ ત્યાં સુધી દેખાતું પણ નથી.

ટ્રિચિનું એક વિશિષ્ટ આકર્ષણુ અહિંની કાવેરી નદી છે. ટ્રિચિ સ્ટેશન આવતાં પહેલાં એને મળનારી નહેરોનાં આપણને દર્શન થાય છે અને એને લઈને આજુબાજુનો પ્રદેશ કેટલો ફળદ્રુપ બને છે તે પણુ આપણે જોઈ શકીએ છીએ. કાવેરી નદીનું વહેણુ ટ્રિચિના આગળ વેગવાળું ગણાય તેવું છે અને કાવેરી નદી ઉપર નહાવાનો ઘાટ ટ્રિચિની સામે કિનારે આવેલો હોઈ પૂલ ઓળંગીને ત્યાં જવાય છે. ઘાટ પર નહાવાની વ્યવસ્થા સારી છે પરતુ દુર્ભાગ્ય એ છે કે આ સુંદર જગ્યા હિંદુ અને મુસ્લીમ ગુંડાઓના આશ્રયસ્થાન જેવી છે. અહિ જે હિંદુ યાત્રીઓ આવે છે તેઓ અને ટ્રિચિની વસ્તીના હિંદુઓ પોતાના પવિત્ર સ્થળોમાં મુસ્લીમોએ જે પગપેસારો કર્યો છે તે વિશે તથા એમનાં વધતાં જતાં પરિબળ વિશે બિલકુલ બેધ્યાન અને નફકરા છે એ અહિ પણ જોવા મળ્યું. ટ્રિચિ શહેરનાં કેટલાંક મદિરો હવડ દશામાં છે. કેટલાકની પાસેનાં તળાવો હિંદુઓએ વાપરવા બંધ કર્યા છે, એ બધાનું કારણુ ભૂતકાળના કોઇ સમયે મુસ્લીમો કે ક્રિશ્ચિયનોએ કરેલા અત્યાચારો મને જણાયાં છે. આવી પવિત્ર જગ્યાએ આ હલકા ચારિત્ર્યવાળા માણસો અને ભિખારીઓનાં ટોળાં યાત્રીને ધાર્મિક જીવનમાં પ્રવેશ કરતાં અટકાવે છે. માણસે કરવા ધારેલું ભલું ભલાંજ પરિણામો લાવે છે એવું નથી, જો કે ભલાઈનાં હેતુવાળો તો તેથી ઉન્નતિને પામે જ છે. તત્ત્વજ્ઞાનીઓએ જગતની સંચાલક શક્તિને અઘટન ઘટના પરીયસિ કહી છે તે એ રીતે સાર્થક છે કે અનિષ્ટમાંથી કોઇ વાર સારાં પરિણામો અને સારાં કાર્યોમાંથી અનિષ્ટ પરિણામો તે આપણને દેખાડે છે. કાવેરી નદીના ન્હાવાના ઘાટ ઉપરથી ખડક ઉપરનાં મંદિરનું દ્રશ્ય જોવા જેવું છે. શહેરની વચ્ચે આ ખડક આવેલો હોવાથી તથા રસ્તાઓ અને ઘરો એની ખૂબ

નજીક હોવાથી આ ખડકના અને એના ઉપર બાંધેલાં મંદિરના ઉઠાવને માટે પૂરતી પશ્ચાત્ ભૂમિ મળતી નથી એટલે જ્યારે થોડું અંતર વટાવી પૂલ ઓળંગી છેક પાણીની સપાટી ઉપર કાવેરી નદીને કાંઠે પહોંચીએ છીએ ત્યારે ત્યાંથી આ ખડક અને મંદિર બન્ને અનોખી સુંદરતા ધારણ કરે છે એટલે કાંઇ નહિ તો આ મંદિરને જોવા ખાતર પણ કાવેરીના કિનારા ઉપર સામી બાજુએ મુસાફરોએ જવું સારૂં છે એમ મને લાગે છે

પાછા ફરતાં જરાક આડા રસ્તે ફંટાઈને ડાબી બાજુએ જંબુકેશ્વર મહાદેવનું સ્થાન જોવા અમે ગયા એને ત્રિવણુકોઈલ પણ કહે છે. શૈવ મતના પ્રાબલ્ય વખતે અને ઘણું ખરૂં શ્રીરંગમનું વૈષ્ણવ મંદિર બંધાયા પછી ખરૂ જોતાં શ્રીરંગમનાં મંદિરનાં અનુકરણ તરીકે આ બંધાયું હશે એમ મને લાગે છે. અહીં કેટલીક સુંદર શીવની મૂર્તિઓ છે જેમાં ચંદ્રમૌલીશ્વરની ઘણીજ સરસ છે. મંદિરની બહારનો ભાગ હજી પૂરો બંધાયલો જણાતો નથી. અહિ એક સુંદર વસ્તુ જોઈ જેની અસર સૌંદર્યની અને ધાર્મિક દૃષ્ટિએ મારાં મન પર ઘણી સારી થઈ. જંબુકેશ્વરનાં મંદિરનું ગર્ભદ્વાર એનાં મુખ્ય પ્રવેશદ્વારથી ઘણું દૂર છે અને ભક્તજનો અંદર સુધી દર્શન કરવા ન જઇ શકે તો પ્રવેશદ્વારથી દર્શન કરે તેટલા માટે હોય કે પછી જૂની રૂઢીને લીધે હો પરંતુ મંદિરનાં વિજયસ્તંભ આગળ ઘીના દીવાઓની ગોળ ચક્રમાં એવી રચના કરેલી છે કે જેથી શંકરનુ જ્યોતિર્મય લિંગ પ્રવેશદ્વારમાંથી દેખાય. આને બદલે હજી પણ વધારે દીપકો મૂકીને લિંગની રેખા માત્ર' નહિ પરંતુ સમસ્ત લિંગ જો જ્યોતિર્મય બનાવ્યું હોય તો મને લાગે છે કે ઘણું સુંદર લાગે અને તેની અસર પણ કદાચ ઘણી સારી થાય.

ત્રિચિનાપલ્લીમાં ક્રિશ્ચિયન સંસ્થાઓ ઘણી સમૃદ્ધ છે અને અહિ એક રાષ્ટ્રીય કોલેજ છે તો પણ હું ધારૂં છું કે કેથોલિક સંસ્થાઓમાં ત્રિચિના વિદ્યાર્થીઓનો ઘણો મોટો ભાગ

જાય છે. અહિ રેલ્વેનું પણ એક મોટું કોલોની છે અને સાઉથ ઇંડિયન રેલ્વેનું આ એક મોટું મથક પણ છે. ત્રિચિમાં જેને ઓળખાણ ન હોય તેને સ્ટેશન ઉપર પહેલા માળે રહેવાની અને ખાવાની ઘણી સારી સગવડ છે, તેનો લાભ લેવા જેવો છે. હજી અહિં ત્રાંબા પિત્તળનાં વાસણો બનાવવાની દુકાનો છે અહિ ગુજરાતીઓની વસ્તી દક્ષિણના બીજા શહેરનાં પ્રમાણમાં ઘણી ઓછી લાગે છે અને તેમાં અહિનાં જૂના અને જાણીતા ઝવેરી એમ ગોપાલદાસ એન્ડ કુંપનીવાળા આગળ પડતા વેપારી છે અમે એમનાં સૌજન્ય અને આતિથ્યનો લાભ દક્ષિણ તરફ આવતા જતા ઘણા ગુજરાતીઓ લે છે.

ટ્રિચિ રહીને અમારે દક્ષિણનો પ્રવાસ નક્કી કર્યો તેમાં અમે ટ્રિચિથી પલની જવાનું રાખ્યું. પલની એ પર્વત ઉપરનું તીર્થ ધામ છે એ તેનું મોટું આકર્ષણ હતું. સમુદ્ર કિનારો અને મેદાન કે નદી ઉપર આવેલા સ્થળો જોયા હતા. શહેર વચ્ચે આવેલ ટેકરી ઉપરનુ તીર્થ અહિં ટ્રિચિમાં જોયું, પરંતુ પલની શહેરથી દૂર ચારે બાજુ ટેકરીઓ વચ્ચે આવેલું ગામ હોવાથી એનું વધારે આકર્ષણ હતું. ટ્રિચિથી સવારે નીકળીને ડીંડીગળ ગાડી બદલી કોઇમ્બતુર જનાર ગાડીમાં અમે પલની ગયા. પલની લગભગ બારેક વાગે અમે પહોંચી ગયા હોઈશું. આ મુસાફરીની ઓછામાં ઓછી અડધી મઝા તો ટ્રિચિથી પલનીના રસ્તાનો સુંદર પ્રાકૃતિક દૃશ્યની હતી આખે રસ્તે ટેકરીઓ જોવા મળે છે અને સદ્‌ભાગ્યે આ ટેકરીઓ ઉપર વનસ્પતિ પણ હોય છે. વળી, તુવેરના મોટાં ઝાડ, આમલીઓ, તથા લાંબી પાતળી ડાળીઓવાળા ચાઈનીસ કે જાપાનીશ છત્રીના આકારના બાવળનાં ઝાડો અને કુંવાડીઆઓ અહિ ધ્યાન ખેચે તેવાં હતાં. સૌથી વિચિત્ર અસર આ ટેકરીઓની આજુબાજુ રહેતું એક પ્રકારનું ભૂરૂ કે વાયોલેટ રંગનુ પરિવેષ્ટન હતું. કોઈ પારદર્શક ઝીણું ઉત્તરીય, કોઈ અપાર્થિવ સત્વનું બનેલું હોય. તેવું આ ટેકરીઓને સુંદર

ભુરાશ પડતો રંગ આપે છે. પર્વત અને તેના ઉપર થતી રંગોની લીલા મેં ટ્રિચિથી પલની અને પલનીથી ટ્રિચિ પાછા જતા ખબ માણી છે. સૂર્યનાં કિરણો અમૂક ખૂણે પડવાને લઇને આ ભુરાશ આવે છે કે પછી પર્વતોમાં રહેલ પાણી વરાળ થઈને બાષ્પ રૂપે ઉપર ચઢે છે તેમાં સૂર્યની જ્યોતિ અટવાઈ જાય છે તેથી આ ધુમ્મસ જેવી ભુરાશ દેખાય છે એ પ્રથમ નક્કી કરવું મુશ્કેલ હતું. પરંતુ જ્યારે આગગાડી અમૂક ટેકરીઓની છેક નજીક પસાર થઈ ત્યારે એક કારણ તો બરાબર જોવા મળ્યું. ટેકરીના ઉપર સ્થિર થયલાં કે ગતિ કરતાં વાદળાંઓ સૂર્યના પ્રકાશને રોકે છે અને તેને પરિણામે વાદળાંની છાયા ખડકો અને ખીણોના ઉપર પડે છે તેથી ઉંડો ભુરો—ઘેરો નીલ રંગ આપણને દેખાય છે. પછી તો લીલો, પોપટીયા, ચકચકતો પીંક, લાલ, સોનેરી અને જાંબુડીયો રંગ પણ પર્વતની વનસ્પતિ તથા ખડકોના રંગને લીધે દેખાતા અને તેમના ઉપર વાદળાંની છાયા પડતાં મેઘધનુષ્ય કરતાં કોઈ પણ રીતે ઉતરે નહિ એવી રંગના પટોની અહિં સમુદ્ધિ જોવા મળી. અને ખુબી તો એ છે કે એક જ વિશાળ ખડક ઉપર એક ભાગ લીલો અને બીજો ભુરો એકી વખતે જોઈ શકાય છે. અને એ રંગો ઘડી ઘડીમાં બદલાયા કરતા હોવાથી એના ધુમસીયા વાતાવરણમાં પણ આપણને જાણે આ દુનિયાના બદલાતા રંગોનું પ્રતીક દેખાય છે. જ્યાં પર્વતો ઉપર શૂષ્ક ખડકો હતા અને તેની બાજુઓ સ્ફટિકના આકારની એક બાજુના જેવી હતી ત્યાં પણ એનાં ત્રિકોણો અને લબચોરસો ચકચકતા લાગતા હતા. ડિંડિગલથી પલંનીના રસ્તે લગભગ બપોર થઈ ગઈ હતી ત્યારે રેલ્વે લાઇનથી થોડે દૂર એક પિપળાનું ઝાડ જોયું જેનું એક એક પાંદડું સૂર્યના તેજમાં ચમકી રહ્યું હતું. ડિંડિગળ અને રેડીયાળછત્રમ્ પછીથી જમીન લાલ, કાળી અને ગોરાડુ એમ વિચિત્ર મિશ્રણવાળી જણાઇ. લાલ માટી તે એટલી લાલ કે એના ઉપર 'ઉગેલી લીલી ખેતરનાં 'વાવેતરની

હારો જાણે લાલ પશ્ચાત્ ભૂમિ ઉપર દોરેલાં ચિત્ર જેવી જણાતી હતી કાળી જમીનમાં ભરૂચ જીલ્લાની પેઠે કપાસ ઉગતો હતો અને ગોરાડુ જમીન ખેડા જીલ્લાની યાદ આપતી હતી. રેડીયાળપાલમ્ પછી એક મોટા ખેતરની ખુલ્લી જગ્યામાં સેંકડો બળદીયાઓ એકત્ર થયલા દેખાયા. નિશ્ચિત દિવસે મળતું ઢોર વેચવા લેવાનું ગામડાંઓનું બજાર કે મેળો હોવો જોઈએ. પલની નજીક આવતાં પર્વતોની હારની સંખ્યા વધવા માંડી અને નજીક આવવા માંડી. પ્રત્યેક પર્વતની તળેટીમાં જમીન ફળદ્રુપ હોવાથી સારો પાક ઉતરતો જણાયો અને અહિં વસેલાં ગામડાંઓ પણ પ્રમાણમાં સમૃદ્ધ લાગ્યાં બે ત્રણ જૂદે જૂદે ખૂણે પડેલી ટેકરીઓની તળેટીમાં એક સામટાં ઘણા ગામડાઓ પણ જોવામાં આવ્યાં કોઈક વાર એમ લાગે કે પર્વતોનો પડદો આ ગામડાંઓનાં જીવનનાં અને પ્રકૃતિના નાટકનો પશ્ચાતભૂમિ તરીકે ટાંગેલો હતો અને માનવજીવનની અને પ્રકૃતિનાં વિવિધ રંગી દશ્યોની લીલા અહિં થઈ રહી હતી. આ ટેકરીઓનો સામાન્ય આકાર ત્રિકોણ જેવો છે અને ઘન ત્રિકોણોનાં ટુકડાઓ એક ઉપર એક નિયમિત અને અનિયમિત રીતે ગોઠવાયલા જણાતા હતા. પલની પહોંચ્યા ત્યારે બરાબર બપોર થઈ રહી હતી. ચારે બાજુ છૂટી છૂટી ટેકરીઓ વચ્ચે આવેલ એક ટેકરી ઉપર પલનીનાં મંદિરનું શિખર દેખાયું. સ્ટેશનની પાસે ઉતારૂઓને વાટ જોવા માટે છાપરાવાળી એક જગ્યા રેલ્વે તરફથી બાંધવામાં આવી છે એ ઉપરથી જણાયું કે અહિં ઘણા યાત્રીઓ આવે છે. દર મહિને અમુક અમુક તિથિઓએ પણ સારી સંખ્યામાં યાત્રાળુઓ આવજા કરે છે. એનો જ્યારે મેં વિચાર કર્યો ત્યારે મને લાગ્યું કે રેલ્વે કંપનીએ મુસાફરો માટે બહુ જ ઓછી સગવડ કરી છે એટલુ જ નહિ પરતુ સ્ટેશન ઉપર હજીપણ વધારે મોટું આશ્રયસ્થાન બાંધ્યુ નથી તથા સંડાસ વગેરેની સગવડ પણ સારી રાખી નથી. એ આપણી રેલ્વે કંપનીની બેદરકારીનું અને જન-

સમાજની અજ્ઞાનતાનું પરિણામ છે. સેંકડ ક્લાસને માટે પણ અહિં સારી ગણાય એવી વેટીંગ રૂમ નથી. છતાં આ એસ. આઇ. રેલ્વે લાખો રૂપિયા પલનીના યાત્રીઓ પાસેથી કમાય છે.

એવીજ પલનીની મ્યુનિસિપાલીટી પણ મને લાગી ટુંકામાં રેલ્વે, મ્યુનિસિપાલીટી અને દેવસ્થાનની કમિટિ જે આ મંદિરનો વહિવટ કરે છે એ ત્રણે જાહેર સંસ્થાઓને એક સામટી લેતાં આપણા હિંદીઓની અનેક પ્રકારની નાલાયકીનું એક જ્વલંત ઉદાહરણ અહિં જોવા મળે તેમ છે. આ ત્રણે સંસ્થાઓ જાહેર હિતની સંસ્થા હોવા છતાં તેમની વચ્ચે સહકાર તો દૂર રહ્યો પરંતુ કદાચ પરસ્પર ખેંચાખેંચ હોવાનો વધારે સંભવ છે. પલનીના રસ્તાઓ—મંદિરના તરફના —કોઈ પણ મ્યુનિસિપાલિટીને શરમાવે તેવા છે. આ ગામના મોટા ભાગની આવકનું સાધન મંદિર હોવા છતાં સ્ટેશનથી મંદિર સુધીનો રસ્તો જ ખરાબ છે. અહિં પંડાઓ પણ છે અને મંદિરનો વહિવટ મોટે ભાગ એમના હાથમાં હોય એવું મને દેખાયું. પંડાઓ, ભીખારીઓ અને વ્યાધિવાળા ભીખારીઓ એમના ઉપર કોઈ પ્રકારનો અંકુશ કે એમને દૂર કરવાની વ્યવસ્થા જણાઇ નહિ. સ્વચ્છતા કે શાંતિ જાળવવા માટે પણ કશો પ્રબંધ નથી. ગમે તે જગ્યા બગાડવામાં આપણા લોકો વિચાર પણ કરતા નથી. એટલું જ નહિ પંતુ જો તેમને અટકાવવામાં આવે તો જાણે પોતાના કોઈ સ્થાઈ હકના ઉપર હુમલો થતો હોય એમ તેઓ ઉલટો વિરોધ કરે છે. સેંટ જોસફ કોલેજ અને સેંટ જોસફ હાઈસ્કૂલમાં જે સ્વચ્છતા છે અને ધર્મના પાયા ઉપર જે સામાજિક હિતકારક પ્રવૃત્તિ વ્યવસ્થિત રીતે કરવામાં આવે છે તે ઉપરથી આપણા લોકોએ કાંઈક ધડો લેવો જોઇએ. સર્વ પ્રકારની ધાર્મિક પ્રવૃત્તિને બાહ્ય, સામાજીક કે કેળવણીની પ્રવૃત્તિનું રૂપ આપવું કે નહિ તે સવાલ બાજુ પર રાખીએ તો પણ આપણાં મંદિરો અને તીર્થસ્થાનો સ્વચ્છ, સુંદર અને શાંત

બને એવા પ્રયાસો તો મદિરના ટ્રસ્ટીઓએ અને જાહેર જનતાએ નિયમિત અને વ્યવસ્થિત રીતે કરવા જોઈએ એ વિશે ભાગ્યે જ મતભેદ હોઈ શકે વળી અહિ પડાઓના હાથમા જે દર્શન કરાવવાની સઘળી સત્તા સોપવામા આવી છે એમા પણ સમૂળો ફેરફાર થવો જોઈએ દર્શનના સમયમા નિયમિતતા નથી, વ્યવસ્થા નથી, શાતિ નથી વૃદ્ધ અને બાળકોને દર્શન કરવાની તક પડાઓના લોભને સતોષે તો જ મળે એવી અત્યારની વ્યવસ્થા છે પવિત્રતા, સૌદર્ય અને શાતિને બદલે અત્યારે તો એક પ્રકારની ઉશ્કેરણી, શ્રાતિ, કલાતિ અને માનેલા વ્રતો પૂરા કરવાનુ જ વાતાવરણ અહિં લાગ્યુ સર્વશક્તિમાન્ પ્રભુ માનવની માગણીઓને, ઇચ્છાઓને અને કામનાઓને સતોષે છે એને માટે માનવ કૃતજ્ઞ હોય એ તો બરાબર છે પરતુ પોતાની માગણી કામનાઓ અને ઈચ્છાઓના સતોષનો ઈશ્વર સાથે એક પ્રકારે સોદો કરવો અથવા તો કાઈક આપલે કરીને પોતાની માગણી ખાસ અપવાદ કરીને કઢાવી લેવાની વૃત્તિ રાખવી એ વસ્તુ આપણા અસલ હિંદુ ધર્મની ભાવનામા હતી જ નહિ. બાધા અને વ્રતના મૂળમા અસલ તો એ જ હોવુ જોઈએ કે નિર્બળ માનવ, અનેક કામનાઓવાળો માનવ, પોતાની સૌથી બળવાન કામના સતોષવા માટે ઇશ્વરની પ્રાર્થના કરે અને જો ઈશ્વરની કૃપા પોતાની એ માગણીને સતોષે તો તે બદલ પોતાની આતર કૃતજ્ઞતા દર્શાવવા ખાતર માનવ બાહ્ય વસ્તુ અને સ્થૂળ અર્પણો દેવતાના સ્થૂળ વિગ્રહને ચઢાવે પરતુ એનો અર્થ ઈશ્વર સામે કે દેવતા સાથે કોઈ પ્રકારનો સોદો કે વેપાર કરે એવો કદિ પણ હતો જ નહિ ખરૂ તો એ છે કે એવી સતોષાયલી કામનાઓથી પણ પર થઈ જઈને, વ્યક્તિ ઈશ્વર પાસે પોતાની આધ્યાત્મિક ઉન્નતિ માટે માગણી કરે અને એ આતર ઉન્નતિને જ પોતાના જીવનનુ મુખ્ય ધ્યેય ગણે ઈશ્વર પાસેથી માનવ પોતાની ઇચ્છાઓ અને કામનાઓનો સતોષ

આપે એવા પદાર્થો મેળવી શકે છે એનો અર્થ એ જ પદાર્થો મેળવવા જેવા છે એવો થતો નથી. એ તો સર્વ શક્તિમાનની પાસે જઈને જ્ઞાન, વિશુદ્ધિ, શાંતિ, મુક્તિ વગેરેને બદલે ક્ષુદ્રતાની જ માંગણી કરવા બરાબર ગણાય.

પણ આ તો વ્યક્તિની અને સમષ્ટિની અપૂર્ણતાની, અવ્યવસ્થાની વાત થઈ. પરંતુ પલનીમાં એકલું ઉધાર પાસું હતું એમ નથી. પ્રકૃતિએ અહિં પોતાની ઉદારતા વરસાવીને જમા પાસાને પૂરતું સમૃદ્ધ બનાવી આપ્યું છે. પલની ઉપર જવાનો રસ્તો લગભગ સીધા ચઢાવવાળા ૭૦૦ થી વધારે પગથિયાનો બનેલો છે ઉપર જવાનો એક જૂનો આછા ઢાળવાળો પરંતુ લાંબો રસ્તો હવે ઉપયોગમાં લેવાતો નથી આ રસ્તો ચઢાવમાં સીધો પરતુ ટૂંકો છે. યાત્રીઓએ રસ્તામાં પગથિયાઓ બંધાવીને ઉપર જનારા ભાવિકજનો માટે ૨૫—૫૦ પગથિયા પછી એક એક તોરણુ બનાવેલું છે, જ્યાં આગળ ચઢનાર માણસ થાક ખાવા ઉભો રહી શકે છે અને જો દૃષ્ટિ હોય તો આજુબાજુની પ્રકૃતિનાં સૌંદર્યનું નિરીક્ષણુ પણ કરી શકે છે. બપોરે સખત તાપ હોવા છતાં ૧૨ વાગે અમે ઉપર ચઢી ગયા. પલનીની ટેકરી ઉપર એકદમ પર્વત સપાટ થઇ જાય છે અને એ સપાટ થયેલ વિશાળ પ્રદેશ ઉપર સુબ્રહ્મણ્યનું—કાર્તિકેયનું મંદિર આવેલુ છે. અહિં કાર્તિકેયે તપસ્યા કરી હતી એવી દંત કથા છે. અને સુબ્રહ્મણ્યે આ જગ્યા પોતાની તપસ્યા કરવા માટે પસંદ કરી એ તો આજે પણ આપણુને એમ લાગે છે કે યોગ્ય હતી. એક વર્તુલના કેન્દ્રમાં આવેલ આ પલનીની ટેકરીની ત્રણુ બાજુએ આ ટેકરીના જેટલી અને થોડીક વધારે ઉંચી ટેકરીઓ આવી રહી છે અને એ ટેકરીઓની તળેટીમાં ફળદ્રુપ જમીન હોવાથી. નાળીયેરી., તાડ, સંતરાના, વિશાળ, ક્ષેત્રો. વિસ્તરી. રહ્યાં છે. ઉપરનાં સપાટ મેદાનમાં પરિક્રમણુ કરવા માટે જે યોજના છે તે પરિક્રમણુ કરતાં જ યાત્રાળુને ચારે તરફનો આ

સુંદર પ્રદેશ દેખાય છે. અને કોઈ સમજુ ભાવિકે એ સપાટ પ્રદેશની ધાર ઉપર પત્થરની બેંચો પણ ગોઠવી છે. જેના ઉપર સવારે અને સાંજે બેસીને સામેના કુદરતી દૃશ્યોનો પૂરેપૂરો આસ્વાદ લઈ શકાય છે.

પલનીની ટેકરી ઉપરથી દેખાતું દૃશ્ય દરેક દિશામાં કાઇક જુદી ભાત પાડે તેવું છે. રેલ્વેની બાજુએ લાલ માટીવાળો જમીનનો પ્રદેશ, ટેકરીની બરાબર સામે પાણીનુ તળાવ, નદી અને નહેરો અને તેની આજુબાજુ ડાંગરની હરિયાળી, તેની જોડે પર્વતોની શ્રેણીનો આરંભ અને એ દરેક ટેકરીની તળેટીમાં ભરચક ઉગેલી વનસ્પતિઓ અને ડાંગરનાં ખેતરો–એમ ચારે તરફ જુદા જુદા પ્રકારના પ્રાકૃતિક દૃશ્યોની યોજના અહિં છે. સૌથી વધારે આકર્ષક તો પર્વતોની ટેકરીઓ જેની ત્રણ બાજુઓ આપણે અહિંથી જોઈ શકાય છે તે છે કેટલીકવાર એ ત્રણે બાજુઓ જુદા જુદા રંગો અને આકારવાળી હોય છે એટલુ જ નહિ પરંતુ સૂર્યનાં તેજમા તેના રંગોની માત્રા પણ બદલાયા કરતી હોય છે. રંગની આ વિવિધતાભરી લીલામાં જ્યારે વાદળાંઓ એ ટેકરીઓ ઉપર થઈને પસાર થાય છે ત્યારે તો કોઈ અનોખો રંગ બહાર જોવા મળે છે. એ ટેકરીઓ કોઈ વાર લીલી, થોડીવાર પછી વાયોલેટ રંગની તો કોઈ મખમલ velvet એના પર બીછાવેલા હોઇ એવી દેખાય છે. નીચેની ખીણમાં લાબા હરિયાળીના પટમાં નાળીયેરી, તાડ, આંબા વગેરે વૃક્ષોની હારો અને ઝુંડો પોતાના આકારની અને રંગની ભાત પાડે છે, અને વચમાં વચમાં આવેલાં ગામડાઓ અને શહેરોના લાલ છાપરાના વિસ્તારો અને એ ગામડાઓ અને શહેરોમા જવાના રસ્તાઓ, બાજુ પર વહેતાં ઝરણાંઓ, એમ આખો દેખાવ હવાઇ વિમાનમાંથી દેખાતા દૃશ્ય જેવો અહિં પલનીની ટેકરી ઉપરથી જોઈ શકાય છે.

મંદિરની પાસેના સપાટ ખડક પર પુષ્કળ સંખ્યામા વાદરાઓ છે અને એ વાંદરાઓ આ મંદિરની અસ્વચ્છતામાં ઘણો

મોટો ફાળો આપે છે. અમારી સાથે થયેલ પંડા નિરાશ થયો હતો પણ કેટલાક કામો માટે ઉપયોગી હોવાથી અમે તેને નીચે ઉતરીએ ત્યાં સુધી અમારી સાથે રહેવાને કહ્યું. મંદિરની અંદર બારણા આગળ પડદો નાંખીને પંડાઓ યાત્રાળુઓ કને પોતાના એજન્ટો મારફત ભેટ કઢાવે છે અને જાહેર જનતાને દર્શન કરવા માટે વધારેમા વધારે અગવડભરી વ્યવસ્થા રાખે છે

તડકો સારી પેઠે તપતો હતો તો પણ અમે નીચે ઉતરી ગયા. ત્રણ સાડા ત્રણ વાગે તો અમે સ્ટેશનપર આવી ગયા અને પાંચ વાગતાની ગાડીમાં જવાની તૈયારી અમે કરી. થોડી વાર આરામ લઈ ટિકિટની વ્યવસ્થા કરી અમે પ્લેટફોર્મ પર પહોંચ્યા ત્યારે પલનીની મારી યાત્રાના અનુભવનું ઉત્કૃષ્ટ બિંદુ હોય તેમ બે અનુભવો થયા. સ્ટેશનથી જમણી બાજુએ એક ટેકરી આવી રહી છે. જ્યારે અમે પ્લેટફોર્મ પર ગયા ત્યારે થોડી વારમાં વરસાદનાં વાદળાંઓ ચઢી આવ્યાં. આથી એ આખો પર્વત નિલગિરિ બની ગયો અને આથમતા સૂર્યનાં તેજનાં કિરણોએ મેઘનાં વાદળાઓમાં થઈને પસાર થતાં એ પર્વતની આગળ મેઘનું રંગીન ધનુષ્ય ખેચાયું. પર્વતની આગળનાં વાદળાંઓ મેઘ રંગના અને ઘટ્ટ હતાં તો પણ એમાં થઈને સૂર્યનાં કિરણો જ્યાં જ્યાં થઈને પસાર થતા હતાં તેના પટમાં ઉડતાં સફેદ પંખીઓની પાંખો ચાંદીની પેઠે ચકચકતી દેખાતી હતી. કાળા મેઘનાં વાદળાની પાછળ શ્વેત વાદળાઓનો એક મોટો પર્વત હિમાલયની પેઠે આવી રહ્યો હતો. મને લાગે છે કે આ ટેકરી આગળ થયેલ અદ્ભુત દૃશ્ય થોડીક જ મિનિટ ચાલ્યું હશે અને એ બીજીવાર થાય તો તે જોવા માટે મેં ખૂબ કાળજીપૂર્વક લગભગ એક કલાક સુધી એ દિશાનું અવલોકન ચાલું રાખ્યું, પરંતુ એ અનુભવની પુનરાવૃત્તિ ન જ થઈ તે ન જ થઈ.

મને ખાત્રી છે પર્વતના આગળ શ્યામ મેઘની વચ્ચે મેઘ-ધનુષ્યનું થવું એ બહુ અસાધારણ બનાવ છે. અને મને ખાતરી છે

કે ત્યાં હતી તે જન મેદનીમાંથી મારા સિવાય બીજા કોઈએ તે જોયું નહિ હોય આખો દિવસ પ્રકૃતિની સુંદરતાનું અવલોકન કરતાં પલનીની ટેકરી ઉપરથી પ્રકૃતિની વિવિધતાના દર્શન કરીને હું કાંઇક અંતરમુખ તો હતો જ અને જ્યારે આ પર્વત તરફ મેં જોયું ત્યારે વિરાટ વિશ્વ પ્રકૃતિની એક બાજુને, તેનાં અપાર્થિવ સૌંદર્યને, અને બને તો તેના સચેતન આત્માને જોવાની મારી આકાંક્ષા હતી એટલે આ દૃશ્ય જોઈને મને લાગ્યું કે આ પર્વતની સામેનુ મેઘધનુષ્ય જાણે મારે માટે જ એક વાર બન્યું! અહીં પર્વત ઉપર જેમ પ્રકૃતિએ મને પોતાની અદ્‌ભુતતા અને સુંદરતા બતાવી તેમ જીવનની સામાન્યતાની વચ્ચે પણ ક્યાં પ્રભુ આપણને દર્શન આપતો નથી, એ આ સ્ટેશન પરના અનુભવે બતાવ્યું. ટાગોરનાં એક કાવ્યમાં એણે આ અનુભવને જીવનનાં રેતીનાં ઢગલાની અંદર રહેલ સોનાનાં કણ તરીકે વર્ણવ્યો છે.

રાતના ૧૧ વાગે અમે ટ્રિચી પહોંચ્યા. ટ્રિચિનાપલીના સૌથી ઉપરના મંદિરનો લીલો દીવો અમને ટ્રિચિ નજીક આવ્યાની ખબર આપી રહ્યો હતો. પરંતુ રાત્રે આ ખડકની રેખા ઉપર માઈસોરની પેઠે વિજળીના દીવા થતા નથી. જ્યારે ઘેર પહોંચ્યા ત્યારે અમારે ખડક ઉપરના મદિરના પ્રવેશદ્વાર આગળ થઈને જવાનું હતું ત્યારે મેં જોયું કે અહિં બે સુંદર દીપલક્ષ્મી જેની મૂર્તિઓ દરવાજા ઉપર છે તેના હાથમાં રાજા શ્યામરાજને ઘેર દીપલક્ષ્મીઓના હાથમાં જે સુંદર દીવા જોયા હતા તેવા વિજળીના કે ઘીના દીવા નથી. શ્રીરંગમનાં મંદિરના પાછલા ભાગમાં સિંહના મુખવાળા સ્તંભો અશોકના સ્તંભોની યાદ આપતા જોવામાં આવે છે. પાસે લોઢાનાં થાંભલા ઉપર શહેરના સામાન્ય દીવાઓ બળી રહ્યા છે પ્રવેશદ્વાર આગળના હાથીઓને જોડેની દુકાનોમાં ચણી દેવામાં આવ્યા છે

હોડીમાં હવા કેમ આવતી નથી. અને હું આ બેટના રંગ-મહેલની સૌથી ઉપરની મેડીએ ઉભો છું તે છતાં અહિં પણ હવા કેમ નથી આવતી?

મદુરા શહેરની ત્રણ બાજુએ થોડે દૂર પર્વતની ટેકરીઓ આવેલી છે. આને લીધે મદુરા પ્રાચીન કાળમાં કાંઇક સુરક્ષિત બનતું હશે પરંતુ અત્યારે તે શહેરમાં પવન ભાગ્યે જ વાય છે એની જવાબદારી પણ એ ટેકરીઓની લાગે છે.

મદુરા હિંદનું ઘણું પ્રાચીન શહેર અને તીર્થ છે. એની રચનામાં મિનાક્ષીનું મંદિર અસલ કેન્દ્ર સ્થાને હશે એમ લાગે છે. અને એ આપણા શિલ્પશાસ્ત્રમાં એક આદર્શ અનુસારની રચના ગણી શકાય જેમાં પ્રભુના નિવાસ રૂપ મંદિરને નાગરિક જીવનના કેન્દ્રમાં મૂકીને એ જીવનના કેન્દ્રમાં ઈશ્વરને સ્થાપન કરવાની ભાવના મૂર્ત થાય, દેવને માનવના નગરના કેન્દ્રમાં મૂકીને માનવ માનવ દેવની સમીપ રહેવાનો એને માટે લાયક બનવાનો, પોતાનો ઉંડો અભિલાષ વ્યક્ત કરે છે. મદુરા ઉપરાંત દક્ષિણના બીજા શહેરોની રચનામાં પણ કોઈક વાર આ વસ્તુ આપણને જોવા મળે છે. આનું આગળ પડતું બીજું દૃષ્ટાંત પ્રખ્યાત ત્રિવેન્દ્રમ શહેર પુરૂં પાડે છે. એમાં જે જુનું શહેર છે તેના કેન્દ્રમાં પદ્મનાભનું મંદિર છે. અને આજદિન સુધી ત્રાવણકોરનું રાજ્ય પદ્મનાભ સ્વામીનું ગણાયું છે. અને ત્યાંના રાજા પોતાને "પદ્મનાભદાસ" કહેવડાવે છે પદ્મનાભના પ્રતિનિધિ એટલે સેવક તરીકે રાજાઓ રાજ્ય કરે છે.

મંદિરમાં ઉ. ત. શ્રી રંગપૂમાં, એક કરતાં વધારે પત્થરની દિવાલો ચારે બાજુ હોય છે. તે વટાવીને પછીથી મંદિરનો ભાગ અને છેક છેવટે ગર્ભગૃહ આવે છે. જેમાં મૂર્તિની પ્રતિષ્ઠા કરેલી હોય છે.

રાત્રે મીનાક્ષીનું મંદિર જોવા માટે અમે ગયા તે પહેલાં હરિજન બાલિકાઓની અહિં એક બોર્ડિંગ છે ત્યાં અને હરિજન છોકરાઓનો એક આશ્રમ છે ત્યાં અમે ગયા. હરિજન વિદ્યાર્થીઓનો આશ્રમ ઘણી આશાસ્પદ સંસ્થા છે અને ત્યાંનું વાતાવરણ ઘણું જ ઉન્નતિપોષક મને લાગ્યું.

મિનાક્ષી મંદિરના ગોપુરમ્ ખૂબ ઉંડી છાપ પાડે તેવાં છે પરંતુ કમનસીબે જોનારની બહુ જ નજીક હોવાથી તથા ગોપુરમ્ પાસે જ દુકાનો ઘરો અને શેરીઓ આવેલી હોવાથી જોનારના ઉપર એની પૂરતી અસર થવાની તક જ મળતી નથી; ગોપુરમ્‌ને અડીને ૧૫ ફીટ ઉંચી દિવાલ છે. આ ગોપુરમ્‌ના પ્રત્યેકમાં ઓછામાં ઓછા નવ મજલાઓ છે અને પ્રત્યેક ગોપુર આખો લેતા તેમાં ઓછામાં ઓછી ૨૬૪ મૂર્તિઓ પુરાણના પ્રસંગોની રજુઆત કરતી મુકવામાં આવી છે. સમગ્ર ગોપુરને એકી વખતે એની પૂરેપૂરી ઉંચાઈ સુધી નજર નાખીને જોઈએ તો સેંકડો વ્યક્તિઓ અનેક પ્રસંગોમાં ભાગ લેતી અને વિવિધ જંગમાં ઉભેલી આપણા તરફ ઝૂકી રહેલી જણાય છે. હિંદુધર્મની આ મહાન ધાર્મિક કલાભાવનાએ આપણી સંસ્કૃતિને જનસમાજના છેવટમાં છેવટના થર સુધી પહોંચાડી છે એટલું જ નહિ પરંતુ સીનેમા ન હતો તે જમાનાથી માંડીને આજ સુધી દૃષ્ટિ વડે કેળવણી આપીને તેને જીવતી રાખી છે.

મદુરામાં જ્યાં મિનાક્ષીની મૂર્તિની પ્રતિષ્ઠા છે ને ગર્ભદ્વારની ચારે તરફ નિયમીત અંતરે ઉભા કરેલા સ્તંભોની હાર છે, એ સ્તંભોની આજુબાજુની ભીંતોમાં અને મંદિરના બાંધકામમાં મુખ્ય દેવતા સાથે સંબંધવાળી દેવ મૂર્તિઓ કોરેલી હોય છે. અહિંના ગર્ભદ્વારની પ્લીન્થ આજુબાજુના સ્તંભોથી ઉંચી લીધેલી છે, મુખ્ય

મંદિરની ચારે તરફ પ્રદક્ષિણા કરવા માટે બે થાંભલાઓની હાર કરીને ઉપરથી તેને ઢાંકી દીધી છે; અને એ ચોરસને ચારે ખૂણે મુખ્ય દેવતા સાથે સબંધવાળી ઉપદેવ દેવીઓની મૂર્તિઓ છે. આ મૂર્તિઓ ઉપર પણ મંદિરો ચણવામાં આવે છે. અને આ મંદિરો પાછળથી ઉમેરાયલાં લાગે છે. મિનાક્ષી મંદિરની પ્રદક્ષિણાના ખૂણામાં આવું એક "નૃત્ય ગણપતિ"નું મંદિર છે. એ ગણપતિ "નૃત્ય" કરતા તો નથી જ. એવી નૃત્ય કરતી ગણપતિની એક મૂર્તિ હજાર સ્તંભવાળા દેવસભાના મંડપમાં છે. મિનાક્ષીના મંદિરની બહાર પણ ગોપુર અને કોટની અંદર, પૂજા કરવા જતાં પહેલાં સ્નાન કરવા માટે એક નાનો સરખો હોજ છે. આ પાણી હમણાં રહે છે તે કરતાં વધુ સ્વચ્છ રાખવાની યોજના કરવી આજના જમાના માટે અસંભવિત નથી.

મિનાક્ષીના મંદિરની બાજુમાં જનંદીશ્વર સ્વામીનું ખંડિયેર જેવું મંદિર એવી બિસ્માર હાલતમાં કેમ પડયું છે તેનો ઉકેલ હું મેળવી શકયો નથી. પણ એમાં દ્વારપાળની ખંડિત મૂર્તિઓએ મારૂં ધ્યાન ખેંચ્યું બન્નેના હાથના ઠુંઠામાં હુમલો કે બચાવ કરવાનાં હથિયારો હતાં નહિ. કોઈએ તોડી નાંખેલા હોવાં જોઈએ. સમસ્ત દક્ષિણ પ્રવેશની મારી મુસાફરીનો ખ્યાલ કરૂં છું ત્યારે આ ઘટનાને છેક નજીવી ગણીને તેની ઉપેક્ષા હું કરી શકતો નથી. પ્રત્યેક ધર્મને તેનું સામાજીક સ્વરૂપ હોય છે હિંદુધર્મમાં મંદિરને સામાજિક જીવનમાં એક સ્થાન મળેલું છે એ ધર્મનું અને સમાજનું રક્ષણ કરવાની તેમની શકિત ખંડિત થઇ છે તેનું આ ખંડિત મૂર્તિઓ પ્રતિક તો નહિ હોય? એવો પ્રશ્ન પણ મનમાં થયો કે આપણે મંદિરો જેવી આધ્યાત્મિક જીવનના પ્રતિક સમી જગાઓના રક્ષણ માટે કોઈ આધ્યાત્મિક કે અંતરની શકિત ઉપર જ આધાર રાખવો જોઈએ? બહારની સ્થૂલ શક્તિ ઉપર નહિ એવો એનો અર્થ લેવો? એ ગમે તે હોય પણ આખા મિનાક્ષીના આ વિશાળ મંદિરમાં જે સેંકડો બલ્કે હજારો—મૂર્તિઓ છે તેમાં

રક્ષણ કરનાર કોઈપણ દ્વારપાળની કે યોદ્ધાની એવી એક પણ મૂર્તિ નથી કે જે અખંડિત હોય ! બાકી આ મૂર્તિઓની કળા ખૂબ ઉંચા પ્રકારની છે એ વિષે શંકા નથી. કોઈ શત્રુને એ દ્વારપાળ તલવારથી મારીને પગતળે કચડી નાખતો હોય એ પ્રકારનું જીવંત એનું કથન છે.

મિનાક્ષીના મંદિરની સાથે જ શિવનું મંદિર પણ જોડાયેલું છે અને એમા જવાનો દરવાજો પણ નાના સરખા ગોપુર જેવો છે. આમ મંદિર તો મિનાક્ષી અને શિવ બન્નેનું છે પણ ઘર જેમ સ્ત્રીઓનું ગણાય તેમ આ મંદિર પણ મિનાક્ષીનું જ ગણાય છે આપણે ત્યાં શિવનો આદર્શ દક્ષિણમાં શિવના પ્રચલીત આદર્શ કરતાં ઘણો જુદો પડે છે. એમ તો આપણે ત્યાં પણ પાર્વતીની મૂર્તિ હોય છે. પણ કોઇ સાધુ, કોઈ સન્યાસીને પરણેલી સ્ત્રીના જેવી એની કલ્પના હોય છે. જાણે એ બિચારી આ બાવાને પાને પડી એટલે હવે શું કરે ? અને આ શંકર તો જાણે ત્યાગી, સ્મશાનવાસી, કોઈ અગમ્ય માયાને લઈને આ એક ઉમાના સૌન્દર્યમાં ફસેલા, પણ તે જાણે એમાં એ અકળાતા હોય કે "ક્યારે છૂટું આનાથી ?" આપણા શિવનાં મંદિરો પણ આ માન્યતાના નમૂના જેવાં ઘણુંખરું હોય છે. હા, કોઈવાર શિવરાત્રિને દિવસે, યા તો ત્રિપુરાસુરના મર્દનને પ્રસંગે શંકરના ઉપર ઘીનું કમળ કરવામાં આવે છે અને જામનગરના હાટકેશ્વર મંદિરમા થતી રોશની એ નાના મંદિરને પણ ઈન્દ્રભવન જેવું બનાવતી તે પણ યાદ છે. તે છતાં આપણા શંકરનો ખ્યાલ સાધુ, ત્યાગી અને રિક્ત પુરૂષનો રહેલો મને લાગે છે.

પણ અહિં દક્ષિણમાં શિવ એ જાણે આપણા વૈષ્ણવોના કૃષ્ણ જેવા વૈભવવાળા છે. સમસ્ત જગતની સમૃદ્ધિ અનાસક્તપણે તે પોતે ધારણ કરી શકે છે. અને પાર્વતી જોડેનો એમનો સંબંધ અહિં તો દિવ્ય અને પ્રેમની પરાકાષ્ટા હોય એવો મધુર, સુંદર અને પવિત્ર છે. અહિં મિનાક્ષી આનંદમાં છે. શિવ પણ

પરિણય કરતી વખતે આનંદમાં છે. છતાં ગૌરવ પૂર્ણ અને ધીર પ્રશાંત છે. અહિંના શિવ જગતનું સંચાલન કરે છે, અનિષ્ટનો નાશ કરે છે, જ્ઞાનનો દિવ્ય સાગર ખેડે છે, તપ કરે છે, આનંદની અવધિ પ્રગટાવે છે, તાલબદ્ધ નૃત્ય કરે છે. અને એના વડે વિશ્વને સાહજિકતા પૂર્વક ટકાવી રાખે છે. આ મંદિર મિનાક્ષી શિવના લગ્નનું સ્થાન હોઈને એક મહાતીર્થ ગણાય છે. અને એ રીતે કોઈ દિવ્ય પ્રેમનું પાર્થિવ પ્રતીક સમું, એટલી તો કલા સમૃદ્ધિ ભર્યું છે, કે એનુ દર્શક અનેક રીતે સાર્થક બને છે.

મિનાક્ષીના મંદિરની આજુબાજુની પરિક્રમા કરતાં શિવના મંદિરની પરિક્રમાની છત વધારે ઉંચી છે અને એમાં લગભગ ૨૦,૨૨ ફુટ ઉંચે અજવાળું આવવા માટે વા-બારી પણ મુકેલાં છે. શિવના મંદિરમાં અહિંના દેવસ્થાનની કચેરી પણ હોય એમ લાગે છે, કદાચ સ્ટોર જેવું પણ રાખવામાં આવતું જણાય છે. બદસુરત પતરાનું એક છાપરૂં પણ આ સુંદર કલાધામમાં પેસી ગયું છે!

શિવમંદિરના ગર્ભગૃહના પ્રવેશદ્વાર આગળની બે મૂર્તિઓ નદી અને તેની સામેની–મૂર્તિ વિધાનના કલાના ભવ્ય નમૂના છે. છ ફુટ પહોળો, ૧૨ ફીટ ઉંચો, અને પાંચ ફુટ ઉંડાઈવાળો પત્થર લઈને એક જ પત્થરમાંથી આ નન્દી તથા તેની સાથેની મૂર્તિ કોરી કાઢવામાં આવી છે. આજ ચોકઠામાં •થાંભલીઓ છે. તેના પર તથા વચ્ચેના ચોકઠાની આજુબાજુ પણ ઘણી મૂર્તિઓ છે તેમાં રૂદ્રની એક સુંદર મૂર્તિ જેનો એક હાથ ખંડિત છે, તે પ્રતિમા-નિર્માણની કલામાં ઉંચું સ્થાન લે તેવી છે. વચલા ચોકઠામાં થાંભલાઓની રચનામાં મોટા મોટા પત્થરોને એવી રીતે જોડયા છે કે થાંભલાઓની રચનામાં તેમના સંયોગથી જાણે એક જ થાંભલો હોય એવી અસર થાય છે એ થાંભલાઓ ત્રણ ત્રણ બાજુવાળા પાસાવાળા રાખીને, જે જે બાજુ નજરે ચડે એવી હોય તે તે બાજુ પર સુંદર મૂર્તિઓ,

કોતરવામાં આવી છે. આમ આ ચોક આપણી મૂર્તિકલાનું નાનું સરખું પણ એક સુંદર પ્રદર્શન બની રહે છે.

એક સ્તંભ ઉપર શિવની કાલસંહાર રૂપ મૂર્તિ છે. તે કોઈ પ્રતિભાશાળી શિલ્પની કૃતિ જણાય છે. શિવ અને એમનો વિરોધી કાલ બન્ને એક જ પત્થરમાંથી એવી રીતે કંડારી કાઢ્યા છે કે શિવના પ્રહારમાંથી નીચે પડેલો કાળરાક્ષસ થાંભલાની સ્વાભાવિક કોર બની રહે છે અને હજી પણ વધારે નીચે પડવાનો હોય એમ આપણને લાગે છે. એની ઢાલ ઉંધી થઈ ગઈ છે અને એણે પહેરેલી માળાઓ વગેરે એના પતનની ગતિનો બરાબર ખ્યાલ આપે છે. શિવનો એક પગ એના ગળા ઉપર છે અને એમના મુખ ઉપર શાંત રૂદ્ર ભાવ છે. આ ચોકઠામાં શિવના લગભગ બધાં જ, લગભગ ચાલીસ જેટલાં સ્વરૂપો આ થાંભલાઓ ઉપર અને આજુબાજુના ચોકઠામાં છે. થાંભલા ઉપરની મૂર્તિઓ ત્રણ ચતુર્થાંસ રીલીફમાં છે. કોઈ કોઈ અર્ધ રીલીફમાં પણ છે. એમાંની બધી ઉત્તમ શિલ્પના નમૂના જેવી છે એમ કહી શકાય. એમાં પણ દક્ષિણા મૂર્તિ રૂપે શિવનું જ્ઞાની અને તપસ્વી સ્વરૂપ, જ્ઞાન પ્રાપ્તિની તટસ્થતા તથા આનંદના સ્મિત સહિત રજુ થયું છે. એ મૂર્તિ ઉપરનું stylised એટલે કે શિલ્પના આયોજનની રૂઢિમાં દોરેલું વૃક્ષ તથા શિવના આસન તપે બેઠેલા બે શિષ્યો જેવા મુનિઓ તથા રૂઢ પ્રણાલિની શૈલીએ કોરેલો પર્વત વગેરેનું નિરૂપણ ઘણું જ સુંદર છે, રાવણનું તપ અને કૈલાસ પર બિરાજમાન શિવપાર્વતીની મૂર્તિઓ પણ સરસ છે. કૈલાસ પર્વત ઉડાવવા માટે તત્પર એવી વાંકી વળેલી રાવણની મૂર્તિ છેક નીચેના ભાગમાં છે તેના ઉપરના ભાગમાં પથ્થરમાં ગોળ ગોળ આકારો પર્વતનો અને ટેકરીઓનો ખ્યાલ આપે છે. એમાં આઠ દસ બીજા તપસીઓ પણ કૈલાસ પર તપ કરતા બેઠા કોતર્યા છે. સૌથી ઉપરના શિખર પર શિવ અને પાર્વતી સ્થિર બિરાજે છે. હિંદની શિલ્પ કલામાં વીર રસ નથી અને ઉત્સાહનું

નિરૂપણુ નથી એવા આજકાલના માનસના ઉત્તર રૂપે હોય નહિ તેમ અહિં મહાકાલ મૂર્તિ અને વીરભદ્ર–અગ્નિની વીરતાના ઉત્તમ નમૂના જેવી મૂર્તિઓ રહેલી છે. મન્યુ મન્યુને, ધાર્મિક કોપને —કોઈ પણુ ઉત્તમ વસ્તુનું અપમાન કે વિનાશ જોઈને થતો Righteous anger મન્યું આપણા ધર્મમાં પ્રાચીન કાળથી માન્ય છે અને તે ક્ષત્રિય પ્રકૃતિમાં સંગઠિત થયેલ છે. અહિં મહાકાલનું ત્રિશુલ રાક્ષસનું ગળું બરાબર વીંધે છે, જ્યારે આ વીરભદ્રની મૂર્તિની તલવાર રાક્ષસના ગળા ઉપર બરાબર પડે છે. અહિંની બીજી મૂર્તિઓમાં શિવની ઉર્દ્ધતાંડવમૂર્તિ અને ભદ્રકાળીની મૂર્તિ ભવ્ય છે. અહિં આઠ હાથવાળી આ બન્ને મૂર્તિઓના હાથના છેડાઓને એમાં પકડેલાં આયુધો વડે શિલ્પીએ જોડાયેલા રાખ્યા છે. અને એમ કરીને મૂર્તિની સલામતી પણ જાળવી છે. આ બધામાં મિનાક્ષીના લગ્ન પ્રસંગની મૂર્તિ તો કોઈ અદ્ભુત–સુંદર વસ્તુ છે. આનાં અનુકરણો ઘણાં થયાં છે. મિનાક્ષી મંદિરમાં જ એવાં ત્રણચાર અનુકરણો તો છે. પરતુ આ ચોકઠામાં જે અસલ મૂર્તિ છે તેની તોલે કોઈ આવી શકતી નથી. પાર્વતીની સુંદરતા, મુગ્ધતા, શિવની દિવ્યતા, શાંત આત્મ વિશ્વાસ, બન્નેનો પ્રેમભાવ અને દાનનો સંકલ્પ કરતા બ્રહ્મા બન્નેના હાથને જોડતા બ્રહ્મા એ આખું દૃશ્ય અદ્ભુત–સુંદર છે.

હજાર થાંભલાવાળી દેવસભા પણ અહિં છે. એના સ્તંભોના ઉપર પણ ઉત્તમ પ્રકારનું કોતર કામ અને મૂર્તિઓ છે. મયુર પર બેઠેલા કાર્તિક સ્વામી ઉડવાની તૈયારીમા છે. નૃત્ય સભાની બાજુમાં મુખ્ય મંદિરમાં પ્રવેશ કરવાનું મુખ્ય દ્વાર છે. તેની અદરની બાજુના થાંભલાઓમાંથી ચાર સુંદર મૂર્તિઓ કોરેલી છે જેમાંની એક યોદ્ધાની મૂર્તિ ખંડિત છે. એ ચારે મૂર્તિઓ ખુબ સુંદર છે. દેવસભાના પ્રવેશદ્વાર આગળ એક દ્વારપાળની કોઈ રાક્ષસને મારવાની ક્રિયામાં કોરેલી મૂર્તિ એવી સુંદર છે કે એની પ્રતિકૃતિઓ કરીને એના પ્રચાર કરવો જોઇએ. એ થાંભલો એની

ઉપરની છતને ટેકો આપવા માટે જરા આરો રાખીને વાંકો ઉભો કરવામાં આવ્યો છે. એમાંથી યોદ્ધાનું શરીર કંડારેલું છે. અને થાંભલાના ટેકા તરીકેનો નીચેનો ભાગ થાંભલાના કદથી ઘણી મોટી શિલામાંથી ચોરસ તરીકે કોરેલો છે. એ જ ચોરસની એક બાજુ રાક્ષસના નીચે પડવાથી વળી ગયેલા પગ અને એની સામી બાજુએ, એટલે મધ્યભાગના ચોરસને એક ખુણે મસ્તક અને ત્રીજી બાજુએ એનો હાથ એમ એવી તો પ્રમાણસર વહેંચણી કરી છે કે આ શિલ્પીની શક્તિ માટે સવિશેષ માન થાય છે. અહિં જ એક થાંભલા ઉપર નૃત્ય-ગણપતિની એક મૂર્તિ જોવામાં આવી. ભારે શરીર તેથી ગતિ ઓછી છતાં ગતિનો ચોક્કસ ખ્યાલ એ મૂર્તિ આપે છે પરંતુ આપણું ધ્યાન એના સમતોલપણાથી વધારે આકર્ષાય છે. એક સ્તંભ રૂપે એક માતા એક બહુ જ નાનું તુરતનું જન્મેલું હોય એવું બાળક હાથમાં લઇને ઉભેલી છે. એમાં માતૃત્વની સુંદર રજુઆત થએલી છે. દેવસભામાં ચડવાનો માર્ગ પથ્થરમાંથી કોરેલા સુંદર હાથીઓ દર્શાવે છે એ ગજની બેલડીની સૂંઢોને માણસો વળગેલાં અને બાથ ભીડતા બતાવ્યા છે.

મદુરાના મંદિરના સ્તંભોમાં દક્ષિણ હિંદની શૈલીનાં મૈસુરની શૈલી બાદ કરતાં લગભગ બધા જ નમુનાઓ મળી આવે છે. રામેશ્વર વગેરે મંદિરમાં તો અહીંનું અનુકરણ સારા પ્રમાણમાં થએલું જણાય છે. સ્તંભની રચનામાં દશથી બાર ફુટ લાંબી પથ્થરની પાટને ઉભી કરીને તેના ઉપર કોઇ વાર બે તો કોઈ વાર ત્રણ પથ્થરની કોરેલી કુંભીઓને કાટખૂણે મૂકવામાં આવે છે. દરેક પથ્થર મૂળ સ્તંભથી જરાક આગળ વધેલો હોય છે, આ યોજના વડે એક પ્રકારની કમાનના જેવી અસર ઉપરના ભાગમાં ઉપજાવી શકાય છે. અને ઉપરની છતને ઢાંકવા માટે જે પથ્થર વાપરવો પડે છે તેની લંબાઇને ટુંકાવી શકાય છે. છતને ઢાંકવામાં સામાન્યરીતે ઘણા પથ્થરો લાગે છે. અને બહુ લાંબા પથ્થરની

પાટો મેળવવી મુશ્કેલ હોયં છે. એવા પથ્થરોની પાટોની લંબાઈ સામાન્યરીતે દસ કે બાર ફૂટથી વધારે ભાગ્યે હોય છે. વધારેમ વધારે મેં પંદર ફીટની લંબાઇ જોઈ છે. થાંભલાઓમાં ૧૫ ફીટ × ૩ × ૧૦નો પથ્થર લઈને તેને કોરીને વચમાંથી પાતળો કરવામાં આવે છે. જેથી કરીને બાજુએથી જોનારને જાણે તે ચારે બાજુ ચોરસ હોય એવો ખ્યાલ આપે છે. આ કોતરણીની અસર એકંદરે ભવ્યતાની અને સીમેટ્રીની પડે છે.

મુખ્ય મંદિરના ચાર દરવાજાઓમાંના એકની (દક્ષિણ) સામે ઉત્સવોને પ્રસંગે જ્યારે મૂર્તિ બ્હાર કાઢવામાં આવે છે ત્યારે તેને રાખવા માટે એક વિશાળ સભા મંડપ મદુરાના રાજા તિરૂમલ નાયકે બંધાવ્યો છે. એનું નામ 'પુદુમંડળ' એટલે કે નવો મંડપ દર્શાવે છે. તે મુળ મંદિર સાથે નહિ પણ તાજેત્તર બધાયો હશે. આ મંડળની ચારે બાજુની જગ્યામાં સેંકડો દુકાનો છે જેમાં લોઢાનો પિત્તળનો સામાન વેચાય છે.' દરજીની પાન–બીડીની દુકાનો પણ છે. સદ્ભાગ્યે આ સભાગૃહનો મધ્ય ભાગ લંબચોરસ આકારનો છે તે ખાલી રાખવામાં આવ્યો છે અને અહિ સારી ગણી શકાય એવી મૂર્તિઓ પણ કોતરવામાં આવેલી છે.

'મદુરામાં તેપ્પાકુલમ્ નામનું નાનું સરખું તળાવ છે તે ખરૂ એનાં પાસેના મંદિરનું છે. તેનું પાણી સતત લીલવાળું રહે છે. આ બંધીયાર તળાવની વચમાં એક બેટ તૈયાર કરેલો છે તેમાં એક પ્રકારનું ગોપુરમ્ પણ છે. ત્યાં ઉત્સવને દિવસે દેવ-મૂર્તિને હોડીમાં મૂકીને લઈ જવામાં આવે છે. પરંતુ સામાન્ય દિવસે પણ એ બેટ પર જવા માટે નિયમિત હોડી મળે એવી વ્યવસ્થા છે. આ હોડીની સહેલ એ મદુરાશાહીનું એક આકર્ષણ ગણી શકાય. અમે પણ સામી બાજુ ગયા અને દેવની મૂર્તિ પધરાવવાની જગા જોઈ. એના ત્રણચાર મજલા હતા. તેમાંના સૌથી ઉપરને મજલેથી મદુરા શહેર અને તેની આજુબાજુનો પ્રદેશ જોઈ શકાય છે. ચારેબાજુ પુષ્કળ તાડવનો અને નાળીએરીના

ગુંજો અહીંથી દેખાય છે અને દૂર રહેલી ટેકરીઓ પણ જોઈ શકાય છે. આ ખુલ્લા તળાવ વચ્ચે હોડીમાં પણ હવા કેમ નથી આવતી એ પ્રશ્નનો ખુલાસો પેલી ટેકરીઓ જોતાં મને મળી ગયો. એ બેટના રંગમહેલની સૌથી ઉપરની મેડીએ ઊભો હતો છતાં ત્યાં પણ હવા આવતી ન હતી. આ ટેકરીઓ હવાને શહેરમાં આવતાં અટકાવે છે

તેપ્પાકુલમ્‌ના નાના સરખા તળાવમાંથી પાછા ફરતા જોયેલું એક દ્રશ્ય સસ્મરણ રૂપે અહીં નોંધવા જેવું છે. અમે રંગમહેલ જોવા માટે હોડીમાં બેઠા તે પહેલાં એક બે તામિલ કે આંધ્ર યુગલો રગમહેલ પહોંચીને ત્યાંની મઝા માણતાં હતા. તે વખતે મદુરામાં લગનગાળો ચાલતો હતો તેમાના કોઈ પ્રસંગે એ લોકો આવેલા હતા. એમા શકા ન હતી. કારણ કે મદુરાવાસી તે ન હતાં. એ લોકો તહેવારની મઝા માણવાની 'હોલીડે મૂડ' મનોદશામાં હતા એ પણ સ્પષ્ટ હતું. મતલબ કે સવીશેષ નવરાશ, બેફિકરાઈ અને આનંદની મનોદશા હતી. અમે જ્યારે બરાબર વચ્ચોવચ્ચ આવ્યા ત્યારે સામે કીનારે રગમહેલની બાજુમાં ઉગેલા કેટલાક આમ્રવૃક્ષોમાંના એકની ડાળી ઉપર આ બે યુગલોમાંની એક યુવતી બેઠી હતી! આંબો નમેલો હતો અને એની ડાળી તળાવના પાણી પર ઝુકતી હતી. અને કીનારા પર તે ડાળ એટલી તો નીચી હતી કે એનો સ્વજન જમીન પર ઉભો રહીને એની સાથે વાતચીત કરી શકે. હકીકતમાં બન્ને વાતચીત કરતા જ હતા. એ યુવતી કાંઈક કહેતી હતી. અંગ્રેજી કેળવણીને લઇને કાંઇક આત્મગૌરવ અને પોતાના ગૌરદેહના સૌંદર્યનુ ભાન પણ એને પૂરતા પ્રમાણમાં હતું. અમારી હોડીમાં પણ કેટલાક નફીકરા અને એ યુગલની પેઠે માણવાજ આવેલા એવા ચારપાંચ યુવાનો હતા. અમારી હોડી સામે કિનારે પહોંચી ત્યારે હોડીવાળાએ આંબાની ડાળપર બેઠેલી યુવતીને ગંભીર અવાજે વારી અને ડાળ તૂટી જવાનો ભય પણ બતાવ્યો. અલબત્ત, નીચે ઉતરવા માટેની

એ પૂર્વ સૂચના હતી. પણ આત્મગૌરવ આત્મ વિશ્વાસની એ મૂર્તિ એક હોડીના હાંકનારની સુચનાનો અમલ કરે એ સંભવિતજ ન હતું. એ બિચારાને તો એણે ગણ્યો જ નહિ. ઉલટું, પોતાના હલકા પુલ જેવા વજનથી આવી મોટી ડાળી ભાંગી શકે એમ માનવા માટે એને હસી કાઢયો ! કવિ નાનાલાલની "જ્યાં હોય તેમ" પોતે આમ્રડાળ પર ઝુકી જ રહી ! ન છૂટકે પાછા ફરવાની ફરજ એમની ટોળીને પડી. એમની ટોળી જ્યારે હોડીમાં બેઠી અને સામે કિનારે જવા માટે હોડી હંકારાઇ ત્યારે હોડીને એક છેડે પાણીમાં પગ લંબાવીને તે યુવતી પોતાના ચરણ સ્પર્શ તળાવને કરાવતી હતી ! અમારી જોડે આવેલા નફિકરા યુવાનોમાંના એક પાસે કેમેરો હતો તેણે આ દૃશ્યને ચિરંજીવી કરવા ફાંકો સૂઝયો. એનો હેતુ તટસ્થપણે એક સુંદર ચિત્ર લેવાનો હતો કે ટિખ્ખળ કરવાનો હતો એ કહેવું મુશ્કેલ છે. જો કે મને લાગે છે એ નિર્ણયમાં તોફાન અને ટિખ્ખળનો હેતુ જ આગળ પડતો હતો. મશીન વડે માણસ ધારે તે કરી શકે એમ આપણે માનીએ છીએ. પરંતુ માણસ પણ મશીન પર પોતાની આણ ચલાવી શકે છે. એ હલેતી યુવતીએ આ નફકરા જુવાનને આખરે મહાત કર્યો જ ! છબી લેવા કેમેરાનું યંત્ર સજ્જ થયું તેવો એણે પોતાની સાડીનો છેડો ઉંચો કરી પોતાના વદન અને કેમેરાની વચ્ચે પડદા પેઠે આડો ધર્યો ! કેમેરાનું યંત્ર પણ કદાચ નિરાશ થયું હશે ! લગ્નગાળાના પ્રસંગની આ નજીવી ગણાય એવી ઘટના એની પાછળ રહેલા મનોવિજ્ઞાનના કાર્ય પ્રતિકાર્યને લઈને મારા મન પર પોતાનો સંસ્કાર મૂકી ગઈ.



ગઈ હતી અને તેથી કરીને દરિયા કિનારે આવેલાં આપણાં બંદ પરદેશીઓના હુમલાનો ભોગ બન્યાં. સુરત, દ્વારકા અને રામેશ્વ એ ત્રણેનો ઇતિહાસ ખાસ કરીને દ્વારકા અને રામેશ્વર બન તીર્થો હોવાથી તેમનો ઇતિહાસ લગભગ એક જ પ્રકારનો બન્ને છે. બન્ને સમૃદ્ધિવાન તીર્થ તરીકે પ્રખ્યાત હતાં એટલે તેમ લૂંટવાનો લોભ સ્વાભાવિક રીતે બળવાન નૌકાવાળી પ્રજાઓને તોફાની ચાંચિયાઓને થાય એટલે રામેશ્વરમાં બે ગોપુરનો અભાવ, અહિંની વસ્તીમા સ્વમાનનો કે સ્વતંત્રતાનાં ભાનનો અભાવ એ બધું રામેશ્વરના ઉપર પરદેશીઓએ કરેલ આક્રમણને આભારી હોવું જોઈએ. શરૂઆતના ખ્રિસ્તી પાદરીઓ ધર્મઝનુનમાં કે ધર્માંધતામાં મુસલમાનોથી ઉતરતા ન હતા. એટલે તેમણે પણ રામેશ્વરની આ અધોગતિ કરવામાં પોતાનો ફાળો નહિ આપ્યો હોય એમ નહિ. આ મંદિરનો પુનરુદ્ધાર મદુરાનું મંદિર બંધાવનાર તિરૂમલ નાયકે કર્યો હોવો જોઇએ, કારણ કે અહિં પણ એની અને એની રાણીઓની મોટી પ્રતિમાઓ મૂકવામાં આવી છે. રામેશ્વરનાં મંદિરમાં અને ગામમાં ઘર બાંધવામાં પણ જે ચૂનો વપરાય છે તે બહુ જ હલકી જાતનો છે, કારણ કે અહિંની ખાસ હવાથી તે બહુ જલદી ખવાઈ જાય છે. વળી, જે ચૂનાનો પથ્થર અહિં વાપરેલો છે તે પણ આ ઋતુના હુમલા સામે ટકી શકતો નથી. દરીયા કિનારે સેંકડો ચૂનાના પથ્થરની શિલાઓ હવા અને પાણીને લીધે ખવાઈ ગયલી અને કાણા પડી ગયલી મેં જોઈ. એટલે પહેલેથી જ સમસ્ત મંદિર જો કાળા ગ્રેનાઈટથી બાંધ્યું હોત તો તે વધારે સ્થાયી નિવડત. હાલમાં રામેશ્વરનું ગર્ભદ્વાર અને વિગ્રહની આજુબાજુની જગ્યા આ કાળા પથ્થરથી બાંધેલી છે અને તેટલો ભાગ સ્થાયી પણ છે અગ્નિતીર્થ રામેશ્વરમાં મદિરથી થોડે દૂર છે, ત્યાં આગળ દરીયાનું સ્વચ્છ નીતરૂ પાણી અને દૂર દૂર ટેકરી રૂપે પ્રસરી રહેલી રેતીવાળું દૃશ્ય યાત્રાળુને સમુદ્રનું દર્શન કરાવે છે. બાકીના અ[illegible] [illegible]ર્થ સ્થળો અર્ધ ખંડિયેર અવસ્થામાં આવી [illegible] છે.

રામ-

ઝરૂખે જતાં રસ્તામાં જે નાના મોટા પવિત્ર સ્થળો આવ્યાં તે જોવાથી મળી ગયો. પાંચે પાંડવોના નામનો એક એક કુંડ અહિયા છે. અને બધા ય બિસ્માર હાલતમાં આવી પડેલા છે. અર્જુન કુંડમાં તો અમે એક ભેંસ પણ પાણીમાં પડીને આનંદ માણતી જોઈ હતી ! ! વળી, રામ ઝરૂખામાં પણ ઘણી મરામત કરવાની જરૂર છે પણ રામેશ્વરની વસ્તીમાંથી કે પૂજારીમાંથી કોઈનું ધ્યાન એ તરફ હતું નહિ. અમારી સાથે આવેલ એક રામેશ્વર મંદિરના નોકરને, એટલે કે રખેવાળને, જ્યારે મેં આ વિષય પર વાત કરી ત્યારે એણે રામેશ્વરના બ્રાહ્મણો અને પૂજારીઓ વિશે તથા હિંદુ ધર્મની અવનતિ વિશે ઘણા જ અદ્યતન ગણાય એવા વિચારો જણાવ્યા. તેથી મને એટલો સંતોષ તો થયો કે રામેશ્વર તીર્થમાં પણ આ વસ્તુસ્થિતિ બરાબર નથી એમ જાણનારા માણસો છે. અને એથી કરીને ભાવિમાં આ તીર્થ સુધરે એવી કાંઈ આશા પણ રહે છે. રામઝરૂખો ખરૂં જોતાં એક નાની સરખી ટેકરી છે, જેની આજુબાજુ ચારે તરફનો સુંદર પ્રદેશ એક બાજુ વૃક્ષોનાં વન અને ઝાડી, બીજી બાજુ છાછરા સમુદ્રનાં પાણી, ત્રીજી બાજુ રેતાળ જમીન એમ જૂદાં જૂદાં દૃશ્યો જોવાની તક મળે છે. પાસે જ કોઈ પ્રાચીન રાજાનો બંધાવેલો મહેલ પવનથી ઉડીને આવતી રેતીમાં દટાઈ ગયો છે. અને એનાં ખંડિયેરો તે કોનો હતો તેની પણ આપણને ખાત્રી આપી શકતા નથી.

અમારી ધર્મશાળા ખરૂં જોતાં એક નાનું સરખું જગત હતી. મુંબાઈનું શ્રદ્ધાળું કાઠિયાવાડી એક કુટુંબ જેની મુખ્ય પ્રવૃત્તિ પિતૃઓનું શ્રાદ્ધ સરાવવાની દેખાતી હતી તે ત્યાં હતું. એક અંધ અને વૃદ્ધ પતિ અને તેની વૃદ્ધા સ્ત્રી, ત્રણ છડા મારવાડી જુવાનો, થોડાક પૈસાદાર, ગરીબ સ્થિતિના બીજા પાંચ સાત સ્ત્રી પુરૂષો, સવારના વહેલાં ઉઠીને દર્શન કરવા જવું, રામેશ્વરના મંદિરનાં મીઠાં પાણીના કુવામાંના એક પછી એક ચોવીસમાં સ્નાન કરવું અને ભીને કપડે રામેશ્વરમાં દર્શન કરવા—આ

કાર્યક્રમ હતો. પછીથી વખત મળે તે પ્રમાણે લક્ષ્મણ તીર્થ, રામ ઝરૂખા અને બીજા કુંડો જોવા એ ત્રીજો બહારનો કાર્યક્રમ. કેટલાક અહિંથી ધનુષ્કોડી હોડી વાટે જઈ આવતા. હું ધનુષ્કોડી ગયો નહિ. પણ દૂરથી તેને જોયું તે ઉપરથી અને ત્યાં જઈ આવેલા લોકોનાં વર્ણન ઉપરથી તે વિશાળ રેતાળ સમુદ્ર કિનારો છાછરા પાણીવાળો હોવો જોઈએ એમ લાગ્યું. પહેલાં અહિંથી રેલ્વે સીધી ધનુષ્કોડી જતી હતી તે સરકારે બંધ કરી અને તે એ કારણે કે રેલના પાટાઓ વારે વારે પવનથી ઉડીને આવેલ રેતી તળે દટાઇ જતા હતા !!! પરંતુ કોઇ પણ સરકાર એટલા જ કારણે આખા હિંદુસ્તાનની જાત્રા કરવા આવનાર જનતાને રામેશ્વરથી પાછી પંબનમ્ અને ત્યાંથી ધનુષ્કોડી એમ ત્રિકોણની બે બાજુઓનું ચક્કર કરાવે એ કોઈ પણ સ્વતંત્ર દેશમાં કલ્પી શકાય તેવું નથી !! રામેશ્વરથી ધનુષ્કોડીનું અંતર પણ બહુ નથી અને ઉડતી રેતીને અટકાવવાને માટે તો પંડિત જયકૃષ્ણ ઇંદ્રજીએ કચ્છમાં એ જ પ્રકારની મુશ્કેલી જે ઉપાય વડે દૂર કરી હતી તે સોંઘો ઉપાય રામેશ્વરમાં પણ થઈ શકે તેવો છે. જે મેદાન કે ટેકરીઓ ઉપરથી રેતી ઉડતી હોય તેના પર મર્યાદવેલ અને બીજા દરિયા કિનારે ઉગતા વેલાઓ વાવવાથી રેતી ઉડતી અટકી જાય છે.

ધર્મશાળાના લોકોનો બાકીનો વખત અહિંના પંડાઓ સાથે, ચિત્રો વેચનારાઓ સાથે, ફુલના માળીઓ સાથે અને ધર્મશાળાના નોકરો સાથે રકઝક કરવામા તથા હિંદુધર્મ વિશે વાદવિવાદ કરવામાં જતો હતો. આવા એક વાદવિવાદ વખતે મેં જોયું કે રામેશ્વરના પંડા બ્રાહ્મણોમાંના કેટલાક તો હિંદી સારૂં જાણતા હોય છે અને ઉત્તર હિંદુસ્તાનના યજમાનોની ખાસીયતથી પણ સારી રીતે વાકેફ હોય છે. હિંદુધર્મની વિધિઓનું જ્ઞાન જરૂર પૂરતું જીન્હા-અહે કહીને આ લોકો અહિં આવના યાત્રાળુઓને વિધિ પૂરી કરાવવામાં મદદ કરે છે એ એમનાં કાર્યની ઉપયોગિતા યાત્રાળુઓ

સમજતા નથી એટલું જ નહિ પરંતુ એ બ્રાહ્મણો પોતે પણ સમજતા લાગ્યા નહિ. બાકી ધર્મશાળામાં ચાલતા લાંબા ધાર્મિક વાદવિવાદમાં મેં જોયું કે એ લોકોનું હિંદુ ધર્મનું સામાન્ય જ્ઞાન બહુ શ્રુતપણાને લઈને સારું ગણાય તેવું હોય છે. ભક્તિ અને જ્ઞાન વચ્ચેનો ભેદ, દ્વૈત અને અદ્વૈતની આંટીઘુટી, સાચા જ્ઞાનીના લક્ષણ તથા આધ્યાત્મિક ઉન્નતિ કરવામાં નડતી મુશ્કેલીઓ વગેરે અનેક વિષયો ઉપર આ ચાર મારવાડીઓ અને એક બ્રાહ્મણ કલાકો સુધી ઉત્સાહપૂર્વક અને જુસ્સાથી વાદવિવાદ કરતા હતા. જેનામાં ભક્તિ હોય તેની મુક્તિ તો દાસી છે. શ્રીકૃષ્ણની પરાત્પરતા અને પુરૂષોત્તમતા અને જ્ઞાનની શુષ્કતા, કામવાસનાને જીતવાની મુશ્કેલી એમ અનેક આડાં અવળાં વહેળામાં વહેતાં એમના વાદવિવાદમાં આપણા દેશના સામાન્ય માનસમાં પણ આ વસ્તુઓ કેટલી ઉંડી ઉતરેલી હોઈ સ્વભાવનો ધર્મ બની ગયેલો તે જોઈ શકાતું હતું. પરંતુ જુનવાણી વિધિ પ્રધાન માનસનું ભાવિ કેવું હશે એ વિશે વિચાર કરતા મને જણાયું કે ઉગતી પેઢીનાં માનસમાં એનું સ્થાન બહુ જ ગૌણ બનવાનું છે. એટલે આવા તીર્થોમાં આપણા ધર્મના જીવન્ત આંતરતત્ત્વો સજીવન થાય અને બળવાન થાય એવા ઉપાયો લેવાની જરૂર છે. વળી, તીર્થો સાથે પ્રકૃતિનાં સૌન્દર્ય પ્રત્યે પણ યાત્રીઓનું માનસ જાગ્રત થાય એવી વ્યવસ્થા થવાની પણ જરૂર છે.



# " ત્રિવેન્દ્રમ્ "

રામેશ્વરથી મદુરા આવ્યા અને મદુરાથી ત્રિવેન્દ્રમ્ જવા માટે અમે સવારના નીકળ્યા. અને તેજ દિવસે સાંજે લગભગ સાત વાગે ત્રિવેન્દ્રમ્ પહોંચી ગયા મદુરાથી ત્રિવેન્દ્રમ્નો રસ્તો મદુરાથી રામેશ્વરના રસ્તા કરતાં વધારે આકર્ષક હતો. એટલે કે પૂર્વ તરફનો કિનારો ખેતીની દૃષ્ટિએ સમૃદ્ધ નથી ત્યારે હિંદના દ્વિપકલ્પના છેડાનો આ મધ્યભાગ ઘણો ફળદ્રુપ લાગ્યો. વળી, અહિં રસ્તામાં નીલ આવેષ્ટનવાળા પર્વતો પણ હતા. તેનકાશી જેવાં સ્થળોએ જળધોધ પણ પડતા હતા. બીજા યાત્રાનાં સ્થળો પણ ગાડીમાંથી જોઇ શકાતાં હતાં. સપાટ મેદાનનો પ્રદેશ વટાવીને અમે ત્રાવણકોર રાજ્યના પહેલા સ્ટેશને શેન્કોટા પહોંચ્યા ત્યારે મને ખરેખર આશ્ચર્ય થયું. શેન્કોટાથી ત્રાવણકોર રાજ્યનો આરંભ થાય છે એટલું જ નહિ પણ જે પર્વતની પેલી તરફ ત્રિવેન્દ્રમ પશ્ચિમ સમુદ્ર કિનારે આવી રહ્યું છે તે પર્વતનો પણ આરંભ થાય છે. હું ધારૂં છું કે આ ટેકરીનો જ ફાંટો છેક કન્યાકુમારી સુધી લંબાઇને સમુદ્રમાં પોતાના ખડકો દૃઢતા પૂર્વક હજારો વરસથી ટકાવી રહ્યો છે. ત્રિવેન્દ્રમ્ જવા માટે શેન્કોટાથી રાજ્ય તરફથી નિયમિત બસ સર્વિસ પણ ચાલે છે એટલે શેન્કોટા ઉતરીને બસમાં પણ ત્રિવેન્દ્રમ્ જઈ શકાય છે. ત્રિવેન્દ્રમના રસ્તાઓ પણ માઈસોર રાજ્યના જેવા ઘણી સારી સ્થિતિમાં છે. શેન્કોટાથી કવીલોન સુધીનું દૃશ્ય આપણને કાશ્મીરનાં પ્રાકૃતિક સૌંદર્યની યાદ કરાવે તેવું છે. ત્રાવણકોર આ પ્રમાણે કાશ્મીરનું પર્વત સૌંદર્ય અને સમુદ્ર કિનારાની સગવડો એકી વખતે ભોગવે છે. પ્રકૃતિએ ખુલ્લા હાથે અહિં પોતાની ઉદારતા ચારે તરફ વેરી

છે. બે વખત વર્ષાદ થતો હોવાથી આ વિષુવૃત્ત ઉપર આવેલો પ્રદેશ પ્રમાણમાં સમશીતોષ્ણ રહે છે. ગાડી શૅન્કોટાથી ધીમે ધીમે પર્વતની ટેકરીઓ વટાવતી જાય છે અને એક એક ટેકરી દૃષ્ટિ આગળ જાણે સૌંદર્યનું એક એક પાનું ખુલ્લું કરતી જાય છે. સાગનાં વન ત્રાવણકોર રાજ્યની સુંદરતા અને સમૃદ્ધિમાં વધારો કરે છે. પર્વતમાં જ્યાં જ્યાં બની શકે ત્યાં સપાટ જગ્યાઓનો લાભ લઇને ટેકરીઓ પર તેમજ ખીણોમાં લીલી હરિયાળી ડાંગરના પાકરૂપે દેખાય છે. અહિંના લોકો પણ સ્વભાવે શાન્ત અને સ્વચ્છ છે. પર્વતમાંથી પડતાં ઝરણાઓ આખું વર્ષ વહેતાં રહે છે. અને એ પાણીનો લાભ ખેતીની પેદાશ વધારવામાં થાય છે. અહિં પણ માઈસોરની પેઠે વિજળી આખા સ્ટેટમાં સારાં પ્રમાણમાં ઉત્પન્ન થાય છે અને વપરાય છે. જેમ સાગ અહિંનાં જંગલની રાજ્યે પોતાના હાથમાં લીધેલી ઈજારાની વસ્તુ છે તેમ નાળિયેર એ પણ ત્રાવણકોરની મહાન્ સમૃદ્ધિ છે. નાળિયેર અને નાળિયેરીમાંથી ઉપજતી બધી વસ્તુઓનો વેપાર અહિંજ થાય એ વિષેની બધી સગવડ કાં તો રાજ્ય પોતે કરે છે અથવા તો આપે છે. હૈદ્રાબાદની પેઠે અહિં પણ રાજ્યની પોતાની પોસ્ટ ઓફિસ છે. રાજ્યની વસ્તી વધારે હોવાથી અહિં ઉગતી ડાંગર વસ્તીને માટે પૂરતી નથી, તો પણ સાગ નાળિયેરી અને બીજા ફળાદિને લઈને અહિ સારી આમદાની થાય છે. આ પુષ્પવાળા વૃક્ષોથી ઢંકાયલી ટેકરીઓ વ્યવસ્થિત રીતે કપાય છે અને જંગલખાતા તરફથી ટેકરીઓ નિયમીત રીતે ફરીને વાવવામાં આવે છે. ઝાડીઓમાં વાંસ અને જંગલી કેળ પણ છે. જ્યારે લીલા ઘટાદાર વૃક્ષોથી છવાયલી આ ટેકરીઓની શ્રેણી જોઇ ત્યારે દિલ્હીથી અમદાવાદ પાછા ફરતા શુષ્ક કર્કશ અને ગરમ વૃક્ષહીન અરવલ્લીના ભાગો અને જલહીન પ્રદેશો મને યાદ આવ્યા અને ત્યારે ત્રાવણકોરમાં દર ચોરસ માઈલે ૪૦૦ ઉપરાંત માણસોની વસ્તી છે એ હકીકતનું રહસ્ય હું સમજી શક્યો. અહિ બે ચાર ટેકરીઓને કોરીને પણ રેલ્વે પોતાનો રસ્તો કરે છે અને કેટલીક વખતે

પર્વતની ધાર ઉપર પણ પોતાનો રસ્તો કરે છે. આ બધી વખતે જે પ્રાકૃતિક દૃશ્યો ખૂલે છે તે એટલા વિવિધ પ્રકારનાં હોય છે કે એક જ પ્રકારનું સૌંદર્ય હશે એવી આશા કે આકાંક્ષા રાખનારા આપણી દૃષ્ટિ અને મન ટેકરીએ ટેકરીએ આશ્ચર્ય પામે છે અને ખીણોના માઈલો સુધી વિસ્તરતા સુંદર પ્રદેશોને કાશ્મીરની પેઠે જ ટેકરીની ઉપરથી ગાડીમાં બેઠા બેઠા જોઈ શકે છે. ગુજરાત અને કાઠિયાવાડમાં જોયેલાં સુગ્રીના માળાઓ અહિં પાછા ત્રાવણ-કોરનાં નાળીયેરનાં ઝાડ પર તેનાં પાંદડાંઓની પાછળ લટકતાં જોયાં. ગુજરાતનો પ્રદેશ ગાડીમાંથી વટાવતાં એક વખત ખેતરમાં ચરતી ગાયોના ટોળાંની સાથે Cranes નાની જાતનાં બગલાં પણ સાથે સાથે ફરતાં જોયાં. ગાયો ઘાસ કે વનસ્પતિ ચરે ત્યારે તેના ભયથી ઉડી જતાં કે હાલતાં નાનાં તમરાં જેવાં જંતુઓ ખાવા માટે આ બગલાં સાથે સાથે ફરે છે ખાસ કરીને વર્ષાદ પડ્યા પછીની ભીની જમીનમાં એમને વધારે ખોરાક મળતો હોય એમ દેખાય છે અને ગાયો પણ એમનો સાથ પસંદ કરતી લાગે છે કારણ કે કોઈક કોઈક વાર ગાયોનાં શરીરે વળગેલી બગાઈ વગેરે જંતુઓ પણ તે ચાંચ વડે ખાઈ જાય છે અહિં ત્રાવણકોરમાં કવીલોન આગળ ચરતી બકરીઓની પીઠ ઉપર કેટલી કોયલો બેઠેલી જોઈ. અહિં જોયલા આ સંબંધનો ભેદ હું હજી ઉકેલી શકયો નથી.

ત્રાવણકોરનું બીજું એક સુંદર આકર્ષણ ત્યાંનાં Lagoons છે. દરિયામાંથી જમીનમાં ભરતીના સમયે પાણી ધસી જઈને ત્યાંને ત્યાં એનો જથો બંધીયાર થઇ જાય તેને લઈને આવાં Lagoons થાય છે. ત્રાવણકોરના Lagoonsની ખુબી એ છે કે કવીલોન અને ત્રાવણકોરની વચ્ચે પર્વતના પ્રદેશમાંથી વહેતાં ઝરણાંઓ આવીને આ Lagoonsને મળે છે. આથી કરીને કેટલાક ઝરણા અને નદીઓનો સંબંધ સમુદ્ર સાથે બંધાય છે. અને ત્રાવણની સરકારે બાંધેલી કેટલીક નહેરો પણ આ Lagoonsને

મળતી હોવાથી એ નહેરો મારફત અને નદીઓ મારફત સમુદ્રમાંથી, સીધેસીધો માલ લઇ જવાની વ્યવસ્થા કરી શકાય છે. સાંભળવા પ્રમાણે કોચીન અને ત્રિવેન્દ્રમથી ,જળમાર્ગે છેક મેંગલોર સુધી જઈ શકાય છે એટલે કે આગગાડીનો આશ્રય લીધા વિના સમુદ્રમાંથી છેક મેંગલોર સુધી માલ અને માણસો લઇ જઈ શકાય. આ Lagoons અને તેની આજુબાજુના દૃશ્યો બહુજ સુંદર છે અને ત્રાવણકોર રાજ્યમાં માઇસોરની પેઠે પાણી કેટલુ પ્રચુર છે તેનો પણ કાંઈક ખ્યાલ આ મોટાં મોટાં Lagoons આપે છે.

અહિં ફળોની પેદાશ પણ ઘણી સારી થાય છે અને નાળીયેરીની સાથે જ સ્પર્ધામાં ઉતરી શકે એટલા પ્રમાણમાં કેળાં પણ અહિં થાય છે. અને કેળાંઓની અહિં આઠ ઉપરાંત જાતો પેદા કરવામાં આવે છે. એકંદર રીતે જોતાં આ આખા પ્રદેશ ઉપર તામિલ સંસ્કૃતિની છાપ પડેલી જણાય છે. અમે જ્યારે ત્રાવણકોર પહોંચ્યા ત્યારે ત્રિવેન્દ્રમનું તેમજ આખા રાજ્યનું વાતાવરણ સ્ટેટ કોંગ્રેસ અને સર સી. પી ની રાજ્ય વ્યવસ્થા એ બન્ને વચ્ચે ઉત્પન્ન થયેલી કડવાસ વાળું હતું. આજ કાલના ત્રાવણકોરની કલ્પના સર સી. પી. ને બાદ કરીને થઈ શકે તેમ નથી. ત્રણ ચાર કરોડની ઉપજ ભાગ્યે જ હતી તેમાંથી જમીન ઉપરનો કે બીજો કોઈ વેરો નાંખ્યા કે વધાર્યા વિના કુનેહથી અને નવા ઉદ્યોગોને ઉત્તેજન આપીને તેમણે સ્ટેટની આમદાની લગભગ ૧૦ કરોડ જેટલી કરી છે. ૬૦ લાખની વસ્તીમાં ૨૦–૨૫ લાખ ક્રિશ્ચિયનોનું વર્ચસ્વ એવું હતું કે ત્રાવણકોરની સત્તા તેમના અને મીશનરીઓના હાથમાં ચાલી જવાનો ભય હતો તેમાંથી હરિજનોને મંદિર પ્રવેશ કરાવીને તથા બીજી રીતે સર સી. પી.એ ત્રાવણકોરને ફરીને એક સમર્થ હિંદુ રાજ્ય બનાવવાના પ્રયત્ન કર્યા છે. ત્રિવેદ્રમ્ સ્ટેશને ઉતરીને અમે એક હોટલમાં રહ્યા. બીજે દિવસે સવારે ત્રિવેન્દ્રમ્ શહેર જોવા નીકળ્યા ત્યારે માલુમ પડયું કે જૂદી જૂદી ટેકરીઓ ઉપર વસેલું તે એક શહેર છે. ટે

બંજારા હિલ્સ અને મુંબઈની મલબારહિલની પેઠે અહિ પણ તૈકાડ નામની જગ્યા ત્રિવેન્દ્રમનાં આગળ પડતા સુશિક્ષિત ધાર્મિક અને અધિકારી લોકોને રહેવાની જગ્યા છે. એ પણ એક ટેકરી ઉપર આવેલ છે. શહેરના એક મોટા સરીયામ રસ્તા ઉપર સીરીયન ક્રિશ્ચિયનોનું એક ભવ્ય દેવળ છે, જેના ઉપર ક્રાઈસ્ટની મૂર્તિની પ્રતિષ્ઠા કરવામાં આવી છે. હિંદના દક્ષિણ કિનારાના છેડે આવેલ આ ક્રિશ્ચિયન દેવળ, ૩૦૦ વર્ષ ઉપરાંતની ક્રિશ્ચિયન ધર્મનાં મંડળોની પ્રવૃત્તિનું પરિણામ છે. અને દિલ્હી, લાહોર અને કાશ્મીર સુધી આ વિદેશી ધર્મના જૂદા જૂદા સંપ્રદાયોએ આવીને આપણી પ્રજાને ધર્માંતર કરવા માટે સમજાવી છે, લોભાવી છે અને કેટલીક વખતે છેતરી પણ છે. ખ્રિસ્તી ધર્મના મીશનોએ હિંદને કેવળ નુકશાન જ કર્યું છે એમ કહેવું મુશ્કેલ છે, પરંતુ એમની સેવા કેળવણીના પ્રચારમાં કે બીજી સામાજીક પ્રવૃત્તિઓમાં નિષ્કામ સેવા નથી હોતી એમ તો કહેવું જોઈએ.

અહિંનાં મ્યુઝીયમ અને ચિત્રશાળા તથા પ્રાણીસંગ્રહ એક જ બાગમાં વ્યવસ્થિત રીતે ગોઠવાયલાં હોવાથી બહારથી જોવા આવનારને ઘણી સગવડ પડે છે. માઈસોરની પેઠે અહિના બાગ પણ લીલી હરિયાળીવાળા અને સારી સ્થિતિમાં રખાતા લાગે છે. મ્યુઝીયમ અને પ્રાણી સંગ્રહ જોવા માટે નામની ફી આપવી પડે છે. અને એ પ્રબંધ હું ધારૂં છું કે નવરા અને રખડતા માણસોને આવાં સ્થળોએ આવતા અટકાવવા માટે જરૂરનું છે. આ બાગ એક જ સપાટી ઉપર રચાયેલો નથી. નાના નાના ટેકરાઓનો લાભ લઈને તેના ઉપર ઘાસ ઉગાડી, ઉતરવા ચઢવાના પગથિયાની વ્યવસ્થા કરીને પ્રાણીઓને જોવાના પાંજરા તથા એક નાનું સરખું કુંડ જેવું તળાવ રાખવામાં આવ્યું છે. પંખીઓ અને પ્રાણીનો સંગ્રહ માઈસોર અને હૈદ્રાબાદ કરતાં ઘણો સારો હતો. ફક્ત આવા સંગ્રહને સફળ બનાવવા માટે તે તે પ્રાણીઓનાં જીવન વ્યવહાર ખોરાક વગેરે વિષે વધારે સારું અને ચોક્કસ જ્ઞાન હોય એવા માણસોને આવાં કામ પર નીમવા જોઈએ. દક્ષિણ આફ્રિકાનો

એક વાનર માંદો હતો. સફેદ હંસની પણ સ્થિતિ બહુ ખરાબ હતી, તર્કી પણ પીછાં વગરનો અને વરવો થઈ ગયો હતો. પંખીઓ અને પ્રાણીઓના રોગની દવા જાણનાર પણ આવા સંગ્રહસ્થાનના સ્ટાફમાં હોવો જોઈએ. કાળા હંસ અને બીજા શીકાર કરનાર પંખીઓ અહીં બહુ સરસ હતાં. અને અમે જોવા ગયા ત્યારે જ મોર સંપૂર્ણ કળા કરીને નાચતો હતો. વાઘ અને સિંહને રાખવાની વ્યવસ્થા અહિં ઘણી સારી છે. ઉપરના ભાગમાં પાંજરા અને નીચેના ભાગમાં ખુલ્લા મેદાન જેવા બનાવટી જંગલમાં એમને જોઈ શકાય એવી વ્યવસ્થા છે. અહિંનાં સંગ્રહસ્થાનમાં આફ્રિકા વગેરેના પશુઓ, સસલાઓ, ઉંદરો એમ જૂદા જૂદા દેશના કેટલાક વીરલ ગણાય એવાં પ્રાણીઓ અને સર્પો તથા મગર પણ જોવા મળે છે. આફ્રિકાનું જીબ્રા પણ અહિં છે. સયાજીરાવ ગાયકવાડે એક વખત પબ્લીક પાર્કમાં આવું સુંદર પ્રાણીનું સંગ્રહસ્થાન કર્યું હતું તેમાં શહામૃગનો પણ સમાવેશ થયો હતો. પરંતુ ત્યાં પણ પંખીઓ અને પ્રાણીઓ અને પાછળથી મૂકવામાં આવેલી માછલીઓને જીવતી રાખવાની મુશ્કેલી નડી જણાય છે, કારણ કે એ બધાં પંખીઓ અને પ્રાણીઓ ત્યાર પછી અદૃશ્ય થઇ ગયા છે. મ્યુઝીયમમાં સુંદર મૂર્તિઓ, કેટલાક પ્રાચીન ઘરના નમૂનાઓ, સંગીતનાં વાજીંત્રો, ઘરેણાં અને જવાહિરો, તથા થોડાંક હથિયારો મૂકાયલાં છે. અહિંની મૂર્તિઓમાં મેં ફરીને મૃત પાર્વતીના દેહને ઉપાડીને સ્થિર રહેલ શિવની એક વધુ મૂર્તિ જોઈ. સુચીન્દ્રમ્ મંદિરની મૂર્તિઓની પ્રતિકૃતિ અહિં મૂકાયલી છે. ગજ તાંડવની શંકરની મૂર્તિ પણ ખુબ સરસ છે. પરંતુ આ મ્યુઝીયમના જ હોલમાં ચામાચીડીયાઓ આવીને અવાજ અને જગ્યાને અસ્વચ્છ કરે છે તે વિશે અહિં બેઠેલ પહેરેગીરોને કે મ્યુઝીયમના સંચાલકોને ખબર જ ન હોય એમ તો કેમ બને અને છતાં જાહેર હિતને માટે ચાલતી સંગ્રહસ્થાન જેવી સંસ્થાને ઉત્તમોત્તમ સ્થિતિમાં રાખવી જોઇએ એ જવાબદારી હજી આપણા લોકોમાં જાગ્રત થઇ હોય એમ લાગતું નથી.

ચિત્રાલય એ હિંદનાં સૌથી વધારે સમૃદ્ધ ચિત્ર સંગ્ર-
માંનો એક ગણી શકાય તેવો છે. સંખ્યામાં વિવિધતામાં તે
ચિત્રોની જાળવણીની દૃષ્ટિએ અહિંનો સંગ્રહ ઘણો સારો
એમ કહેવું જોઈએ. બંગાલી ચિત્રકારો, ગુજરાતના ચિત્રકારો, માઇ
સોર, આંધ્ર વગેરે પ્રાંતીય ચિત્રકળાના નમૂનાઓ, ઉપરાંત રવિવર્મા-
ચિત્રોનો એક મોટો સંગ્રહ અહિં એક ઓરડામાં મૂકાયલો છે
ઉપરાંત ચાઇનીસ, જાપાનીસ અને ઈંડોચાઇના, સુમાત્રા, મલાયામં
ચિત્રકળાનો સંગ્રહ પણ અહિં છે. અવનીન્દ્રનાથ ટાગોર, દેવીપ્રસાદ
રાય ચોધરી, પ્રમોદ ચેટરજી, રસિકલાલ પરીખ, માધવ મેનન
ઉકીલ એમ ઘણા ચિત્રકારોના ચિત્રો અહિં રજુ થયલા છે. રવિ
વર્માનો સંગ્રહ જોતાં એમ લાગ્યું કે એમના દેવદેવીઓનાં અને
પુરાણ પ્રસંગોના જે ચિત્રો પ્રચલિત થયા છે તે ઉપરાંત બીજા
ઘણા વિષયોના ચિત્રો રવિવર્માએ દોરેલાં છે. એના કેટલાક પોરટ્રેટસ-
વ્યક્તિના ચિત્રાલેખનો અને કેટલાક લેન્ડસ્કેપ્સ-પ્રકૃતિના ચિત્રો
ઘણા સારા છે એણે દોરેલ પોતાના પણ ચિત્રો ઘણા સારા છે.
અહિં મેં દેવીપ્રસાદના બે ત્રણ ઘણા સારા ચિત્રો જોયાં. ચિત્ર-
શાળાના અધ્યક્ષ શ્રી. માધવ મેનન જાતે પણ ચિત્રકાર છે અને
હિંદુસ્તાનમાં જૂદી જૂદી જગ્યાએ મુસાફરી કરી આવેલા છે. એક
આખો હોલ નીકોલાસ રોરીકના ચિત્રોનું પ્રદર્શન કરવા માટે
અહિં રોકાયો છે તેની પાછળ જાપાનીસ નૃત્ય કરનારાના
માસ્કસ અને જાવાની કલા દર્શાવનાર પદાર્થો મૂકાયા છે. નીકો-
લાસ રોરીકની કલા અહિં ખૂબ સરસ રીતે એના સૌથી ઉત્કૃષ્ટ
તત્ત્વો રજુ થાય એ રીતે એના ચિત્રો મૂકાયા છે. રોરીકના
હિમાલયના ચિત્રો અસાધારણ રંગની ઝલકવાળા અને ખૂબ
આકર્ષક છે. તેમાં એક સરોવરનું ચિત્ર, એક નદીનું ચિત્ર, વાવા-
ઝોડાનું ચિત્ર અને ઝડપથી ધસતા એક દૂતનું ચિત્ર ખુબ ધ્યાન
ખેંચે તેવા છે. ખાસ કરીને રંગની જે પારદર્શકતા અને વાતા-
વરણમાં વ્યાપી રહેલ એ પારદર્શક રંગની અસર, ઉત્પન્ન કરવામાં
રોરીક અજોડ છે. આ અસર એ બહુ સાદા આયોજનથી સાધે

છે. ચિત્રની પૂરેપૂરી અસર દૂરથી જ વધારે સારી રીતે ઉપજે છે. વળી, આ હોલમાં જૂદા જૂદા ચિત્રોને જોવા માટે જે જૂદી જૂદી પાંચ સાત બેઠકો ગોઠવી છે તે ઘણું સારૂં કર્યું છે, કારણ કે એ રીતે એક જગ્યાએ બેસીને પૂરતું અંતર રાખીને દરેક ચિત્રને ઘણી સારી રીતે જોઈ શકાય છે. રંગના મોટા મોટા પટો અને પરસ્પર ન્યૂનતાપૂરક ડબકાઓ વડે અને ઝાંખા રંગની ઝાંય વડે નીકોલાસ પોતાના ચિત્રો રચે છે. અને હિમાલયનું વાતાવરણ સર્જવામાં અસાધારણ સફળતા મેળવે છે.

જ્યારે અમે મ્યુઝીયમ તરફ જવા માટે નીકળ્યા ત્યારે તૈકાડના રસ્તે જોયેલ રસ્તો વાળનાર સ્ત્રીનું દૃશ્ય મને અસાધારણ લાગવાથી તે મારાં મન પર દૃઢ સંસ્કાર મૂકી ગયું છે. સવારના સવા સાતના સમયે સ્વચ્છ કપડાં અને સ્વચ્છ શરીરવાળી ફુલના ગજરાથી સુશોભિત વેણીવાળી એ અસ્પૃશ્ય ગણાતી વર્ણની સ્ત્રી હિંદના બીજા ભાગમાં જોવા મળે કે કેમ એ પ્રશ્ન છે. આપણા દેશમાં નીચા ગણાતા વર્ગોમાં આ રીતની સ્વચ્છતા, સુઘડતા અને સંતોષ વ્યાપે, તો હું ધારૂં છું કે સત્યયુગ નહિ તો પણ સત્યયુગની કાંઈ ઝાંખી તો થાય. કારણ કે સત્યયુગ માટે તો સમસ્ત અંતરનું પરિવર્તન થવું જોઇએ. મ્યુઝીયમ જોવામાં અને ચિત્રકળા અને પ્રતિમાઓ જોવામાં અમે ખાવાની ફરજ આગળને આગળ ઠેલતા હતા તે હવે ખૂબ જ આકરી બની હોવાથી, અમે જેમ બને તેમ વહેલાં હોટેલ પર પહોંચ્યા. ત્રિવેન્દ્રમ્‌માં જવાનું ખરૂં જોતાં હૈદ્રાબાદની પેઠે એક તામિલ મિત્રનો ઉપકાર માનવા માટે અને એણે કરેલ ઉપકારની કૃતજ્ઞતા દર્શાવવા માટે હતું. સાંજે અતિ-વ્યવસાયમાંથી સમય કાઢીને તે મિત્ર આવ્યા અને જેમનાં દર્શન કેવળ પત્રદ્વારાં કર્યાં હતાં, જેમના ઉપકાર વિશે મારાં કુટુંબીઓ તરફથી મેં પત્રદ્વારા વૃત્તાંત સાંભળ્યો હતો તેમને હું પ્રત્યક્ષ મળ્યો ત્યારે અમને બન્નેને પરસ્પર ઘણો આનંદ થયો. પોતાનું આવું ઘર અમને આતિથ્ય આપવા માટે સગવડવાળું નથી એવો સૌજન્યભર્યો વિષાદ - પણ એમણે દર્શાવ્યો, પરંતુ ઉદાર હૃદયના

એ મહાશય કૉલેજના નિવૃત્ત પ્રિન્સિપાલ ડૉ. શ્રીનિવાસન્ ત્રાવણકોરની વિદ્યાર્થી જગતના સૂર્ય જેવા હતા, એટલું જ નહિ પરંતુ અનેક જાહેર સાંસ્કારિક પ્રવૃત્તિઓ, જેવી થિયૉસૉફિકલ સોસાયટી, સંગીત, સભા અને કૉલેજ વગેરેના સંચાલક પણ હતા. એમની પોતાની ઉપયોગી મોટરકાર સાંજના સમુદ્ર કિનારે જવા માટે અને ત્યાં આવેલું મત્સ્યગૃહ એકવેરીયમ જોવા માટે એમણે અમને આપી. ડૉ. શ્રીનિવાસન્ ત્રાવણકોરના રેડિયોનું સંચાલન પણ કરે છે. એમના એસીસ્ટંટ શ્રી. સુબ્રહ્મણ્યમને લઈને અમે સાંજે ત્રિવેન્દ્રમ પાસેનું એક લેગૂન, સમુદ્રનો કિનારો અને એકવેરીયમ–મત્સ્ય-ગૃહ–એ ત્રણે જોયાં. લેગૂનની જગ્યાએ પહેલાં એક બોટીંગ કલબ હતી એમ સાંભળ્યું. હજી પણ ત્રિવેન્દ્રમમાં બોટીંગ કલબ શા માટે ન હોવી જોઈએ એ હું સમજી શકતો નથી. અહિંની નિશાળના ઉપલા કલાસોમાં અને કૉલેજમાં તરવાનું અને હોડી ચલાવવાનું શિક્ષણ ફરજીઆત હોવું જોઈએ. સ્ટેટ કૉંગ્રેસની ત્રિવેન્દ્રમની પાસેના ગામમાં મળેલી એક સભા પોલિસે વિખેરી નાંખી હતી એમ અમે અહિં સાંભળ્યું. ત્રાવણકોરના શાંતિપ્રિય લોકનાં માનસમાં સાચા અને ખોટાની સ્વાભાવિક સમજ ઘણી જ સ્પષ્ટ હોય છે, એટલું જ નહિ પરંતુ તે તીવ્ર અને સમર્થ પણ હોય છે. જો કે એ લોકો પોતાની લાગણીઓ ઉપર પૂરતો કાબુ રાખી શકે છે અને સહેલાઈથી તેને જાહેરમાં પ્રગટ કરતા નથી. અહિંના સમુદ્રના કિનારા ઉપરની રેતી ખૂબ સફેદ છે, એટલી બધી કે દૂરથી જોતાં આપણને જાણે કોઇ ચૂનાનો ઢગલો હોય કે રૂ અથવા કપાસ પાથર્યો હોય એમ આભાસ થાય. આ રેતી કાચ બનાવવામાં બહુ સારી ગણાય છે. અહિંનું એકવેરીયમ હવે મદ્રાસનું એકવેરીયમ બંધ થયલું હોવાથી મને લાગે છે કે સમસ્ત હિંદનું એક માત્ર એકવેરીયમ છે. સાંભળ્યા પ્રમાણે મુબઈમાં નવું એક એકવેરીયમ ઉભું થનાર છે અને મદ્રાસનું ફરીથી શરૂ થનાર છે. પરંતુ આ ત્રિવેન્દ્રમનું એકવેરીયમ જળચર સૃષ્ટિની વિપુલતા, વિવિધતા અને અદ્ભુત રંગલીલાનો સુંદર ખ્યાલ આપે છે.

પાણીની અંદર પડતાં ઈલેકટ્રીક લાઈટને લઈને આ જૂદી જૂદી માછલીઓનાં રંગોની સુંદરતા અનેક રીતે માણી શકાય છે. એટલું જ નહિ પરંતુ એમના જીવનનો અભ્યાસ પણ કરી શકાય છે પ્રકૃત્તિ અનન્ત પ્રાણથી સમૃદ્ધ છે, પ્રકૃત્તિ રહસ્ય મયી છે એનો આટલા નાના સરખા માછલીનાં પ્રદર્શનમાં પણ આપણને બરાબર ખ્યાલ આવે છે. એકવેરીયમ જોતાં જોતાં મોડું થઈ ગયું હતું એટલે અમે જ્યારે સમુદ્ર કિનારે પત્થરનો બાંધેલો નાનો સરખો ઘાટ છે ત્યાં ગયા ત્યારે સાંજ પડી ગઈ હતી. અને ચંદ્ર ઉગ્યો હતો. ત્રિવેન્દ્રમની બીચ ખુલ્લા સમુદ્રના કિનારે હોઈ અહિં મુંબઈની ચોપાટી કરતાં તદ્દન જૂદી જ પડે છે. હું ધારૂં છું કે બંદરની સગવડ અહિં મોટું પીઅર બાંધવામાં આવે તો જ થઈ શકે અને એ યોજના બહુ ખરચાળ હોવાથી કદાચ કોચીનમાં બંદર બાંધવા માટે આ રાજ્ય 'તરફથી ૨૦–૨૫' લાખની લોન–રકમ ધીરવામાં આવી છે. આ જગ્યાએ જ મહારાજા પદ્મનાભ સ્વામીની મૂર્તિની રથયાત્રા, પ્રાચીન હિંદુની રીતે આવે છે અને સમુદ્રમાં સ્નાન કરે છે. હિંદુ થિયોક્રસી––ધર્મ રાજ્ય કેવા પ્રકારનું હતું તેનો કાંઈક આભાસ ત્રાવણકોરમાં જળવાઈ રહેલ પરંપરામાં જોવા મળે છે. ત્રાવણકોર રાજ્ય શેષનાગ ઉપર સૂતેલા પદ્મનાભનું રાજ્ય ગણાય છે. અને અહિંનો રાજવંશ તે પોતાની જાતને "પદ્મનાભદાસ" કહેવડાવે છે. વળી આ રાજ્યની વારસાની પદ્ધતિ પણ માતૃપક્ષીય હોવાથી રાજાનો પુત્ર નહિ પરંતુ તેનો ભાણેજ રાજ્યનો વારસ થાય છે. ત્રાવણકોરનો રાજ્યવંશ ,કદાચ મલબારના નાયરોમાંથી આવ્યો. હશે એટલે અહિં મલબારના બ્રાહ્મણોનું–નંબુદ્રીઓનું વર્ચસ્વ ઘણું છે. આખા રાજ્યને ઇશ્વરની મિલ્કત ગણીને તેના રક્ષક કે વ્યવસ્થાપક તરીકે કાર્ય કરવાનો આદર્શ હિંદના રાજાઓ રાખતા હતા તેનો ખ્યાલ ત્રાવણકોરની રાજ્યવ્યવસ્થા પરથી આપણને આવે છે. પરંતુ હમણાં તો પ્રજાનો સાર્વભૌમપક્ષનો પક્ષ બહુ જોરદાર છે અને પ્રજાના મત અનુસાર ચાલતું રાજ્ય–અથવા ખરૂં

જોતાં પ્રજાના કહેવાતા મત અનુસાર—ચાલતું રાજ્ય જાણે કે આદર્શ રાજ્ય હોય એવો વિચાર રાજકીય ક્ષેત્રમાં હાલ પ્રધાન છે. આગળ આ સંબંધમાં મેં કાંઇ લખ્યું છે કે નહિં તે મને અત્યારે યાદ નથી, પરંતુ કોઈ પણ માનવ સર્જિત સંસ્થા માનવ પોતે અપૂર્ણ હોવાથી પૂર્ણ હોઈ શકે નહિ અને પ્રજાતંત્ર પણ એ નિયમના અપવાદ રૂપ નથી. આ વિશે હું માનું છું કે પશ્ચિમના વિચારકો પણ હવે વધારે સંશયી બન્યા છે અને ફ્રાન્સ અમેરિકા વગેરે દેશોમાં જે રાજ્યવ્યવસ્થાની ખામીઓ બહાર તરી આવે છે, તે જોતાં એનો સર્વત્ર પ્રચાર કરવાથી માનવના બધા પ્રશ્નો ઉકેલી જશે એવી આશા સેવવી એ વધારે પડતું છે. છતાં એમ કહી શકાય કે રાજ્ય બંધારણ અપૂર્ણ જ રહેવાનું હોય તો તે પ્રજાએ પોતાની મરજીથી ઉભું કરેલું હોવું જોઇએ એ વિચાર સ્વીકાર કરી શકાય તેવો છે. અહિં સર સીપી. અને સ્ટેટ કોંગ્રેસ વચ્ચે વગર જાહેર થયેલ લડાઈ ચાલે છે અને કોઇ પણ રાજકીય જીવન સત્તાની હરિફાઈનું ક્ષેત્ર બન્યા વિના રહી શકતું જ નથી. સત્તાની આ ખેંચાખેંચમાં આદર્શો અને સિધ્ધાંતો ન હોઈ શકે એવું નથી. પરંતુ ઘણું ખરૂં સત્તા દૂર હોય છે ત્યાં સુધી જ આદર્શો અને સિદ્ધાંતો આગળ પડતા હોય છે. સત્તા નજીક આવે છે એટલે સામાન્ય રીતે એ બધા ગૌણ બની જાય છે; છતાં ઇંગ્લાંડ જેવા દેશમા સામાન્ય પ્રજાજનનાં માનસમાં ઐતિહાસિક અને બીજા વિકાસનાં કારણોને લઇને કેટલાક તત્ત્વો સામાન્ય પ્રજામાં મજ્જાગત થઇ જાય છે અને એવા દેશોમાં પ્રજાના પ્રાથમિક હકોના ભોગે સત્તા મેળવવા કે વાપરવા પ્રયત્ન કરનાર માણસની સામે પ્રજાનો ઉગ્ર વિરોધ જલદી જ પ્રગટે છે અને એવા લોકો સત્તા પરથી પદભ્રષ્ટ થાય છે. લોકોની-બદલાતી મનોવૃત્તિને સફળ રીતે પ્રતિબિંબિત કરનાર રાજ્યબંધારણો સામાન્ય પ્રજાજનમાં સદા જાગ્રત રાજકીય હકોની ચેતના ઉપર રહે છે. એટલું જ નહિ પરંતુ પોતાના એ પ્રાથમિક હકો જાળવવા માટે એવી જાગ્રત પ્રજા સદા જહેમત ઉઠાવવાને, સહન કરવાને અને વ્યવસ્થિત વિરોધ કરવાને તૈયાર

હોય છે. એટલે જે પ્રજા પોતાના પ્રાથમિક હકો પર રાજ્ય, અધિકારી, કે પ્રજાનેતા, પક્ષનેતા એમ કોઈના પણ-તરફથી ત્રાપ પડતાં તેનો પ્રતિકાર કરવાને તત્પર ન હોય તેના રાજકીય હકો સલામત રહી શકતા નથી અને બંધારણ ગમે તેવું સુંદર હોય તો પણ સ્વતંત્રતાનો આત્મા તો તેમાંથી ઉડી જ જાય છે.

ત્રિવેન્દ્રમથી અમે સ્ટેટની મોટર બસમાં કન્યાકુમારી જવા માટે નીકળ્યા. એને માટે નાગરકોઇલ સ્ટેશને રાજ્ય તરફથી ચાલતી બીજી બસ લેવી પડે છે. આ મુસાફરી દરમિયાન મને જાણવા મળ્યું કે જેમ સાગનો વેપાર રાજ્યનો ઈજારો છે, તેમ આ ટ્રાન્સપોર્ટ પણ રાજ્યનો ઈજારો છે. મોટરસર્વિસ રાજ્ય ચલાવે છે અને નભાવે છે. એમાં લાંચરૂશ્વતને સ્થાન થોડું છે. વળી, સર સી. પી. અને ત્રાવણકોર સંસ્થાન કન્યાકુમારી સુધી રેલ્વે લંબાવતા નથી તેનું મુખ્ય કારણ આ બસ સર્વિસ ટકાવવાનું છે. એકંદરે ઉતારૂઓની સંખ્યા મર્યાદિત રાખવામાં આવે છે અને બહારથી આવનાર મુસાફરો માટે એક એક્ષપ્રેસ બસ પણ દોડાવવામાં આવે છે. જો કે એનું ભાડુ વધારે હોય છે તો પણ એની થોડી સગવડ પણ મળે છે. આમ તો આ વાહન સારૂં કામ આપે છે પણ મને લાગે છે કે ભાડું ઘણુંજ વધારે પડે છે. એટલે રાજ્યે એકલી પોતાની આવક જોવા ઉપરાંત લોકોને પણ સોંઘા ભાવે આવજા કરવાની સગવડ કરી આપવા ઉપર ધ્યાન આપવું જોઇએ. ત્રિવેન્દ્રમથી કન્યાકુમારીનો રસ્તો સારો ગણાય તેવો છે. અને રસ્તામાં ત્રાવણકોરની સુંદરતા જૂદાં જૂદાં સ્વરૂપો ધારણ કરતી જાય છે ત્રિવેન્દ્રમ છોડીને એક ટેકરી વટાવ્યા પછી સપાટ મેદાનમાં રસ્તો જાય છે. પરંતુ તેમાંએ થોડે થોડે અંતરે ખડકો અને ટેકરીઓ આવતાં રહે છે. ફણસ, કેળ તથા કાજુનાં ઝાડો અહિં પુષ્કળ છે. પ્રાકૃતિક દૃશ્યમા અહિં પુષ્કળ વિવિધતા હોવાને લીધે આપણને અહિં કંટાળો આવતો નથી. જો પ્રકૃતિમાં આપણને રસ હોય તો નાગરકોઇલ મૂકયા પછી રસ્તામાં પડી

ગયલા કોટનાં ખંડિયેરો આવે છે અને ત્યાં આગળ અનુ
જે ટેકરીઓ છે તેમને શોધીને સંશોધન કરવામાં આ
પ્રાચીન કોઈ નગરીનાં અવશેષો મળી આવવાનો સંભવ છે
ખંડિયેર જેવો કોટ જોઇને કન્યાકુમારીનું સ્થળ, રામનું
માટે પ્રસ્થાન, કોઈ અજ્ઞાત રાજાનો આ કિલ્લો એક વખત
જીવનથી તરવરતો હશે એ પ્રમાણે ઇતિહાસનો ખ્યાલ
માનવની લઘુતા અને ક્ષણિકતા અને કેવળ સત્યની સનાતનતા
તેના આત્મામાં પ્રગટતી ભાવનાની નિત્યતા હું પ્રત્યક્ષ કરી ર
એમ નહિ કે આ અનુભવ અહિં મને પહેલી વાર થયો.
અનેક વાર થઈ ગયેલ અને ચેતનામાં સ્થાપતિ થયેલ એ
ભવને અહિં બાહ્ય પ્રકૃતિમાંથી ઉત્તેજક સામગ્રી મળી રહી
તે જાણે સ્થૂલ રૂપે અહિં પ્રત્યક્ષ થયો. શેન્કોટાથી પર્વતની
હાર શરૂ થાય છે તેની જ તૂટેલી રેખા છેક કન્યાકુમારી સુ
લંબાય છે અને એનો જ અણિયાળો ટુકડો હજારો વર્ષથી સ
દ્રમાં પગપેસારો કરીને ત્યાં એવું સ્થિર આસન જમાવીને
છે કે હિંદુઓએ ત્યાં કન્યાકુમારીનું પ્રાચીન તીર્થ સ્થાપન કર
બપોરે અમે કન્યાકુમારી પહોંચી ગયા.



# કન્યાકુમારી

કન્યાકુમારી. તારાંનિરવદ્ય કૌમાર્ય અને પાવિત્ર્યનું સન્માન કરવાને આ સમુદ્ર આટલો નીતર્યો, સ્ફટિકસ્વચ્છ અને શ્વેત ફીણમાળાવાળો સતત તારાં ચરણોમાં પોતાની માળાઓ અને અર્ઘ્યો અર્પણ કરે છે. શું તેં કોઈ માનવકન્યા રૂપે અહીં આવીને કોઇ તારો મનથી વરાયેલો પ્રિયતમ આવે નહિ ત્યાં સુધી આ ભૂશિરને છેડે અનંતકાળ સુધી રાહ જોવાનું વ્રત લીધું હતું? કે પછી કોઈ મનથી વરાયેલો વર દેશાટન માટે નીકળીને પાછો આવવાનુ વચન આપી ગયો હતો તેના પુનરાગમન સુધી કૌમારવ્રત તેં ધારણ કરેલું. અને પછી તે માનીતો પતિ આવેલો જ નહિ. એટલે તારું એ વ્રત ચિરંતન બન્યું? કદાચ આમાનું કોઇ કારણ આ ખડકની ભૂશિરને છેડે સ્થાપિત થયેલ કન્યાકુમારીનું મૂળ નહિ હોય. કદાચ જેમ અહીંના વિષે પુરાણકથામાં આવે છે તેમ પાર્વતી જ કુમારીરૂપે અહીં આવીને શંકરના પુનરાગમન માટે કૌમારવ્રત ધારણ કરીને પૂર્વાભિમુખ ઊભી છે. આમાંનું કોઇ કારણ હો યા ન હો પરંતુ માનવચેતનામાં કોઈ ઇપ્સિત પદાર્થને, કોઈ પ્રેયસને, કોઈ સૌંદર્યની મૂર્તિને ચહાવાની–તેની સાથે ચિરકાળ સંયુક્ત થવાની–ઘણી વાર વાણીમાં અપ્રગટ એવી કોઇ અભીપ્સા, કોઈક તમન્ના હોય છે તેનું તો આ કન્યાકુમારી એ મૂર્ત સ્વરૂપ નહિ હોય? મને લાગે છે કે માનવમાં સદાજાગ્રત ભાવનાશીલતા, પૂર્ણતા અને દિવ્યતાની ઝંખના એ સદાજાગ્રત પૂર્વાભિમુખ થઇને ઊભેલી કન્યાકુમારી જ છે. શું તું સદા કુમારી જ રહેશે? આરસની આ સુંદર પ્રતિમારૂપે અહીં ઊભેલ કુમારી! તારા હાથમાં જે સુંદર માળા, જે કીંમતી હીરા અને રત્નથી જડિત માળા અને કોઇક વાર પુષ્પોની માળા હોય છે તે શું બતાવે

છે ? એ માળા ધારણ કરીને પૂર્વ ભણી ઉત્સુક દ્રષ્ટિ કરતી તારી મૂર્તિ કોઇ અનાગતના આગમનની પ્રતીક્ષા કરે છે. એવી પ્રતીક્ષામાં રહેલ એકાગ્રતા, તપસ્યા અને ધૈર્ય કેટલાં નિઃસીમ હોવાં જોઈએ તેનો કાંઇક ખ્યાલ તું અહીં કેટલા યે યુગોથી ઊભી છે તે પરથી આવે છે; અને આ શાંત તથા પવિત્ર વાતાવરણ તેમ જ એક પ્રકારની વિશાળતા અહીં વ્યાપેલી જણાય છે તથા આ એકાંત-એ સઘળું તારી તપશ્યાને સાર્થક કરવાને આવશ્યક લાગે છે.

વર્ડઝવર્થની અણુદીઠ નદી જેવી મારે મન આ કન્યાકુમારી કોઈ સૂક્ષ્મ સત્ત્વ હતું. કોઈ અસિદ્ધ સાર્થકતા માટે અનાદિકાળથી વાટ જોઈ રહેલ આકાંક્ષા અને અભિપ્સાનુ તે મૂર્ત સ્વરૂપ હતું. જીવનનાં સર્વ ઉત્સાહ, ઉમંગ તરવરાત અને શકિત સહિત એ આર્ય સંસ્કૃતિની કન્યા કોઈ આધ્યાત્મિક પૂર્ણતા માટે આ સમુદ્રના સુંદર કિનારે પૂર્વાભિમુખ આ ખડક ઉપર ઉભી રહીને કેટલાયે વર્ષોથી વાટ જોતી રહી છે. જ્યારે સ્થૂલ દ્રષ્ટિએ આ સ્થળ જોયું ત્યારે લગભગ બે માઇલ લંબાઈવાળો અને ૨૫થી૪૦ ફુટ ઉંચા ખડકવાળી જમીનનો ટુકડો સમુદ્રમાં ધસેલો જોયો તથા ચારે બાજુ જે એક પ્રકારની શાંતી અને શાંત સુંદરતા જોઈ ત્યારે મને રામેશ્વર કરતાં તો કન્યાકુમારી વાતાવરણની દ્રષ્ટિએ વધારે સમૃદ્ધ લાગ્યું. એનું એક કારણ એ પણ હોય કે અહિના માણસોને મળવાનો અમને પ્રસંગ જ મળ્યો નહિં. સમુદ્રના કિનારે આવેલ ધર્મશાળા અને ત્રાવણકોર રાજ્યનાં અતિથિગૃહમાં સમુદ્રના કિનારે જ અમે રહેવાનું રાખ્યું એટલે પાછળથી જાણવા પ્રમાણે ૯ હજારની વસ્તીવાળાં સ્થાનમાં ભાગ્યે જ ૬૦૦ હિંદુઓ છે એમ જ્યારે જાણ્યું ત્યારે આપણા સામાજીક ધર્મની અવનતિ વિશે વિષાદ થયા વિના રહ્યો નહિ અહિં ક્રિશ્ચિયન-ધર્મનું મોટું કેન્દ્ર છે એટલું જ નહિ પરંતુ હિંદુઓના આ પવિત્ર તીર્થમાં સારી જામેલી એવી સંસ્થાઓ પણ છે. સમુદ્રના કિનારે જ એમની કુમાર અને કન્યાઓની શાળા છે, જ્યારે ગામમાં સંસ્કૃત પાઠ-

શાળા હોય કે હિંદુ ધર્મની કોઈ જીવંત સંસ્થા હોય એવું મને લાગ્યું નહિ. અને એમાં ક્રિશ્ચિયન મીશનરીઓને બિલકુલ દોષ દઈ શકાય એમ નથી. નકામી અવાવરી રહેલ જગ્યાને એમણે એમની સમજણ પ્રમાણે સારામાંસારા ઉપયોગમાં લીધી તે માટે આપણે ઉપકાર પણ માની શકીએ. કન્યાકુમારી આગળ બંગાળાનો ઉપસાગર હિંદી મહાસાગર અને અરેબીયન સમુદ્ર એ ત્રણ સમુદ્રો મળે છે. એ ત્રણેના રંગ જૂદા જૂદા જોઈ શકાય છે એમ સાંભળ્યું હતું. પરંતુ પ્રત્યક્ષ જોતાં મને લાગ્યું કે ડૉ. રામને સમુદ્રના વિશાળ જળવિસ્તારમાં દેખાતા જૂદા જૂદા રંગના પ્રકાશો વિશે શોધ કરી છે તેજ જાતનું દૃશ્ય અહિં ચારે તરફ જૂદે જૂદે સમયે જૂદા જૂદા રંગમાં જોવા મળે છે. એ માન્યતા માટે વધારેમાં વધારે એટલું જ કહી શકાય કે પૂર્વ તરફનો સમુદ્ર કાંઇક વધારે શાન્ત દેખાય છે, જ્યારે હિંદી અને અરેબીયન સમુદ્ર વધારે તોફાની હોય છે બાકી જૂદા જૂદા રંગીન વિસ્તારો તો અહિં દેખાતા સર્વે સમુદ્રમાં જોઈ શકાય છે. અહિં કન્યાકુમારીમાં સૌથી વધારે સમુદ્રમાં પગપેસારો કરેલા ખડક ઉપર કન્યાકુમારીનું મંદિર બાંધવાની જેને કલ્પના આવી હશે એ ખરેખર સાચો કવિ અને કલાસર્જક હતો. બિચારા ક્રિશ્ચિયન મીશનરીઓએ એણે બાકી રાખેલ મહત્તા સર કરવા માટે દોઢ પોણો એ માઇલને અંતરે એક ક્રિશ્ચિયન મૂર્તિ અને ક્રોસ ગોઠવ્યા છે. અને જાણે કે કન્યાકુમારીનાં તીર્થ સાથે સ્પર્ધામાં ઉતરતા ન હોય તેમ બીજા પણ પ્રયત્નો એ સ્થળને ખ્રિસ્તીઓ માટે પવિત્ર બનાવવા માટે કર્યા છે. પરંતુ કન્યાકુમારીનાં સ્વાભાવિક સૌંદર્યને તેઓ પહોંચી શકયા નથી એમ મને લાગે છે. એનું મુખ્ય કારણ એ છે કે સમુદ્રમાં ગયેલ દક્ષિણતમ ખડકને કન્યાકુમારીએ સર કરી લીધેલ છે. મંદિર સમુદ્રથી એટલું પાસે છે કે આટલા હજારો વર્ષો થઈ ગયા તો પણ આપણને એમ લાગે કે કદાચ સમુદ્રમાં ઘોડાપૂર આવે તો મંદિર અંદર ડૂબી જાય. પરંતુ આ ડાબી બાજુ સામે અને જમણી બાજુ જે અડગ ખડકો પડયા છે તે સમુદ્રને આવવા નહિ દે.

પાસે જ વિવેકાનંદ સ્વામી તરીને ગયેલા તે ખડક દેખાય છે અને તેનાથી થોડે દૂર પાણીમાં આડા પડેલ કોઈ હાથી જેવો એક ખડક આવી રહેલો છે અને એ બધા ખડકો ઉપર સમુદ્રનાં મોજાંઓ અથડાયા જ કરે છે અને સફેદ રંગ ચારે બાજુ ખડકને વીંટળાયા જ કરે છે. અહિં નહાવાનો ઘાટ ઘણો જ સારો અને સગવડવાળો છે અને યાત્રાળુઓ ડૂબી ન જાય તેને માટે પણ સાવચેતી રખાય છે. કન્યાકુમારીનાં મંદિરની આજુબાજુ જે કોટ છે તેનું હવે કોઈ પ્રયોજન રહ્યું હોય એમ લાગતું નથી. એટલે આ મંદિરમાં કોઈ એવી દીપમાળ કે તોરણ કે ગોપુર ઉભું કરવું જોઈએ, જેના ઉપર ચઢીને યાત્રાળુઓ દૂર સમુદ્રમાં દૃષ્ટિપાત કરી શકે. એમ તો આ કન્યાકુમારીનો ખડક અને તેની જમીન ૩૦થી૪૦ ફુટ સમુદ્રના તળિયાથી ઉંચે છે. પરંતુ કન્યાકુમારીનાં મંદિરમાં જ ખૂબ ઉંચે ચઢીને ચારે તરફનો પ્રદેશ જોવાની કોઇ વ્યવસ્થા થાય તો ઘણું સારૂં. કન્યાકુમારીનાં મંદિરથી સમુદ્ર કિનારાને સમાંતર એવો એક ડામર કરેલો રસ્તો જાય છે અને એ રસ્તે હિંદુઓ, અંગ્રેજો અને યુરોપિઅનોને નહાવા માટે ત્રાવણકોર રાજ્ય તરફથી સ્વીમીંગબાથ પણ તૈયાર કરવામાં આવ્યા છે.

દરિયા ના કિનારા ઉપર જતા રસ્તાને છેડે ઝીણી રેતીનો એક મોટો ઢગલો પવનથી ઊડીઊડીને આવતી રેતીથી રસ્તાની પાસે જ એકઠો થઇ ગયો છે. તેની પેલી તરફ માઈલ અર્ધો માઈલ છેટે આ ભૂશિરનો બીજો છેડો કન્યાકુમારીના ખડકથી જરા ઓછો વિલંબિત સમુદ્રમાં પડેલો દેખાય છે અને ત્યાં ક્રિશ્ચનલોકોએ કન્યાકુમારીના તીર્થત્વને ઉછીનું લેવાનો પ્રયત્ન કર્યો છે.

### પ્રતિમા — પ્રભાવ

આ મંદિરની બાંધણી ખાસ ધ્યાન ખેંચે તેવી નથી પરંતુ ત્રાવણકોર રાજ્યનાં સઘળાં હિંદુ મંદિરો રાજ્યની વ્યવસ્થા તળે હોવાથી અહીંનાં લગભગ બધાં મંદિરોમાં સ્વચ્છતા વધારે જળવાય છે, તેમજ યાત્રાળુઓ ઉપર પૂજારીઓનો ત્રાસ પણ ઓછો છે. ગૌરવવર્ણની કન્યાકુમારીની પ્રતિમા ઘણી આકર્ષક છે અને

તેની આજુબાજુ પવિત્રતાનું કોઈ મનોહર વાતાવરણ પણ જામેલું છે. આ અપાપવૃદ્ધિ કુમારી ગૌરી પોતાના અખૂટ અને અવ્યયી સમૃદ્ધિ-ભંડારમાંથી જાણે માનવના સર્વે મનોરથો પૂર્ણ કરવાને શક્તિમાન છે. બીજાં દેવદેવીઓનાં વિગ્રહમાં (શરીરમાં) જે ગાંભીર્ય એટલે કે એક પ્રકારનું સંપ્રજ્ઞ (સભાન) દેવત્વ હોય છે તે આ કન્યા-કુમારીનાં નિર્દોષ અને સહજ ભાવી દેવીત્વ કરતાં જુદું પડે છે. કોઈ દેવકન્યા જાણે માનવોના સઘળા મનોરથો, એની ઝંખનાઓ અને આદર્શોને પૂર્ણ કરવાને પૃથ્વી ઉપર ચાલી નીકળી ન હોય એવી એ અહીં હિંદના દક્ષિણ છેડાના કાળા ખડક ઉપર ઊભેલી ગૌરવર્ણની મૂર્તિ દેખાય છે. અહીં રાજ્ય તરફથી કે કોઈ જ્ઞાતિ તરફથી બ્રાહ્મણો માટે મોટું સત્રમ્ છે અને તે મંદિરની છેક પાસે જ આવેલું છે છતાં તેનો કશો સદુપયોગ થતો હોય એમ જણાયું નહિ. એક ધ્યાન ખેંચે એવી અને આધુનિક વાતાવરણના સંસ્કારો જાગ્રત કરે એવી સંસ્થા અહીંની વિવેકાનંદ લાયબ્રેરી છે. છેલ્લાં ૧૫ વર્ષથી નાગરકોઈલથી અહીં આવી વસેલ એક ભકતે મહાપ્રયાસને અંતે આ સંસ્થા ઊભી કરી છે. પરંતુ તેને એ બિચારો જીવંત સંસ્થા બનાવી શકયો નથી. કેવળ સેવાવૃત્તિ કેટલીક વાર કેટલું ઓછું બાહ્ય પરિણામ લાવે છે તેનું આ એક દૃષ્ટાંત છે. સેવાવૃત્તિ સાથે બીજું કેટલું બધું જોઈએ છે તેનો કંઈક ખ્યાલ પણ વિચાર કરનારને આવે. બહારથી આવનારાઓને ઊતરવાની ધર્મશાળાની ગોઠવણ બીજાં તીર્થો કરતાં કાંઈક સારી છે તો પણ એમાં ઘણા સુધારા થવા જોઈએ એ પણ નક્કી છે.

બીજે દિવસે બપોરે અમે ત્યાંથી પાછા નીકળ્યા ત્યારે માર્ગ પરનાં પ્રકૃતિના દૃશ્યો પાછાં ઊલટા ક્રમમાં દેખાવા માંડ્યાં. તેમાં શચીન્દ્રમ્ પાસેની પવિત્ર ગણાતી નદી કેટલાંક વિવિધ અપવિત્ર કાર્યો માટે વપરાતી હતી તે પણ જોવામાં આવી. એવું નથી કે આ નદી મોટી છે, પરંતુ નાની છતાં પણ એને સ્વચ્છ રાખી શકાય. તો યે એકંદરે મદુરા પાસેની નદી જેટલી એની મેલી થઈ નહોતી એ પણ મારે નોંધવું જોઈએ. વચમાં મુક્તિફોજનું

એક મોટું મથક આવે છે તે વિશે તો નોંધવાનું રહી ગયું સમસ્ત હિંદમાં કદાચ મુક્તિફોજનું એ મોટામાં મોટું સ્થાનક હશે. લગભગ એક આખું ગામ એ લોકોએ વસાવ્યું છે. તેમની કૉલેજ છે, હાઈસ્કૂલ છે, ઉપરાંત બે ત્રણ કારખાનાં છે. હૉસ્પિટલ છે અને જો મને બરાબર યાદ હોય તો મિશનરીઓને તૈયાર કરવાની કૉલેજ પણ છે. આની જ પ્રશાખા કન્યાકુમારીમાં પ્રસરેલી છે. રસ્તાની બાજુ પરની એક ટેકરી ઉપરથી પાણીનો ધોધ પડતો હતો, તે પાછા ફરતાં વધારે સારી રીતે જોઈ શકાયો. આ પાકા રસ્તાઓ કરવા માટે ત્રાવણકોર રાજ્યને બહુ ખરચ કરવો પડ્યો નહિ હોય, કારણ કે એ રસ્તો ખડકોમાં થઈને જતો હોવાથી હૈદ્રાબાદની પેઠે ખડકને તોડીને એ જ પથ્થર અને કપચી રસ્તો બનાવવામાં વાપર્યાં છે. અમારી મોટર વખતસર નાગરકોઈલ પાછી આવી પહોંચી અને ત્યાં જે અર્ધો કલાક અમને મળ્યો તેમાં ટ્રાન્સપોર્ટ ખાતાનું કાર્ય જોવાનો કાંઈક વખત મળ્યો. કન્ડકટર અને નોકરો પૈસા ન ખાઈ શકે એની મને લાગે છે કે આ રાજ્યે ઘણી સારી વ્યવસ્થા કરી છે. બપોરે ત્રણેક વાગે અમે આવી પહોંચ્યા અને સાંજે પાંચ વાગે પ્રોફેસર શ્રીનિવાસના આગ્રહના પરિણામે અનંત લૉજમાં ૪૦–૫૦ સુશિક્ષિત ગૃહસ્થો પાસે મેં એકાદ કલાક પ્રવચન કર્યું. સામાન્ય પ્રશ્નોત્તરો પણ થયા.

પદ્મનાભમન્દિર

બીજે દિવસે સવારે અમે અહીંના પ્રખ્યાત પદ્મનાભમંદિરમાં જવાનું રાખ્યું સાંજે સાડાસાત પછી રેડિયો સ્ટેશન પર જઈને ત્યાંનો એક કાર્યક્રમ અર્ધો સાંભળ્યો. પદ્મનાભસ્વામીનું એ મંદિર મહારાજાના ઇષ્ટદેવનું મંદિર હોવાથી એની બધી વ્યવસ્થા રાજ્યને હસ્તક છે અને મહારાજા જ્યારે આવવાના હોય ત્યારે બે ત્રણ કલાક પહેલાં સામાન્ય લોકોને માટે દર્શન બંધ કરવામાં આવે છે મહારાજા આ રીતે વારે વારે આવે છે, એ એક રીતે આ નાસ્તિકતાના જમાનામાં ઘણું સારું ચિહ્ન છે. પરંતુ ત્યાંના પૂજા કરનાર પંડાઓ અને વ્યવસ્થાપકો જાણે એ મૂર્તિ મહારાજાની

મિલ્કત હોય એ પ્રમાણે વર્તે એથી મંદિરના મોભામાં વધારો થઈ શકે. પરંતુ ભક્તોના હૃદયમાં ભક્તિભાવ ભાગ્યે જ વધે. વળી મને એમ પણ દેખાયું કે આ પૂજારીઓ કદાચ દેવ પદ્મનાભના કરતાં સંસ્થાનો મહારાજા ત્યાં આવે છે એ વાતને વધારે મહત્ત્વ આપતા હશે. અહીં બીજો અસાધારણ નિયમ એ પણ જોયો કે પદ્મનાભસ્વામીને સાષ્ટાંગદંડવત્ પ્રણામ કરવાનો અધિકાર એકલા મહારાજાને જ છે. આવી નમ્ર પ્રણાલિનો અધિકાર પોતાના માટે રાખવામાં જેમ નિરભિમાનપણું છે તેમ એને ખાસ અંગત હક બનાવવામાં, મને લાગે છે કે, એ નમ્ર ભાવનો જ વિરોધ છે. જ્યારે પ્રભુ પાસે પહોંચવાનો પ્રયત્ન કરીએ ત્યારે એની આગળ પ્રણામ કરવામાં મહારાજા અને પ્રજા વચ્ચે ભેદ શા માટે હોવો જોઈએ? પણ એ તો, હું ધારું છું કે મંદિરની વ્યવસ્થા રાજ્ય-વ્યવસ્થાનો એક ભાગ બને એટલે આવું તો કેટલુંક બનવાનું જ. અહીં સુંદરમા સુંદર દીપસ્તંભો અને તે પણ મોટા કદના અને પિત્તળના બનાવેલા જોયા. જ્યારે અહીં લક્ષદીપનો ઉત્સવ થાય છે ત્યારે મંદિરની ભીંતોમાં પણ પિત્તળના દીવાઓ પ્રકટાવવામાં આવે છે અને ચાર દીપમાળાઓ તથા થાંભલાવાળા પ્રદક્ષિણાના માર્ગો જ્યારે દીપકો વડે આલોકિત થતા હશે ત્યારે પદ્મનાભ-સ્વામીનું આખું મંદિર કોઈ અદ્ભુત જ્યોતિર્મયી સુંદરતા ધારણ કરતું હશે. અહીંનું સ્થાપત્ય બહુ સામાન્ય પ્રકારનુ હતું અને જે થોડીઘણી મહાકાય મૂર્તિઓ હતી તે તામિલ શિલ્પની કૃતિઓ હતી. પદ્મનાભસ્વામીનો વિગ્રહ હું માનું છું ત્યાં સુધી લાકડામાંથી બનાવેલો છે, પરંતુ ત્યાંના એક પૂજારીના કહેવા પ્રમાણે ગોળ, દહીં વગેરે વસ્તુઓ એકત્ર કરીને તેમાંથી આ મૂર્તિ તૈયાર કરવામાં આવી છે. આ પ્રચંડકાય મૂર્તિ ઢળેલા દેહે આરામની સ્થિતિમાં ભગવાન શેષશાયી કે અનન્તશયનની પેઠે પ્રતિષ્ઠિત થયેલી છે, અને એની મુખાકૃતિ ઉપરનો ભાવ ઘણો સરસ છે. તે એક પ્રકારની તટસ્થતા, આભિજાત્ય તથા સાર્વભૌમ સત્તાનો ખ્યાલ આપે છે અને આગળ લટકતો હાથી બહુ જ સુંદર પ્રમાણસર અને ખૂબ

કલાયુક્ત દૃષ્ટિએ તૈયાર કરેલો છે. મંદિરની બહાર દર્શન કરવા માટે જે પીઠસ્થાન છે તેનો લગભગ ૧૫–૧૫ ફૂટનો ચોરસ ભાગ એક જ પત્થરનો બનેલો છે. આ મંદિરના મોટા ઉત્સવ વખતે મલબારના નમ્બુદ્રી બ્રાહ્મણોને આગ્રહપૂર્વક આમંત્રણ આપવામાં આવે છે અને રાજ્ય એમને માટે સારી રકમ ખર્ચે છે. મંદિરની ચારે તરફ ચારે દરવાજા ઉપર રાજ્યના સૈનિકો પહેરો ભરે છે અને આજુબાજુના મુખ્ય રસ્તાઓ ઉપર બ્રાહ્મણોની જ વસ્તી છે. આ સેંકડો બ્રાહ્મણ કુટુંબોમાંથી સવારે અને સાંજે વેદપાઠ અને પુષ્પાંજલિ માટે ૫૦–૧૦૦ બ્રાહ્મણો એકત્ર થઈને મંત્રોચ્ચારો કરે છે ને પ્રાચીન સમયનું વાતાવરણ કેવું હશે તેનો ખ્યાલ આપે છે. મંદિરની બાજુમાં મોટા પાયા ઉપર રસોઈ કરવાનાં રસોડાં અને તેનાં જબરદસ્ત વાસણો જોવામાં આવ્યાં સેંકડો બ્રાહ્મણોને અહીં રોજ જમાડવામાં આવે છે. જે ભાગમાં મંદિર છે તે ભાગ અસલ ત્રિવેન્દ્રમનો ગણાય છે. તેની આજુબાજુ કોટ છે અને ત્રાવણકોરના રાજ્યવંશી સંબંધીઓનાં અને મહારાજાઓનાં ભવનો પણ અહીંયાં જ છે. હાલના મહારાજા જ પહેલવહેલા એમના પ્રાચીન મહેલથી બહાર નવો બંગલો બાંધીને ત્યાં રહે છે અહીંનાં મકાનોનાં છાપરાંઓમાં અર્ધવર્તુલ અને ત્રિકોણ-આકારનાં નળિયાંની યોજના ખાસ ધ્યાન ખેંચે તેવી છે. મંદિરની પાસે જ આવેલા મહારાજાના બંગલાનું છાપરું લાલ લાદીઓનું બનેલું છે.

### ચિત્રાલયમાં

મહારાજાનું પોતાનું એક ખાનગી ચિત્રાલય છે, તેમાં એક આખો વિશાળ ખંડમાં રામાયણનાં બધાં મુખ્ય પાત્રોનાં કથકલિના પહેરવેશોવાળા હુબહૂ માણસના જેટલા કદનાં પૂતળાં મૂકયાં છે. આથી કથકલિની કલાનો કાંઈક ખ્યાલ આપણને આવે છે. ત્રિવેંદ્રમમાં સૌથી વધારે નોંધપાત્ર વસ્તુ દીવા, દીવીઓ અને દીપસ્તંભોના આકારની અને એ સર્વની યોજનાની વિવિધતા છે આટલા

બધા જુદી જુદી જાતની "જુદાં જુદાં" આકારમાં ગોઠવાયેલા અને જુદી જુદી રીતે બળતા દીવાઓ એટી. જગ્યાએ મે બીજે કયાંય જોયા નથી એક તો પંખીના આકારનો દીવો હતો જેમાં દીવાની પોતાની ગરમીથી તેલ ઓગળતું રહીને આપોઆપ નીચે ઊતર્યા કરે એવી વ્યવસ્થા પણ હતી બાકી અહીંના ચિત્રોમા રાજકુટુંબનાં અને રાજવીઓનાં ચિત્રો જ હતાં. તેમાં ત્રાવણકોરની પ્રાચીન સમયની રાણીઓનાં આભૂષણો તથા ઘરેણાં ધ્યાન ખેંચે તેવાં હતા દરબાર ભરાયેલો તેનું એક સઘચિત્ર પણ હતું; તેમાં, અંગ્રેજ સરકાર ત્રિવેન્દ્રમના રાજાને રાજ્ય કરવાનો અધિકાર સોંપે છે એનું આલેખન હતું; કલાની દૃષ્ટિએ સારી ગણાય એવી કેટલીક વસ્તુઓ પણ હતી. પરંતુ તેમાં કોઈ પ્રકારની અસાધારણ કે વિશિષ્ટતા મને જણાઈ નહિ. ચીનની, જપાનની અને યુરોપની વસ્તુઓ અહિં હતી તેવી વસ્તુઓ તો બીજી ઘણી જગ્યાએ પણ જોવા મળી શકે છે પરંતુ સુખડનું અને હાથીદાંતનું કામ એ માઈસોરની પેઠે એની વિશિષ્ટતા ગણી શકાય. રાજાને બેસવાની ગાદી એટલે હાથીદાંતનું એક સિંહાસન સુંદર કારીગરીનો નમૂનો હતો.

અહીં શીંગડામાંથી અને હાથીદાંત કોતરીને વસ્તુઓ તથા મૂર્તિઓ બનાવવાનો ઉદ્યોગ સારો ચાલે છે. હાથીદાંતની આયાત બહારથી થતી લાગે છે પરંતુ અહીંના કારીગરો થોડા અદ્યતન એ અર્થમાં છે કે આપણા જમાનાને આવશ્યક એવી ઘણી ઉપયોગી અને સુશોભનની વસ્તુઓ તેઓ બનાવે છે. ગુજરાતીઓને માટે એક ધર્મશાળા (મોરારજી ગોકળદાસની) સરિયામ રસ્તા ઉપર છે, પરંતુ કોઈ ગુજરાતી એનો લાભ લઈ શકે એવી વ્યવસ્થા મને જણાઈ નહિ. સંભાળ લેવા માટે રાખેલા ભૈયાની મુનસફી અને મગવડ ઉપર આ બહારથી આવનાર મુસાફરને આધાર રાખવો પડે એવું મને જણાયું. અહીંના વિદ્યાર્થીઓની હડતાલ જોવાનો પણ પ્રસંગ મળ્યો હતો; અને કોંગ્રેસ તથા રાજ્યની સરકાર વચ્ચે જે ઘર્ષણ પાછળથી ઉગ્ર બન્યું તેના આરંભના દેખાવો અને નાદો ચારે તરફ સંભળાયા કરતા હતા.

## એક અચ્છા ફોટોગ્રાફર

બીજે દિવસે બે પીઢ વયના સાધકો મળવાને આવ્યા હતા તેમની જોડે પોંડીચેરી અને યોગ સંબંધી કેટલોક વાર્તાલાપ થયો. એક શોધ પણ કરવાની પ્રાપ્ત થઈ કે પ્રોફેસર શ્રીનિવાસન એક અચ્છા ફોટોગ્રાફર પણ છે. એમણે પાડેલા ફોટોગ્રાફોમાના કેટલીક ખૂબ સન્માન પામ્યા છે અને પરદેશી સ્પર્ધામા પણ તે ઉત્તમ નીવડયા છે વ્યવસાયી જીવન વચ્ચે પણ તેમણે આ શોખ આટલે ઉત્તમતાએ પહોચાડયો છે એ હકીકત એમની બુદ્ધિ અને કલા શક્તિ માટે માન ઉત્પન્ન કરે એવી છે અને એમને ઘેર એક જ દિવસ મહેમાન તરીકે રહ્યા પરતુ જાણે ચિરપરિચિત હોઇએ તેમ અમે જુદા પડયા.

વિલ્લુપુરમથી પોડીચેરી જતી ગાડી પણ અત્યારની બધી હિંદની ગાડીઓ જેવી જ રેઢિયાળ હતી. સેકન્ડ કલાસમા દિલ્હીથી પાછા ફરતાં અમારે પાણી માટે કેટલીયે વાર ફરિયાદ કરવી પડતી. અહીં દક્ષિણમા પાણી તો શું પણ નળની ચાવી સુધ્ધા ન હતી વીજળીના દીવાઓ અને તેનાં સાધનો અવ્યવસ્થિત સ્થિતિમા હતાં અને આ સ્થિતિને માટે રેલ્વે કંપની જેટલી જવાબદાર છે; તેના કરતાં લોકો વધારે જવાબદાર છે એમ પણ મેં જોયું જાહેર ઉપયોગની વસ્તુઓ માટે જાહેર પ્રમાણિકતા અને જાહેર જવાબદારી હોવી જોઈએ એ ભાન જ આપણી પ્રજામાં હજી જાગ્રત થયુ લાગતું નથી.



# વિમાનમાં પહેલી વાર

મદ્રાસનાં હવાઈ જહાજના મથકે મીનામ્બકમ્–જતાં પહેલાં મારે કેટલાંક ઉપયોગી કામો આટોપવાના હતા. મદ્રાસના 'ગુજરાત પ્રેસ' સાથે જૂનો સંબંધ હોવાથી આદિઅપ્પા નાયક મહોલ્લામાં જવાનું પ્રથમ રાખ્યું. નીચે છાપખાનુ, ઉપર ઊંચી છતવાળો ઓરડો જેમા રહેવાનું હતું. તે છાપખાનાના સ્ટાફમાં કોમ્પોઝિટરોમાં એક ભક્તજન, પ્રેસના સંચાલક ભાઈ જેઠાલાલ ત્રિવેદી તથા એમનાં પત્ની અને ભાભીનો પ્રેમ, બે સુંદર બાળકોનો પ્રથમ મેળાપ એટલાં સુખદ સ્મરણો એ ટુંકા મેળાપ સાથે જડાયલાં છે. ત્યાંથી ટાટાની માઉન્ટ રોડ ઉપરની ઓફિસે અમે ગયા. વિમાનની મુસાફરીની ટિકિટ–ઓફિસનું એ મારું પ્રથમ દર્શન હતું ટાટા કંપનીની ઓફિસનું વાતાવરણ કોઈ પણ વિલાયતી કંપનીને જેબ આપે એવું હતું ઓફિસમા દરેક માણસ પોતાની જગ્યાએ ઉત્સાહ પૂર્વક પોતાની ફરજ બજાવતો ઉભો હતો. ફરજ તો ઘણા બજાવે છે, ફરજની વેઠ ઉતારનારા પણ ઘણા હોય છે, ફરજ બજાવી બક્ષિસ માટે આશા રાખનારા ઓછા નથી હોતા. પરતુ જાણે ટાટાનુ ગૌરવ પોતાની ઉપર આધાર રાખતું હોય એવી શ્રદ્ધાથી કામ કરનાર વ્યવસ્થાપક અને કુલીને જોયા ત્યારે ૨૩ વર્ષે પાછા ફરતા પણ મને આપણા હિંદના એ ઉદ્યોગપતિ અને કહેવાતા થાપણવાળા ટાટાની વ્યવસ્થાશક્તિ, સાહસ દૂરદેશીપણુ વગેરે ગુણો માટે માન થયું.

ટાટા અંબાલાલ સારાભાઈ જેવા ઉદ્યોગપતિઓ જો દેશમાં વધારે પ્રમાણમા હોય તો મોટા મોટા ઉદ્યોગોની વિશે આપણે નિરાશા સેવવાની જરૂર નથી એમ મને લાગે

ધનવાન ઉદ્યોગપતિઓને જેઓ કેવળ લોહી ચૂસનારા કે હાનિકારક ગણે છે તેઓ પણ ધારે તો એમની પાસેથી ઘણું શીખી શકે. શ્રમજીવીઓને એમના સહકાર વડે થયેલ આર્થિક લાભની વહેંચણીમાં ન્યાય મળવો જોઈએ એવી માંગણી કરવી એ એક વસ્તુ છે અને અંગત સાહસ ખેડીને પોતાની વ્યવસ્થા શક્તિ, કુનેહ, બુદ્ધિ, નિયમિતતા વગેરે ગુણોને લઇને પહેલે પગલેથી આરંભ કરીને સંપૂર્ણ સફળતા સાધવા સુધીની બધી મુશ્કેલીઓ પસાર કરીને જે લોકો નવા નવા ઉદ્યોગોને મોટા પાયા ઉપર અસ્તિત્વમાં લાવે છે, તેમણે સમાજને કેવળ નુકશાન જ કર્યું છે એવો અભિપ્રાય સેવવો એ જૂદી જ વસ્તુ છે. ઘણુંખરું પક્ષપાતી માનસનું અને પૂર્વગ્રહનું એ પરિણામ હોય છે. શ્રમજીવીઓનાં સહકાર વડે ઉભી થતી ઉદ્યોગપ્રવૃત્તિઓની વ્યવસ્થા મૂડીવાળાઓનાં જેટલી સફળતાપૂર્વક હજી સુધી તો શ્રમજીવીઓએ કરી બતાવી નથી. ફ્રાન્સમા અને રશિયામાં જ્યારે જ્યારે શ્રમજીવીઓના હાથમાં રાજસત્તા કે સામાજીક જીવનનું આર્થિક સંગઠન કરવાની સત્તા આવી છે ત્યારે ત્યારે તેમણે મૂડીવાદીઓ કરતાં વધારે સારા પ્રમાણમાં ઔદ્યોગિક પ્રગતિ કરી બતાવી છે એવું બન્યું નથી. એ તો રાજકીય પક્ષના દોષોને આભારી હોઈ શકે એમ બચાવ કરી શકાય. પરંતુ મને લાગે છે કે સામ્યવાદની આખી વિચાર-સરણીનાં મૂળમાં જ કોઇ ગંભીર અને મૌલિક તર્કદોષ રહી ગયો છે જેને પરિણામે એ વાદ માનવ જાતિના—અન્ય તો દૂર રહ્યા પણ—આર્થિક પ્રશ્નોનો પણ આખરી નિકાલ લાવી શકશે નહિ એટલું સામ્યવાદીઓ જોઇ શકતા નથી. એ બહુ કમનશીબ ઘટના છે. વ્યક્તિ અને સમષ્ટિ બન્ને સદા પરસ્પર અઘડતા જ રહેવા જોઈએ એવો આગ્રહ જ પહેલાં તો વિચારવા જેવો છે. અને સમષ્ટિ જ સર્વોપરિ છે યા તો હોવી જોઈએ એ વિચાર પણ ચિંતનમાગે છે. સમષ્ટિ અપૂર્ણ છે તેમ વ્યક્તિ પણ અત્યારે અપૂર્ણ છે, અપૂર્ણ કદી પૂર્ણતા સરજી ન શકે એટલે એ પૂર્ણતા પ્રગટાવવાનું સમષ્ટિથી બનશે એમ માનવું વધારે પડતું

લાગે છે. કારણ કે જ્ઞાન અને કર્મનું કરણ તો મન જ રહેશે કે જે પોતે અપૂર્ણ છે.

જ્યારે યંત્રો અને કારખાનાઓ આવ્યા જ છે, ત્યારે હવે તો આખી સમાજની મૂડીપોષક રચનાને બદલીને તેને ઠેકાણે સામ્યવાદી સમાજ તંત્ર—અને તે સ્થાપવા માટે સામ્યવાદી રાજતંત્ર—સ્થપાવું જોઈએ એવો સામ્યવાદીઓનો આદર્શ છે. પરંતુ આર્થિક અને બીજી સમાનતા એ રીતે લાવવાનો પ્રયત્ન કરતાં પહેલાં આપણે પ્રશ્ન વિચારવાનો છે તે એ છે કે પ્રકૃતિ સમસ્તમાં એકતાના અને સમાનતાના પાયા ઉપર જે અનેકતા અને વિવિધતા જોવામાં આવે છે તે મૌલિક છે કે નહિ, એટલે કે તે વિશ્વ પ્રકૃતિનાં મૂળમાં રહેલું એક અનિવાર્ય તત્વ છે કે નહિ. ઉદાહરણ તરીકે વનસ્પતિ લો. બધાં વૃક્ષોમાં સામ્ય છે અને છતાં તેની પ્રત્યેક જાતિ અને પ્રત્યેક જાતિનું પ્રત્યેક વૃક્ષ વિશિષ્ટ હોય છે એટલે કે એમાં આકારનો અને ગુણનો વિશિષ્ટ આવિષ્કાર થાય છે જેને પરિણામે તે પોતાના વર્ગમાં અને સમસ્ત જાતિમાં વિલક્ષણ—વ્યક્તિરૂપ બને છે. એ જ પ્રમાણે પ્રાણીના પ્રત્યેક વર્ગનું બંધારણ જોતાં તેમાં આપણને સામ્ય સમાનતાના પાયા ઉપર જણાય છે, છતાં પ્રત્યેક વર્ગનાં પ્રત્યેક પ્રાણીની પોતાની શારીરિક તેમજ આંતરિક વ્યક્તિતા હોય છે. તે જ પ્રમાણે માનવ જાતિમાં પણ શારીરિક રચના, પ્રાણનું કાર્ય મનનું બંધારણ, વિચારો, આદર્શો, વગેરે સ્થુળને સૂક્ષ્મ બાબતોમાં સામ્ય જોવામાં આવે છે. અને માનવ તરીકેની એ સમાનતા તો સમગ્ર માનવ જાતિમાં બૌધિક છે તે છતાં પ્રત્યેક માનવ અનોખી વ્યક્તિતા પણ છે એ વિશે બે મત ભાગ્યે હોઇ શકે. વ્યક્તિએ કેવળ સમાજને ખાતર જીવવું જોઇએ એ દલીલ પણ બરાબર નથી, કારણ કે સમાજ કે સમષ્ટિ કોઈ અંતિમ અધિકારી વાસ્તવિકતા નથી. સમાજ તો સતત બદલાતું વ્યક્તિ વિકાસ માટેનું ક્ષેત્ર છે એમ પણ વ્યક્તિ કહી શકે. ખરૂ જોતાં વ્યક્તિ

અને સમાજ બન્નેમાં પોત પોતાનામાં પર્યાપ્ત વાસ્તવિકતાઓ નથી. વ્યક્તિ સમાજમાં પોતાની ચેતનાને વિસ્તારે છે અને સમાજ વ્યક્તિમાં પોતાના વિકાસનું શિખર પ્રાપ્ત કરે છે. પરંતુ એ બન્ને એ પોતાનાથી પર એવી કોઈ પરમ વાસ્તવિકતાને પ્રગટ કરવાનો પ્રયત્ન ખરૂ જોતાં કરવો જોઈએ. તથા પરસ્પર કાર્ય પ્રતિકાર્ય કરીને એ વિશ્વાતીત વાસ્તવિકતાના શુદ્ધ આવિર્ભાવની શક્યતાને વધારે ને વધારે સમીપ લાવવાની છે. આપણાં દર્શનોમાં વ્યક્તિનાં હૃદયમાં પરમાત્મા રહેલ છે એવું વિધાન અને "સહસ્ર શીર્ષ" એવા સમષ્ટિ પુરૂષનુ પણ દિવ્ય તરીકે વિધાન, જે ગીતામાં "વિશ્વ રૂપ"માં આપણે ફરીને જોઈ શકીએ છીએ એ પણ વ્યકિત અને સમાજ બન્ને દિવ્ય છે એટલું જ કહે છે એમ નથી, પરંતુ એ બન્નેનું સત્ય વિશ્વાતીત પુરૂષોત્તમમાં રહેલું છે એમ પણ તે કહેવા માગે છે.

એવી જે દલીલ કરવામાં આવે છે કે માનવમાત્ર આર્થિક જીવનમાં કે આર્થિક દૃષ્ટિએ સમાન હોવા જોઇએ તથા સમાજમાંથી આર્થિક અસમાનતા દૂર કરી દેવી જોઈએ એનો અર્થ હું તો માત્ર એટલો જ કરૂ છું કે કોઇ પણ દેશની, વ્યવસ્થા એવી હોવી જોઈએ કે તેમાં રહેલી સઘળી વ્યક્તિઓને જીવનની જરૂરીઆતો મેળવવાની અને અર્થ પ્રાપ્ત કરવાની, આત્મોન્નતિ સાધવાની, સરખી તક મળે એ આવશ્યક છે. આનાથી વધારે આગળ જઇને વ્યક્તિઓને ફરજીઆત સમાન બનાવવાનો પ્રયત્ન હું ધારૂં છું કે નિષ્ફળ નીવડવાનો છે. માનવ સમાજનો આદર્શ તેને એક મધપૂડાની કીડીના રાફડાની પ્રતકૃતિ બનાવવાથી કદી સિદ્ધ થવાનો નથી, કારણ કે ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં શારીરિક, માનસિક તેમજ બીજી અનેક પ્રકારની શક્તિઓની સમાન વહેંચણી કે સમાન આવિર્ભાવ સંભવિત નથી. એટલુ જ નહિ પણ ઇષ્ટ પણ નથી. કારણ કે ઉત્ક્રાંતિ પામતી પ્રકૃતિની શક્તિનો એવો ઉદ્દેશ જણાતો નથી

વળી, સમાજની કે અધઃજીવનની પ્રગતિ, વ્યક્તિની પ્રગતિ પર આધાર રાખે છે અને જો કે સમાજ વ્યક્તિના વિકાસની કેટલીક સામગ્રી અને પરિસ્થિતિ પૂરી પાડે છે તોપણ કોઈપણ પ્રકારની પ્રગતિ સાધવામા વ્યક્તિ પ્રાથમિક અને મૌલિક સાધન બને છે એટલે કે જ્યા સુધી વ્યક્તિ અત્યારે છે તેવી, એટલે કે અજ્ઞાન, હોય ત્યા સુધી તેના વિકાસની સીડી કામના, પ્રાપ્તિ, સચયની વૃત્તિ, મહત્વાકાક્ષા વગેરેની બનેલી હોય છે અને એ સ્વાભાવિક છે એ સ્થિતિમા ખાનગી મિલ્કત આવશ્યક બને છે. મૂડીવાદને પોષે એવી સમાજ રચના બદલીને સ્પર્ધાને બદલે સહકારના ઉપર આર્થિક જીવનનુ તત્ર ભલે રચાય, પરતુ તે વ્યક્તિને મિટાવીને કરી શકાશે નહિ એટલુ કોઈ પણ વાદ કે યોજના કરવામા સામ્યવાદે સમજી લેવાની જરૂર છે વળી આર્થિક જીવનના વિકાસમા અને પ્રગતિમા મૂડીવાદી રચનાએ જે ભાગ ભજવ્યો છે તેની અવગણના કરવી એ પણ બરાબર નથી માનવ જેમ સઘજીવી પ્રાણી છે તેમ તે સ્વકેદ્રિત વ્યક્તિ પણ છે એ ભૂલી જવાથી ઘણી વાર ખોટા ઈલાજોનો આશરો લેવાય છે અને પ્રશ્નોનો ઉકેલ આવવાને બદલે ઉલટા નવા પ્રશ્નો ઉભા થાય છે

સમાજની રચના વ્યક્તિગત મૂડીને કે મિલ્કતને પોષક રહી છે તેથી યાત્રિક ઉત્પાદનમા ભાગ લેનાર શ્રમજીવી વર્ગને તથા ખેડુતોને પણ અન્યાયો થયા છે તેની ના નથી પરતુ અર્થની અસમાન વહેચણીનો પ્રશ્ન આટલો બધો તીવ્ર બન્યો તે તો યત્રની શોધને પરિણામે ઉદ્યોગોમા જે ક્રાતિ આવી તથા દેશ દેશની પેદાશોની પરસ્પર આપલે ઝડપી વાહનોને લઈને થવા માડી ત્યાર પછી જ બન્યો છે એ અન્યાયના ઉપાય તરીકે મૂડીવાદીઓનો કે મૂડીનો નાશ કરવો જોઇએ એમ માનવામા આવે છે પણ એથી આપણે મૂડીવાળાઓના પૈસા લૂટી કે ઝૂટવી લઈને એમને ગરીબ બનાવી શકીશુ એથી

ગરીબ લોકો ધનવાન બનશે એમ માનવાને કાંઈ કારણ નથી. આનુ એક રમૂજી ઉદાહરણ ફ્રાંસના અઢળક સંપત્તિવાળા આહુદી કાઉંટ રિશલ્યુના જીવનમાંથી મળે છે. બે સામ્યવાદી મજુરો ઘણી જ ગરમા ગરમ ચર્ચા કરીને નિર્ણય પર આવ્યા કે ફ્રાંસના ગરીબ લોકોની ગરીબાઈ રિશલ્યુ જેવા મૂડીવાળાઓને આભારી છે. એમણે તુર્ત કાઉન્ટને ઘેર જઈને એની મુલાકાતની માંગણી કરી. મુલાકાત દરમિયાન તેને પોતાની રોકડ મૂડીને વહેંચી દેવા માટે દરખાસ્ત કરી. રિશલ્યુ થોડીવાર વિચારમાં પડી ગયો જણાયો. અને એ બે ગૃહસ્થની દરખાસ્ત જાણે સાંભળી ન હોય તેમ એમણે કાગળ પર કાંઈ લખવા માંડયું. બે સામ્યવાદી સભ્યો જરા ગુસ્સે પણ થયા. થોડીવારે ઉંચું જોઇને રિશલ્યુએ કહ્યું, "લો, આ તમારો ભાગ" એમ કહીને બન્ને હાથમાં બબ્બે (લગભગ એક આનો) મૂકયા. પેલા બે જણા તદ્દન દિગમૂઢ થઈને જોઈ રહ્યા. રિશલ્યુએ તેમને સમજાવ્યું કે "મારી સઘળી રોકડ સંપત્તિ ફ્રાન્સની સમગ્ર વસતીને વહેંચવામાં આવે તો દરેક માણસને ભાગ બે સુ આવે. તમે તમારો ભાગ લેતા પરવારો; બાકીના માંગતા આવશે તેમને હું તેમનો ભાગ આપીશ."

ગમે તેમ હો પરંતુ આ પ્રશ્નની વિચારણામાં બીજો પણ એક મુદ્દો અગત્યનો છે અને તે એ કે સામ્યવાદીઓ આર્થિક દૃષ્ટિબિંદુને જીવનના નિમાયક દૃષ્ટિબિંદુ તરીકે ગણે અને માનવ જીવનમાં તેને આપવું જોઈએ તેના કરતાં વધારે ઉંચુ સ્થાન આપે છે. આમાંથી પણ ઘણા તર્ક દોષો અને વ્યવહારૂ ઉકેલની ભૂલો ઉભી થાય છે. માનવ એક આર્થિક પ્રાણી છે એમ સ્વીકારતાં પણ તે કેવળ આર્થિક પ્રાણી નથી એ ધ્યાન બહાર જવું ન જોઇએ. "Man does not live by bread alone." એ સૂત્રમાં રહેલ સત્ય સામ્યવાદીઓએ ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવું છે. વળી કામ અને રોટી ઘરબાર અને પહેરવાનાં કપડાં એટલું દરેક વ્યકિતને આપે એવી સામાજીક કે આર્થિક વ્યવસ્થા કરીને પછી એ યોજનામાં

ભાગ લેનાર માનવને કહેવું, "ખબરદાર, હવે અમે કહીએ તેજ પ્રમાણે વિચાર કરજો, મત આપજો, અભિપ્રાય બાંધજો, લગ્ન કરજો" ટુંકામાં એનુ વ્યક્તિ સ્વાતંત્ર્ય લઈ લેવું, તેણે આત્મોન્નતિ કે વ્યક્તિ તરીકે ઉન્નતિ ન કરવી જોઈએ એવી આશા રાખવી, કે વિચાર અભિપ્રાય વગેરે પ્રગટ કરવાના તેના સ્વાતંત્ર્ય પર કાપ મૂકવો, એ તો સામ્યવાદને નામે વ્યક્તિની સ્વતંત્રતા છીનવી લેવાનો પ્રયાસ ગણાય

આમ સામ્યવાદનાં મૂળમા જે જડવાદ છે તે જ મોટે ભાગે એની વિચારસરણીમાં, યુક્તિ પદ્ધતિમાં અને એનાં કાર્યક્રમમાં જે સ્ખલનો દેખાય છે તેને માટે જવાબદાર છે. અલબત્ત સામ્યવાદના કાર્યક્રમનો અમલ કરવામાં માનવ પ્રકૃતિની જે સ્વાભાવિક ખામીઓ—સત્તા માટે હરિફાઈ, નેતાઓ વચ્ચે ઇર્ષ્યા, પક્ષનાં બંધારણનો પોતાની ટુકડી કે ટોળકીનું સ્થાન દૃઢ કરવામા ઉપયોગ, વિરોધી પક્ષનો નાશ, સત્તાનો લોભ વગેરે વગેરે તો સર્વ રાજકીય વાદોને અને પક્ષોને થોડે ઘણે અંશે સ્વાભાવિક હોઈ સામ્યવાદ પરત્વે તેનો ખાસ ઉલ્લેખ હું કરતો નથી. પરંતુ માનવ જો પ્રાણી છે, પશુ છે, તો એનામાં દેવ પણ છે—પ્રચ્છન્ન રૂપે ભલે હોય—એ સત્ય આપણે ભૂલી જઈએ છીએ ત્યારે એની ભૂલ થાય છે.

ટાટા એટલે સફળ કાર્યવાહક શક્તિ. એની મોટરબસ બરાબર વખતસર આવી, ચપોચપ સામાન જોખાઈ ગયો, માણસો જોખાઈ ગયા, લેબલો ચોડાઈ ગયાં, સામાન ઝડપથી બસમાં ગોઠવાઈ ગયો, મુસાફરોની સાથે રાખવાના સામાનને જુદાં લેબલો લાગી ગયાં; માણસો બસમાં બેસી ગયા અને બરાબર સમયે બસ ઉપડી.

લશ્કરી ઑફિસર બેઠા હતા. તેણે કહ્યું, "આપણે હિંદી લોકો વાઈસરોય કે ગવર્નરના આવવા અને જવા માટે લશ્કરી પહેરો અને બંદોબસ્ત રખાતો તેની ફરિયાદ કરતા અને બૂમો પાડતા હતા. અત્યારે વચગાળાની સરકારના આપણા નેતાઓ માટે એવી જ કાળજી રાખવી પડે છે." મેં એને સમજાવ્યું કે "રાજ્યસત્તા કોના હાથમાં છે અને તેના હાથમાં તે કેવી રીતે આવે છે એ જ મુખ્ય પ્રશ્ન છે; બાકી રાજ્ય ચલાવાય છે તો એક જ રીતે - એટલે કે સત્તાથી. આપણા નેતાઓને હજી રાજસત્તા વાપરવાનો મહાવરો અને અનુભવ નથી એટલે હાથમાં આવેલી રાજસત્તાને પણ તેઓ હજી અસરકારક રીતે અને યોગ્ય દિશામાં વાપરી જાણતા નથી." અમે જ્યારે એરોડ્રોમની ઑફિસમાં પહોંચ્યા ત્યારે ત્રણ તરફથી ખુલ્લી ઉતારૂઓને બેસવા માટેની જગ્યા જેમા બેસવા માટે ખુરશીઓ મૂકેલી હતી તે તરફ મારુ ધ્યાન પહેલુ ખેંચાયું. ગામની ઑફિસમા ગયા વગર સીધેસીધા એરોડ્રોમ પર આવે એવા ઉતારૂઓ માટે અહીં પણ ત્રાજવું છે તથા પૂછપરછ કરવાની ઑફિસ છે. ઉતારૂઓ પણ જાતજાતના હતા. અંગ્રેજી અધિકારીઓ, મારવાડી વેપારીઓ, એક બે સિંધીઓ, એક બે ગુજરાતી, પંજાબી એમ એક વિચિત્ર મિશ્રણ હતું. ત્યાં અમુક હદની બહાર એરોપ્લેન તરફ ગયા પછી બીડી પીવાની સખ્ત મનાઈની નોટીસ જોઈ અને મનમાં થયું કે ખેર, આખરે આ સુંદર આકાશગામી વિમાનમાં તમાકુના ધુમાડાનુ ફરજિયાત પાન નાસિકા વાટે કરવું નહિ પડે.

સામે જ એરોપ્લેન આદિયુગનું કોઈ અર્ધ જલચર અને અર્ધ-ભૂચર પ્રાણી બંધ દાઢાવાળું પોતાનું લાંબુ મોઢું ઊંચું કરીને ઉભેલું હોય તેવું બે પાંખો પ્રસારી ઊભું હતું. દૂર મેદાનમાં પણ ચારે બાજુએ અનિયમિત રીતે બીજાં રાક્ષસી પ્રાણીઓ જેવાં વિમાનો પડયાં હતાં,—જાણે એરોડ્રોમ એમને રાખવાનો તબેલો ન હોય. એરોપ્લેનને દોડવાનો રસ્તો પણ સારો સિમેન્ટ કોન્ક્રિટનો બનાવેલો હતો કોઈ પણ સપાટ અને સખ્ત એવી વિશાળ

જ્યાએ આ એરોડ્રોમ કરવાની વ્યવસ્થા થઈ શકે એવી સરળ છે. એરોડ્રોમની ઑફિસથી પ્લેન ક્યાં ઊભું હતું તે કોન્ક્રિટ બ્લોક પર પહોંચવાનો વચલો રસ્તો લોઢાનાં ગોળગોળ કાણાંવાળાં પહોળાં પતરાંઓથી જડેલો હતો. ચોમાસામાં જોડાને અને પગને પાણી અને કાદવ લાગે નહિ એટલા માટે આ વ્યવસ્થા હોવી જોઈએ એરોપ્લેનમાં બેઠકોની શ્રેણી સીધી લીટીમાં એટલે સપાટ હોતી નથી. પ્લેન નીચેની બાજુએ હમેશાં જરા નમતું જ રહે છે. એમાં દાખલ થવાનું બારણું પ્લેનની પૂંછડીની તરફ હોય છે. એટલે બારણા તરફની બેઠક નીચામાં નીચી હોય છે અને પાંખ આગળની ઊંચામાં ઊંચી હોય છે. બેઠકમાં એક બાજુએ બે અને બીજી બાજુ એક એમ ત્રણ ત્રણ બેઠકોની હાર વચમાં ચાલવાની જગો રાખીને ગોઠવાયલી હોય છે. દરેક બેઠકની પીઠ મુસાફરને સગડ પડે તે પ્રમાણે ગોઠવી લઈ શકાય એવી રચના હોય છે એટલે જેટલા સીધા કે વાંકા અઢેલીને બેસવું હોય તે પ્રમાણે બેસી શકાય છે દરેક બેઠકની પાછળથી બે ભાગમાં વહેંચાયલો એક પટો પડેલો હોય છે. તે વિમાન ઉપડે ત્યારે કમ્મરે ભિડાવવાનો હોય છે જેથી કરીને ઉતારૂઓ આંચકાથી ઉથલી પડે નહિ. હું બેઠો હતો ત્યારે મેં એક એરોપ્લેનને ઊડવાની શરૂઆત કરતું જોયું. એરોડ્રોમના દૂરને છેડેથી જ્યારે તે આકાશમા ઊડયું ત્યારે થોડી વાર પહેલાં તો મને એવો ભાસ થયો કે એરોપ્લેનમાથી કોઈએ ફાડેલા કાગળના ટુકડા નાંખ્યા—પણ પછી તુર્ત જણાયુ કે એ તો પાસેનાં ઝાડમાંથી ગભરાઈને ઊડી જતાં ધોળાં પખીઓ હતાં!! એ બધાં એરોપ્લેનથી દૂર જમીન તરફ ઊડતા હતા!

વખત થયો એટલે અમે જઈને પ્લેનમાં દાખલ થયા, બેઠકો લીધી અને સિગ્નલ અપાયો, અને એન્જિન શરૂ થયું. એક જ જગ્યાએ ઊભા રહીને જાણે કોઈ પ્રાણી અસાધારણ કાર્યનો આરંભ કરવાની કે પ્રસારો કરવાની તૈયારી કરતુ હોય

એવું તે લાગ્યું. પછી તેણે દોડવાની શરૂઆત કરી, ઝડપ પકડી, જમીન પર જ, હજી જમીન પર જ, છેવટે એક છીંટી પર આવીને જેમ શરતમાં ઊતરનારા હરીફ ઉભા રહે છે તેમ એરોપ્લેન નિયંત્રિત અદાથી ઊભું રહ્યું, પણ એન્જિન વેગભર ચાલુ હતું. અહીં છેવટની ઝડપ માટે એણે એન્જિનને જાણે મારી મૂક્યું. કોઈ વરાહ કે આદિયુગનું પ્રાણી જીવલેણ વેગ ધારણ કરીને પોતાના શિકાર પર ધસે તેમ વિમાન ધસ્યું અને એક બિંદુ આવતા જરાક ઊંચકાયું. પાછું જરા જમીન પર, એનાં પૈંડા પછડાયાં—પણ તે જાણે અદ્ધરથી અને થોડીક ક્ષણોમાં એ હલકેથી ઊંચે ઊંચકાયું. જાણે જમીન પાતળી અને પાતળી થતી ગઈ અને શરૂઆતમાં એની જે નક્કરતા હતી તે પીગળી ગઈ હોય એમ આપણને લાગે. તે એટલે સુધી કે વિમાન જ્યારે હવામાં ઊડયું ત્યારે કોઈ ઘન તત્ત્વ ઉપર તે ગતિ કરતું આપણને લાગે આપણા મનમાં એવી માન્યતા રહી છે કે કોઈ પણ વસ્તુ ગતિ કરે તે કશાકના ઉપર જ હોઈ શકે અને હવાને તો આપણે જાણે એ ખાલી શૂન્યાત્મક હોય એમ ગણવાને ટેવાયલા છીએ. પરંતુ કેટલાયે ટનોના વજનવાળું આ નક્કર વિમાન જ્યારે હવામાં—અને એક રીતે હવા ઉપર—ઊડ્યું ત્યારે આ નક્કર વિમાનને ધારણ કરી રાખનાર હવા પણ નક્કર હોઈ શકે એ વિચાર મને આવ્યો. ત્યારે મને પ્રત્યક્ષ જણાયું કે આપણે માનવો હવાના—વાતાવરણના—બનેલા મહાસાગરને તળિયે વસીએ છીએ અને એ મહાસાગરની છેક તળેની હવા કેટલી ઘટ્ટ હોય છે તે અમદાવાદ, લંડન વગેરે મોટા શહેરોમાં રહેનાર આપણે જાતઅનુભવથી જાણીએ છીએ! જળના મહાસાગરને તળિયે જેમ મહામત્સ્યો અને બીજાં જળચર પ્રાણીઓ વસતાં હોય છે તેમ હવાના આ સાગરના તળિયે સમસ્ત માનવજાતિ અને તેની સઘળી સંસ્કૃતિ આવી રહી છે. આમ ખરૂં જોતાં એરોપ્લેન હવાના એ મહાસાગરના ઊંડાણમાંથી - કે તળિયેથી સપાટી તરફ વેગભરી જતી માછલી જેવું હોય છે.

ક્ષણભર હું એ વાત ભૂલી ગયો કે ઉપરના પાતળા વાતાવરણના વિવિધ વાયુપ્રવાહોમાં અમે બધા આકાશમાં અદ્ધર તોળાયલા છીએ તથા એન્જિનની પાંખો અને ચક્રો વેગપૂર્વક ગતિ કરીને કોઈ અદૃશ્ય પદાર્થને કાપી રહ્યાં છે! જાણે નક્કર જમીન જેવા કોઈ પદાર્થ પર ચાલતી ગાડી પેઠે પ્લેન નક્કર હવામાં ગતિ કરી રહ્યું હતું અને પ્લેનના પંખા એ ગાડીના પૈડાનું કામ કરતા લાગ્યા!! મહાસાગરની સપાટી ઉપર જેમ મોટાં નાનાં મોજાંઓનાં આંદોલનો હોય છે તેમ અહીં પણ અમારૂ વિમાન હવાના ઊંચાંનીચાં શિખરો ઉપર ચઢવાનું પડવાનું અને અથડાવાનું હતું એનો અનુભવ તો હજી મને થવાનો હતો.

પ્લેનમાંથી નજર કરીને જમીન પર જોયું તો જમીનની માપણી કરનાર કોઈએ જાણે સૂતળીની દોરી સીધી મૂકી હોય એવું એક દૃશ્ય જણાયું. જરા ધ્યાનપૂર્વક અવલોકન કરીને જોયું તો પૃથ્વી પરની એક લાંબી સડક હતી! સપાટ જમીનના વિશાળ વિસ્તાર પર લીલ ઊગી ગઈ હોય અને એ લીલની વચ્ચે ખીલી કે પીન—ટાંકણી લઈને કોઈ લીટી દોરો તેમ આ માટીના ટેકરાટેકરીના ઢગલાઓની લીલાશ વચ્ચે લીટી કરી હોય એવો તે રસ્તો દેખાતો હતો! મેં ઉપર કહ્યું તેમ મોટર કે ગાડામાં બેઠા હોઈએ અને તેની નીચે પથરા કે ખાડાટેકરા આવતાં અંદર બેસનારને જેમ આંચકા લાગે છે તેમ હવામાં પણ જાણે અદૃશ્ય પથરાઓ કે વાયુના પ્રવાહની ગાંઠો કે તેની સપાટી પર ખાડાટેકરા હોય તેને લઈને એરોપ્લેન ઊંચું થઈ જતું અને એના ઓચિંતા આંચકાઓ અમને પણ પહોંચતા. કોઈક વાર ઊંચાઈએથી પાણીમાં ભૂસકો મારતા હોઈએ ત્યારે ફેફસાંની અને પેટની જે દશા થાય છે તેવી પ્લેન નીચું પડતું ત્યારે થતી; તો કોઈ વાર ટેકરી ચડતાં શ્રમ પડે તેમ હવાનું ચડાણ ચડતાં પણ થતું. થોડું થોડું અંતર સીધી લીટીમાં કાપીને પાયલોટ પ્લેનને જાણે કાટખૂણે સીધેસીધું ઉપર ચડાવતો ત્યારે આકાશ-

માંથી કાર્ય કરતી કોઈ અદૃશ્ય ગરગડી—પૂલી—આખા પ્લેનને ઉપર ખેંચી રહી હોય એમ આપણને લાગે! કોઈક વાર મનમાં થાય કે એ અદૃશ્ય ગરગડીને અને પ્લેનને સાંધતું અદૃશ્ય દોરડું તૂટી જાય તો?—તો, આપણે અસહાયપણે નીચે પડીને ભુક્કા થઈ જવાનું!

નીચે પથરાઈ રહેલ પૃથ્વીની સપાટી સાચેસાચ કોઈ ચિત્રકારના ચિત્રપટ જેવી સુંદર દેખાતી હતી! એમાં અનોખી ડીઝાઈનો—સુશોભનો—અને રંગોના અદ્‌ભુત પ્રયોગો પણ જોવા મળતાં. ઘડીભર તો એમ થતું કે આપણે નક્કર તરીકે અનુભવીએ છીએ તે સઘળું પાર્થિવ જગત કોઈ દિવ્ય ચિત્રકારના મનની કલ્પનાને મૂર્ત કરનાર રેખા અને રંગોનો જ પ્રયોગ તો નહિ હોય!! મોટાં મોટાં વૃક્ષોની ઉપર આકાશમાંથી દેખાતા ભાગો એકબીજા સાથે સંધાઈ જતા અને લીલા રંગની રેખાઓના સળંગ ભાગો બની જતા. ખેતરની ચારે બાજુની વાડો પણ ઉપરથી જોતા વચમાં ભૂખરા, કાળા કે આછા લાલ રંગના લંબચોરસની આજુબાજુ આવી રહેલ લીલી રેખાઓ જ જણાતી! ટેકરા અને ટેકરીઓ માટીના નાના નાના ઢગલા જેવાં અને વડ તથા આંબા જેવાં મોટાં વૃક્ષો લીલા મરીના દાણા જેવાં, કોઈક વાર તો જાણે કે ગળામાં પહેરવાની શેરોમા બાંધેલાં હોય તેવા, તો કોઈ વાર વિખરાયલાં પડયાં હોય એવા દેખાતાં

એટલામાં ખબર આવી કે આપણે કલાકના ૧૭૦ માઈલની ઝડપે ગતિ કરીએ છીએ,-ઉષ્ણામાન ૧૫° (ડીગ્રી) છે, અને લગભગ ૯૦૦૦ ફીટ ઉપર આપણે ઊડી રહ્યા છીએ. મનમાં થયુ કે માનવની શોધકશક્તિનો આ પણ કાંઈ ઓછો વિજય નથી! "હમણાં કૃષ્ણા નદી ઓળંગી રહ્યા છીએ, અમુક શહેર ઉપર રહીને ઊડી રહ્યા છીએ," એવી ખબરો આવતી. કાલીદાસનો યક્ષ કવિની કલ્પનાને જોરે જ્યારે વાદળાંમાં બેસીને માળવાથી છેક કાશ્મિર ગયો ત્યારે કેવળ કલ્પનાશક્તિવડે તેણે નીચેના

પ્રદેશો જોયા હતા તથા વાદળાંઓને પણ ગતિમાન અનુભવ્યાં હતાં. પણ અહીં તો નીચેના પ્રદેશો આપણે ચર્મચક્ષુ વડે નિહાળી શકીએ છીએ અને માનવના લાભ કે હાનિ ખાતર એ હવાઈ જહાજનો ઉપયોગ પણ કરી શકીએ છીએ.

એક વાર લગભગ ૧૦૦૦૦ ફીટ ઉપરથી મેં નીચે વિહંગ-દૃષ્ટિ કરી, ત્યારે પૃથ્વીના સેંકડો માઈલો એ દૃષ્ટિમાં આવી જતા લાગ્યા. કેટલું વિવિધરંગી અને વિવિધ રૂપોવાળું એ દૃશ્ય છે? એકી વખતે કેટલાં શહેરો અને કેટલાં ગામડાંઓ એમાં સમાઈ જાય છે? એ સમગ્ર દૃશ્ય જોતાં વિશ્વ સમસ્તનું સંચાલન કરનાર વિરાટ તપઃશક્તિનું મને ભાન થયું. અર્જુને જોયેલ વિશ્વરૂપનો કોઈ ભાગ જાણે પ્રત્યક્ષ થયો. પૃથ્વી ઉપરના માણસો પોતાને એકબીજાથી જુદા, એક બીજાથી વિખૂટા–દૂર માને છે અને એ પ્રમાણે વર્તે છે. એક ગામના માણસો એટલું જ જુએ છે અને જાણે છે કે "આપણે છીએ અને એક ગામના છીએ." પરંતુ બીજા ગામોના અને શહેરના 'લોકો પણ છે' એમ તેઓ ભાગ્યે અનુભવે છે. સમસ્ત માનવજાતિરૂપે આપણે બધા ઊર્ધ્વમાં રહેલી કોઈ વિશ્વચેતના પૂરતા એક છીએ, અભેદમાં વસીએ છીએ,–એ સત્ય આ સંકુચિત દૃષ્ટિની ભેદભાવનામાં રહેનાર પૃથ્વી ઉપરના લોકોને કેવી રીતે સમજાવી શકાય? ૧૦૦૦૦ ફીટ ઊંચેથી મેં માણસોને નીચે પોતપોતાનાં રોજનાં કાર્યોમાં પ્રવૃત્ત જોયા,—કોઈ ખેતરમાં બળદ હાંકે છે, કોઈ ઘરના વાડામાં હાથપગ ધૂએ છે, કદાચ કોઈ સાથેના ખેતરના માલિક જોડે માલકીના હક માટે લડવાનો વિચાર કરે છે, મજૂરો ખેતર ખેડી રહ્યા છે, બાજુ ઉપર કઠણ જમીનને કોદાળી વડે તોડી રહ્યા છે, સરિયામ રસ્તા ઉપર મોટરકાર વેગપૂર્વક દોડી રહી છે, આગળ ઘાસની ગંજીભરેલું ગાડું ધીમી ગતિએ ખટક ખટક કરતું જાય છે, અહીં અમે—બીજાં પંખીઓ પણ—આકાશમાં ઊડી રહ્યા છીએ, પણે દૂર દૂર સૂર્ય આકાશમાં અસ્ત પામી રહ્યો છે. કેટલું વર્ણવવું અને શું ન વર્ણવવું?

આ બધું દૃશ્ય જોનાર, એમાં બનતી એકેએક પ્રવૃત્તિને જોનાર, અને સમગ્રરૂપે તેને એકી વખતે જોનાર એવો અનંત નેત્રોવાળો કોઇ વિરાટ સાક્ષીપુરૂષ આને જોઇ રહ્યો છે એટલું જ નહિ પરતુ એકીવખતે સઘળાં કાર્યોને તેમની પાછળ રહીને ટેકો આપી રહ્યો છે. એ અનંતમુખ સંકલ્પશક્તિવાળી વિશ્વચેતના આપણાથી ઉપર રહીને આપણને પ્રત્યેકને દોરે છે અને માનવના અજ્ઞાન વ્યકિતત્વમા "હું કર્તા છું" એવા ભાનનો આશ્રય લઈને એ સર્વદૃષ્ટા, સર્વવ્યાપી શકિત વ્યક્તિનો વિકાસ સાધે છે તથા સાથે સાથે પોતાના કાર્યનો અંશ પણ તેની પાસે—અને એમ સમગ્ર સમૂહ પાસે—કરાવી લે છે. માનવને પરસ્પરવિરોધી લાગતી પ્રવૃત્તિઓદ્વારા પણ તે પોતાના વિશાળ હેતુઓ કયા નથી સાધતી? જે મારવા નીકળે છે અને જેને તે મારવા ચાહે છે તે બન્નેને એકી વખતે જાણનાર આ વિશ્વવ્યાપી સત્તા એ બન્ને મારફત પોતાના કોઈ હેતુ પ્રત્યે સમગ્રને લઈ જાય છે. આકાશથી પણ વિશાળ, અનતાનન્ત દિશાને પોતાનામાં સમાવનાર, સદાજાગ્રત એ સ્વયંભૂ વિશ્વાત્મા સમગ્ર માનવજાતિને અને વિરાટ બ્રહ્માંડને ચારે તરફથી વ્યાપીને, એમાં ઓતપ્રોત થઇને, પ્રતિક્ષણ કોઈ અગમ્ય ઉદ્દેશ પ્રત્યે, કોઈ દિવ્ય લક્ષ પ્રત્યે દોરી રહેલ છે એમ અહીં આ એરોપ્લેનમાંથી જોતા જણાય છે. અને વેગથી ધસી રહેર વાયુ-મત્સ્યને અને એની સાથે વહી રહેલા અમને સર્વને પણ એ જ દોરી રહેલ નથી?

આમ એરોપ્લેનમાંથી નીચે નજર નાંખીને હું પ્રકૃતિનું દર્શન કરતાં—જમીન, ટેકરાટેકરીઓ, પર્વતો, વૃક્ષો, ખેતરો, ગામડાંઓ વગેરે જોતાં જોતાં, કોણ જાણે ક્યારે અને કેવી રીતે સ્થૂળની પાછળ સક્રિય એવા સૂક્ષ્મ જગતમાં સરી ગયો તેનું મને સ્પષ્ટ ભાન નથી. પરંતુ એ વિશ્વાત્માનું ભાન થતાં સાથે સાથે માનવના સ્થૂળ દેહની પાછળ રહેલ તેના ગૂઢ સ્વરૂપનું પણ ભાન મને સ્પષ્ટપણે થયુ. જાણે માનવનું અંતર પારદર્શક બની ગયું. એમાં

એની કામનાઓ, રાગદ્વેષો, સુખોદુઃખો, વિચારો, સંકલ્પોવિકલ્પો, ભાવનાઓ, આદર્શો સઘળું પ્રત્યેક માનવની આજુબાજુ તેના સૂક્ષ્મ વાતાવરણરૂપે આવી રહેલું જણાયું. અને માનવજાતિ,—એના સમાજો, સંઘો, પ્રજાઓ વગેરેમાં પ્રગટ થતી એકતાને પરિણામે વ્યાપક સંસ્કારિતાનું જે સમૂહ વાતાવરણ જામે છે તે પણ જોઈ શકાતું હતું. સ્થૂળ પૃથ્વીની ચારે બાજુ વાદળાઓ, સૂર્યનું તેજ, વરાળના ગોટાઓ, ધુમાડો અને ધુમ્મસનું આવરણ હોય છે તેમ માનવની આજુબાજુ એની સૂક્ષ્મ સત્તાનાં તત્ત્વોનું વાતાવરણ વ્યાપેલું હોય છે.

વિશ્વસકલનું સંચાલન કરનાર આ વિશ્વાત્મા પોતાની સંકલ્પશક્તિ વડે પ્રત્યેક વસ્તુમાં કાર્ય કરી રહ્યો છે, પ્રત્યેક વસ્તુને ટકાવી અને દોરી રહ્યો છે તો પછી માનવીના અંતરમાં વ્યક્તિસ્વાતંત્ર્યની, પોતાની સ્વાધીનતાની જે અનુભૂતિ છે તેનું શું? તે શું ભ્રમણા જ છે? ભૂખતરસના અને કામના અને વાસનાઓના ચાબખા મારી મારીને, "હું કર્તા છું," એવી ભ્રમણા ઉત્પન્ન કરીને આ નિષ્ઠુર વિશ્વાત્મા માણસ પાસે પોતાનું ધાર્યું કરાવી રહ્યો છે—એમ સમજવું? આવા આવા પ્રશ્નો મનમાં થાય એ સ્વાભાવિક છે.

પરંતુ વ્યક્તિ ભ્રમણા છે અને વિશ્વાત્મા જ વાસ્તવિક છે એ માન્યતા સંપૂર્ણપણે સાચી ન હોય, તો પણ અહં અજ્ઞાની છે અને વિશ્વાત્મા એક આધ્યાત્મિક વાસ્તવિકતા છે એટલું તો નિર્વિવાદપણે સાચું છે.

એટલામાં નદીઓવાળો પ્રદેશ આવ્યો. એના કિનારાનું દૃશ્ય જાણે જાપાની ચિત્રકારે ચીતરેલ પ્રાકૃતિક દૃશ્ય હોય તેવું બન્યું. યુરોપના Impressionists-એટલે કે અમુક સંસ્કાર કે છાપ પાડવા માટે ચિત્ર દોરનાર ચિત્રકારોની શૈલીનું પણ ગણાય એવું એ ચિત્ર હતું. પણ આ ગગનભેદી, ૧૦૦૦૦ ફીટની ઊંચાઈ પ્રાણ

શરીર માટે એક કસોટી પણ હતી ! એટલી ઊંચાઇએ મારી પેઠે એકદમ ચઢી જનાર તદ્દન સ્વસ્થ રહે તો તે અપવાદ જેવો ગણાય. સામાન્ય રીતે હવાનુ દબાણ ઓછું થતાં ફેફસાં ધીમાં પડી જાય છે અને એ જ કારણને લઇને પેટ પણ જાણે બહાર આપવાનો આવવાનો પ્રયત્ન કરે છે ! આપણે એને ઊલટી કરવાની વૃત્તિરૂપે તથા ઉબકારૂપે અનુભવીએ છીએ આ ઊંચાઈનાં પરિણામોનો કંઈક ખ્યાલ એ હકીકત પરથી આવશે કે મારી બન્ને ફાઉન્ટન-પેનોમાંથી શાહી આપોઆપ બહાર નીકળી ગઇ હતી ! અને એને રાખવાની પૂઠાની પેટીઓ શાહીના રંગમાં તરબોળ થઇ ગઈ હતી. ઘડિયાળો પણ જાણે સંભ્રમમાં પડી જઈને પૃથ્વીથી પર આટલે બધે ઉંચે વળી ટાઈમ કેવો એવો પ્રશ્ન કરતી બંધ પડી જાય છે, અથવા તો એટલી ઊંચાઈએ તો ટાઇમ જુદો જ હોવો જોઈએ એવો પોતે નિશ્ચય કરીને મરજી પ્રમાણે ચાલવા માંડે છે ! સઘળે સ્થળે અને સઘળી સ્થિતિમાં કાલમાન એક હોવાને બંધાયું નથી એનો આ પ્રત્યક્ષ પુરાવો જ ને ? પરંતુ સૌથી વધારે અસર તો હું ધારૂં છું કે માણસના નાડીયંત્ર ઉપર થાય થાય છે. ઘરરરરરરરરર એમ જરા પણ ફેરફાર વગર સતત થયા કરતો રવ આખા એરો-પ્લેનને એવાં તો વિચિત્ર આંદોલનો આપે છે કે તે આપણા શરીર સુધી પહોંચી જાય છે. શરીરનું નાડીયંત્ર પણ સૂક્ષ્મ થર-થરાટ અનુભવે છે. ઘણા મુસાફરો આંખો મીંચી દઈને ખુરશીમાં આડા પડી આ ઊંચાઈ તથા આ આંદોલનો ભૂલવાનો પ્રયત્ન કરે છે, જ્યારે કેટલાક એવા ટેવાઇ ગયા હોય છે કે એમને કાંઈ જ અસર થતી નથી.

આ વખતે આખું પ્લેન ઠંડું થવા માંડ્યું મને તો જાણે પ્લેન કોઈ ફ્રિજીડેર કે કોલ્ડ-સ્ટોરેજ હોય તેના જેવું લાગ્યું. જેમ ફ્રિજીડેરમાં શાક, ફળ, ભાજી વગેરે પદાર્થો, બગડે નહિ તેટલા માટે બરફની પેટીમાં મૂકીએ છીએ તેમ મને થયું કે એવી જ એક પેટીમાં અમે મૂકાયા હતા. અને ધીમે ધીમે શૂન્ય

૩૧૫૦૮



ડીગ્રીએ પહોંચી જઇશું એટલે પછી અમારામાં બગાડો જ નહિ થાય! ધારો કે ઠંડી ધીમે ધીમે વધે અને અમે નક્કર બરફ બની જઈએ તો કાંઈ આદિયુગના મત્સ્ય જેવું આ એરોપ્લેન અને એના પેટમાં ધીમે ધીમે ઠરીને બરફ થઇ જનાર અમે,—એ કલ્પના રમૂજી લાગી! પણ શૂન્ય ડીગ્રીએ શું થાય છે તે જાણવા માટે મારે જીવતા તો રહેવું પડશે ને! એવો વિચાર પણ આવતો હતો.

નીચે જે વિહંગ દૃશ્ય દેખાતું હતું તેને મેં મનોનેત્ર વડે જરા વિસ્તાર્યું અને જોયું તો જાણે કે હું તેની પાસે જ હોઉં તેમ મા મને જોતી હતી. એટલું જ નહિ પરંતુ વિરાટથી પણ પર અને સઘળે વ્યાપક તે મારા પ્લેનની જોડે પણ હતી અને હું તેની સર્વવ્યાપી હાજરીમાં જ "સરી રહ્યો હતો," એમ કહું છું તે પણ જાણે માનવી ભાષાનો પ્રયોગ લાગે છે. મને અને વિરાટસમસ્તને એ ચારે બાજુ વીંટળાઈ રહી હતી. સુંદરમ્, વિષ્ણુપ્રસાદ અને કૃષ્ણલાલ અત્યારે હું કયાં હોઇશ તેની અટકળો કરતા પોંડિચેરીમાં જણાયા અને આચાર્ય બાળકૃષ્ણ લાલજીનો અવાજ પણ જાણે કાને અથડાયો, "અત્યારે તો પુરાણીજી મદ્રાસથી આગળ નીકળી ગયા હશે."

આ આધુનિક વ્યવહારનાં સાધનોએ માનવની સ્થૂળ ચેતનાને પણ વિશ્વ જેટલી વ્યાપક અને વિશાળ બનાવવામાં, તેની ઇંદ્રિયો અને મનને પણ વિસ્તૃત બનાવવામાં કેટલો ભાગ ભજવ્યો છે તેનો હું વિચાર કરતો હતો એટલામાં નીચે કોઇ નદીનો આખો પટ માઈલો સુધી વિસ્તરતો દેખાયો, જાણે કોઈ શિલ્પીએ ભીની માટી, પથ્થરો અને ખડકોમાંથી એ પટ કોતરીને તૈયાર કર્યો હોય નહિ એમ લાગ્યું. અમુક જગ્યાએ ઊંચા વાંકાચૂંકા ટેકરાઓ પણ તેણે કર્યા છે અને આ કોતરકામ કરનાર તક્ષક કેવળ પ્રતિમાનિર્માતા જ નહિ પરંતુ સાથે સાથે ચિત્રકાર પણ હોવો જોઈએ! એક જ નદીનાં પાણીને કેટકેટલા વિવિધ રંગે તેણે જુદી જુદી જગ્યાએ ચીતર્યું છે!! અહીં લીલું છે, થોડે

ક્રૂર ભૂરું છે, પણે પાછું ભૂખરુ છે, વળી ગંદા લાલ રંગનુ અને બ્રાઉન પણ છે, છેક કાળું પણ છે.

ઠંડા પડતા સેલ્યૂલોઈડની પ્લેનની બારીમાથી થોડી વાર પછી નીચે જોયું તો સમસ્ત વિસ્તારમા કોઈ બાળકે ઘરઘરની રમત માડી હોય એમ નાનાં સરખાં મેગ્લોરી નળિયાના રંગનાં ઘરોની જુદી જુદી ઢગલીઓ જણાઈ કયો દિવ્ય બાળક આ ઘરઘરની રમત રમી રહ્યો હશે? અનતકાળથી તે શા માટે આ બાલિશતા આચરી રહ્યો છે? એને કોઈ ઉપયોગી કે ફરજિયાત કામ નહીં હોય એટલે લીલા ખાતર જ એ ખેલતો હશે ને? પરતુ આ બાળક તો પોતાની રમતમાં એવો મશગૂલ થઈ ગયો લાગે છે કે પોતે લીલા કરે છે અને પોતે દિવ્ય છે એ બન્ને બાબતોનુ એને સપૂર્ણ વિસ્મરણ થયુ લાગે છે! અહો! એને પોતાની દિવ્યતાનુ ભાન કયારે થશે, અને કયારે આ ઘરઘરની રમતમાથી ઊર્ધ્વમાં આવેલા પોતાના અસલ રહેઠાણનુ એને ભાન થશે? અસલ ઘરનુ સ્મરણ થતા જ શું તે આ અહીંની ઘરઘરની રમત મૂકી દેશે? હુ નથી ધારતો એ સાચે જ કોઈ દિવ્ય બાલ હોય તો એની આ નિર્જીવ લાગતી લીલા પણ અર્થવિહોણી કી રીતે ગણાય? જ્યારે એ દિવ્ય બાળકે આ રમત માડી જ છે ત્યારે એના દિવ્ય ધામની દિવ્યતા, જ્યોતિ, સંવાદ, મધુરતા એની આ પાર્થિવ લીલામાં પણ જ્યારે પ્રગટે ત્યારે એ લીલાનું સાર્થક થયુ ગણાય

ઉપર આકાશમાંથી સૂર્યની જ્યોતિનો ધોધ વાદળામા થઈને નીચે પૃથ્વી ઉપર સર્વત્ર રેલાતો હતો. પૃથ્વી ઉપર પડતો કિરણોનો એ પ્રવાહ પાછો પરાવર્તન પામીને ઝીણી ઝીણી અનેક રગની ઝેણ અને બાષ્પરૂપે ચારે તરફ પાછો આકાશમાં પ્રસરી જતો હતો. ખેતરોની વાડો જાણે કોઈએ લીલા પીંછાં લઈને રેખાઓ દોરી હોય એવી લાગતી હતી અને એ રેખાઓ માટી ઉપર બહુ કાળજીપૂર્વક દોરાયલી હતી આ

વિહંગદૃશ્યની મારા મન પર એક છાપ એ પડી કે લંબચોરસ આકૃતિ માનવને ઘણી ગમે છે, કારણ કે એ આકાર અનેક રીતે અનેક સ્થળે મૂર્ત થતો દેખાય છે. કેટલાં ખેતરો તો લીલી રેખાની વચ્ચે બિછાવેલા લંબચોરસ ગાલીચા જેવાં હતાં.

પરંતુ સૌથી વિચિત્ર તો પાણીના વહેળાઓ હતા. આ પાણીના વહેળાઓ જમીન પર ચીતરેલાં, કે આડાં પડેલાં, વૃક્ષો જેવા દેખાતા. તે આ રીતેઃ જ્યાં અનેક ઝરણાં ભેગાં મળીને વહેળો જરા વિશાળ—એટલે મોટો, બનતો તે ભાગ જાણે વૃક્ષના થડ જેવો દેખાતો અને એ થડને દૂરની ટેકરીઓમાં થઈને અને સપાટ જમીન પર વહીને આવી મળતા નાના નાના વહેળાઓ થડ આગળ જાડી જાડી અને (પોતાના મૂળ) આગળ જતાં—પાતળી થતી જતી વૃક્ષની ડાળીઓ જેવા જણાતા. વળી પાણીના વહેળાઓનાં જમીન પર ચીતરેલાં દેખાતાં આ વૃક્ષો એક જ રંગનાં હતાં એમ ન હતું. એના તો કેટકેટલાએ રંગો હતા—કાળા, ભૂખરા, લીલા, અર્ધલીલા અને આ પ્રત્યેક પાછો પોતાની જુદી જ પશ્ચાદ્‌ભૂમિ પર હોવાથી જુદી જુદી અસર થતી. કોઇ કોઇ વહેળારૂપી વૃક્ષો સફેદ રેતીની પશ્ચાદ્‌ભૂમિ પર આરંભ કરીને આદિયુગના કોઈ પ્રચંડકાય વૃક્ષ પેઠે છેક પર્વતની ટોચ સુધી જતા હતા. કોઈકમાં નીચેના ભાગની પશ્ચાદ્‌ભૂમિ સફેદ હોય તે ઉપર જતાં ધીમે ધીમે કાળી અને ભૂરી અને સૌથી ટોચે લીલી બનતી હતી. મને ઘણી વખત પ્રશ્ન થતો કે આ વૃક્ષો તે ચીતરેલાં છે કે કોઈ અકસ્માતને લીધે જમીન પર આડાં પડી ગયાં છે! આમ પાણીના વહેળાઓ જાણે વૃક્ષરૂપે દેખાતા હતા ત્યારે ખરેખરાં વૃક્ષો જમીન પર સીધાં ઊભાં હોઈ રંગના ડાઘ હોય, અથવા તો કોઈ ડીઝાઇનની યોજના પ્રમાણે મૂકેલા રંગના ડપકા હોય એવાં દેખાતાં હતાં. વહેળાઓ અને જલસ્રોતોનું વૃક્ષરૂપે અને વૃક્ષનું કેવળ રંગનાં ટપકાંરૂપે બની જવું!—કેવું પરિવર્તન?

એટલામાં કોણ જાણે શું થયુ અને અમને બધાને એક આંચકો આવ્યો અને જાણે કોઈએ અમારા પ્લેનને અદ્ધરથી ફેંકી દીધું અને તે નીચે પડવા લાગ્યુ, થોડી જ સેકંડો માટે, અને પાછું તેને કોઈએ પડતું અટકાવ્યું બાળકને રમાડતાં રમાડતાં આપણે ઊંચુ ઉછાળીએ છીએ અને પાછુ પડતાં લાડ લડાવતા તેને ઝીલી લઈએ છીએ તેમ જાણે કોઈએ આખા પ્લેનને ઝીલી લીધું હોય એવું લાગ્યુ. નીચે જોયું તો મુંબઈ નજીક આવી ગયુ હતું.



# મુંબાઈ

મુંબાઈમાં સાંજે મિત્રો જોડે વાતચીત થઈ તે જોતાં રાજકીય વિષય મુખ્ય વિષય જણાયો આપણા લોકો રાજકીય પ્રશ્નો પર વિચાર કરે, દલીલો કરે, મનોમંથન કરે એ મને ઘણું ગમ્યું. સાથે સાથે રાજકીય સિવાય જીવનના અન્ય ક્ષેત્રો જાણે છે જ નહિ એવી મનોદશા પણ બહુ આવકારવા જેવી લાગતી નથી. વળી આપણા લોકોની રાજકીય જ ચર્ચા કેવળ જીભનો રસ ઉતારવા પૂરતી જ મોટે ભાગે હોય છે. એમ ન હોય તો શા માટે અસરકારક રાજકીય પક્ષો અને કાર્યક્રમો તૈયાર કરવામાં આવતા નથી? અને રાજકીય પ્રશ્નો લોકોને સાચે જ એટલા બધા ઉપયોગી લાગતા હોય કે તેમની આગળ ધર્મ, મીમાંસા, કલા વગેરે ગૌણ બને તો શા માટે રાજકીય કાર્ય ઉપાડીને વ્યવસ્થિત પ્રયત્નો કરવામાં આવતાં નથી? પરંતુ હજુ તો આપણા લોકો રાજકીય જીવનનો એકડો ઘૂંટે છે એટલે એવી પુખ્ત મનોદશાની આશા રાખવી વધારે પડતી લાગે છે.

હિંદુ-મુસ્લીમ પ્રશ્ન, અને ખાસ કરીને હુલ્લડનો પ્રશ્ન, ઘણાંના મનને ઉશ્કેરી રહેલો લાગ્યો. અહિંસાના સિદ્ધાંતની કસોટી જાણે કે થઈ ગઈ અને મુંબાઈમાં-તેમજ અન્યત્ર-વ્યવહારૂ જીવનના આખરી ઉકેલ તરીકે અહિંસામાં જેને શ્રદ્ધા હોય, અથવા તો ગંભીરપણે એના તરફ આકર્ષાયો હોય એવો કોઈ મળ્યો નહિ. હિંદુઓની નિર્બળતા, ભીરૂતા, કોઈ પણ ભોગે જીવવાની લાલસા, ઘણાં બચાવી શકાય તેવા નુકસાનો માટે તથા મરણો માટે જવાબદાર છે એમ મને લાગ્યું. જે પ્રજા દરેક પગલે પોલીસો વિના પોતાનું રક્ષણ કરવાની જ નથી તે પોતાની સ્વતંત્રતા

કેવી રીતે સાચવવાની છે એ પણ જોવાનુ છે. ગુજરાતીઓએ તો મુંબાઈમાં તોફાનોમાં જરા યે ગૌરવ લેવા જેવી હિંમત, વ્યવસ્થા, સંગઠન કે દાનવીરતા બતાવી લાગતી નથી

રાત્રે જૂહુના દરિયા કિનારા ફરવા ગયા.

## મુંબાઈમાં પહેલી રાત....

વિમાનમાથી ઉતર્યા પછી રાતે જ્યારે ઘરમા બધાં ઊંઘી ગયાં ત્યારે નિદ્રાએ મને રાહત આપી હોવાથી હું જાગતો બેઠો હતો તથા વચમા કાંઇક લેખનપ્રવૃત્તિ પણ કરતો હતો સમય દોઢથી પોણાબે વચ્ચેનો હશે. તે વખતે રસ્તાની સામી બાજુએથી કોઇ અજ્ઞાત મકાનની મેડીએથી જાણે મુંબઇના વાતાવરણનો પરિચય મને કરાવવાને ઉત્સુક હોય નહિ એમ કોઈ વ્યક્તિ એક પછી એક એકકેશ્વાસે ગ્રામોફોનની પ્લેટ પર પ્લેટ ધર્યે જ ગઈ. એ અજ્ઞાત વ્યક્તિ પોતે કયારે સૂતી હશે એ પ્રશ્ન મને મૂંઝવી રહ્યો જે માણસ રાત્રે પોણા બે વાગે આમ રેકોડ પરિવર્તનની પ્રવૃત્તિ કરે તે કદાચ દિવસે સુતો હશે એમ થયું. કે પછી યા નિશા સર્વ ભૂતાનામ્ એના જેવું કાંઇક સમજવું? આ રેકોર્ડો સાભળવામાં, અને જો એ ન સાંભળતો હોય તો તેમને ગોળ ગોળ ફેરવ્યા કરવામાં, એને શો રસ આવતો હશે વારુ? વારે વારે સાભળીને કદાચ એની સંવેદનશક્તિ બહેર નહિ મારી ગઇ હોય? છતા શા માટે એ રાત્રે જાગીને પ્લેટો મૂકયે જતો હતો? મેં મારી જાતને કહ્યું, "એ તો મુંબાઈ તને પોતાનો પરિચય આપે છે." ગાયનની કેટલીક લિટિઓ યાદ રહી ગઈ તે આ પ્રમાણે—

"ચલે, તુમ છોડ ચલે
અબ દુનિયામેં કૌન હમારા?"

'લાગણીશૂન્ય રાગે નિરાશાને પણ કોઇ સ્થિતપ્રજ્ઞ યોગીની પેઠે ધારણ કરનાર કોઇ વ્યક્તિનો એ શુષ્ક અવાજ હતો 'એમ

અને લાગ્યું એના હૃદયનું પ્રેમનું દર્દ પણ જાણે સૂકાઈ ગયું હોય અને એના હૃદયમા લાગણીની તીવ્રતાને બદલે ઉદાસીન નિરાશા જ ત્યાં સ્થિર થઇ ગઇ હોય, લગભગ વ્યવહારૂતાની ભૂમિકાએ પહોચી ગઇ હોય એવી થામોફોનમા ગવાતી અંગાનની લાગણી દેખાઇ. આખા ગીતની પાછળ જાણે "જગત તો એવું જ હોય" એવો અપ્રગટ સ્વીકાર પણ દેખાતો હતો એ પ્રેમની ઉદાસીન નિરાશાની લીટીઓનો ભાવ લગભગ માયાવાદ લગી વહી જતો અને જગતને જાણે મિથ્યા બનાવતો હતો.

વચમાં વચમાં સમાજવાદી અને સામ્યવાદી યુવાનોએ ગામડાની અજ્ઞાન મધુરતામાંથી શહેરની કૃત્રિમતા વચ્ચે ખેંચી આણેલા રાગો, ભાવો અને ભાવનાઓ પણ હતાં. અને શહેરને શું ? એને તો શનિવારે કે રવિવારે વખત ગાળવાનું અને પોતે આનંદ લે છે એમ માનવાનું અને અનુભવવાનુ કોઇ પણ સાધન ચાલે. એટલે આજે જ્યારે ગામડાનાં એ રાગો, તથા ધાસળાના ગીતોનાં લક્ષણો અને ભાવો,–ભરવાડણોની દર્પણની ટપકીવાળી સાડીઓની પેઠે,–શહેરોમાં ફેસનેબલ થયા છે તે કારણે ગામડાઓ પ્રત્યે સાચી સહાનુભૂતિ વધી છે એમ માનવું મને તો મુશ્કેલ લાગે છે. છતાં, પરદેશી ફેશનો જ્યારે આવે છે અને જાય છે ત્યારે આપણ: દેશની અને તે પણ ગામડાની ફેશનો છોને આવે અને જાય. આવા વિચારે મને આ ગીતો એક રીતે ગમ્યાં એમ કહું તો પણ ચાલે.

એમાં બંગાલી બાઉલ ગીતોના ઢાળો અને બંગાલનાં લોકગીતોના અન્ય પ્રકારો પણ લીધેલા જણાયા. એવી પ્રાંતીય તફડંચીથી કોઇને નુકશાન નથી એમ હું માનું છું. અને જ્યારે લોકગીતોનો પ્રચાર કરવાને જ આપણા લોકો બેઠા છે ત્યારે મુંબાઈમાં જેમ બંગાલનો પડઘો પડે છે તેમ બંગાલના સામ્યવાદીઓ પણ આપણા ઢાળો ધીમે ધીમે શીખશે અને ગુજરાતના ગરબાઓ બંગાલમાં પ્રવેશ પામશે એવી આશા હું રાખું છું.

પણ આ ગીતોના ઢાળોનો જે તાલ હતો તે મને લગભગ એક જ પ્રકારનો લાંબે ગાળે કંટાળો આપે એવો પણ લાગ્યો. ૧, ૨, ૩, ; ૧, ૨, ૩; ૧, ૨, ૩; એમ ત્રણ તાલની ગતોજ મોટે ભાગે ગવાતી. વચમાં વચમાં આ, આ, આ, ના લાંબા–ટૂંકા લ્હેકાઓ પાછા યા, યા, યા, એવી લઢણો પૂરતા પ્રમાણમાં વેરાયલી જણાતી.

"મારા તે વતનીએ એકવાર આવજો"—એક વાર આવવાનું આમત્રણ કરતાં એ ગીતમાં "મારે તે ગામડે રે એક વાર આવજો" એવો ફેરફાર પણ થતો. "આવો ત્યારે મને સદેશો કહાવજો." એવી સૂચના કરીને પછી ગામડામાં પણ હાલમાં જે વસ્તુઓ કદાચ દુર્લભ છે તે આપવાનું વચન પણ એ ગીતમા હતું "મીઠા માખણ ખાવા કાજ" એવું પણ કાંઈ સભળાયું. એ આખું ગીત શું કહેવા માગે છે તે, નક્કી કરવાનો પ્રયત્ન કરતાં મને એમ લાગ્યુ કે આ મુંબઈના શહેરીઓને કદાચ કલ્પનાનો વિલાસ પીરસાતો હશે. કારણ કે આજકાલ તો ગામડાનાં લોકો ગુજરાત, મહારાષ્ટ્ર, મારવાડ, અયોધ્યા અને છેક સરહદથી ખેંચાઈને શહેરમાં આવે છે. તેમાંના કોઈને–અને તેની ગેરહાજરીમાં મુંબઈના શહેરીને ગામડાની કોઈ સ્રી કે કોઇ Pastoral પ્રિયા—ગોપ સ્ત્રી—આમંત્રણ આપે અને એ આમંત્રણ સ્વીકારવાને પરિણામે જે જે અનુભૂતિઓ કલ્પના વડે માણી શકાય તે બધી એ ગીત રજૂ કરતું હતું. પરંતુ કલ્પનાને એકવાર બાજુ પર મૂકીને ખરેખર એ પ્રમાણે કોઇને ગામડે જવાનું થાય અને ત્યા ગીતમાં સૂચવાતી પ્રિયાનું મિલન પણ વાસ્તવિક જગતમાં બની આવે,—અરે, તે ગોપપ્રિયા માખણ વગેરે હાજર કરે, તો પણ મને શકા છે કે આ મુંબાઈ શહેરથી ટેવાયલા આ મુંબાઈગરાઓ એથી સુખી થાય કે કેમ?

વળી, એક બીજા ગીતનો આરંભ થયો, "લાખ, લાખ," વચમાં કાંઇ સંભળાયું નહિ, પણ "આંગણીએ અવસર આનંદનો"

જતી આ અસર મારી સ્વચ્છંદી આનંદની શક્તિને કુંઠિત કરતી. આવું એક બે દિવસ અને તે પણ દિવસનો અમુક સમય ત્યારે જ ચાલતું, અને ફરી પાછી મારી ગાડી મૂળ પાટા પર આવી જતી. એવા એક દિવસે સાંજે ૪ વાગે ઘનઘોર વાદળો ચડી આવ્યાં. ઋતુ પણ વર્ષા હતી. દૂર દૂર દૃષ્ટિ કરતાં કાંઈ દેખાતું ન હતું, અને થોડી જ વારમાં ઠંડા પવન સાથે જોસભેર ઝાપટું પડવા માંડ્યું બસ, થઈ રહ્યું. મારું મન મોરની પેઠે આ પ્રકૃતિની લીલા જોઈને નાચી ઊઠ્યું. પહેરેલે ખમીસે હું બહાર નીકળી પડ્યો. પ્રેમી મિત્રની વિશાદભરી બે આંખો મને જોયા કરતી હતી. મૂક વિનિમયથી તે મને ન જવા માટે જાણે કે કહેવા પ્રયત્ન કરતી હતી, પણ તે પ્રયત્નને બાજુ પર ઠેલીને હું નીકળી જ ગયો. વરસતા ઝાપટાના અંધકારમાં અદૃશ્ય થઈ ગયો. "આવ, આવ, તું ક્યાંથી આવે છે?" આટલી બધી ઉદારતાથી તું ક્યાંથી વરસે છે? કેવા પ્રકારનો આનંદ તને આ રેલમછેલમ કરવા પ્રેરે છે?" એવી એવી આ સ્પષ્ટ પ્રશ્ન પરંપરાઓ અનુભવતો હું વેગપૂર્વક દોડતો હતો! જાણે હુ એ પ્રકૃતિની ક્રિયા સાથે અજાણ્યે એક થઈ ગયો. મને ખાત્રી છે કે રૂમમાં રહેલા મિત્રના અંતઃકરણમાં મને શરદી થવાની આશંકા નહિ આવી હોય એમ નહિ—પરંતુ મારૂં આખું ય માનસ અને મારો દેહ પણ એ સુંદર ધારાસંપાત, એના વેગ અને એની શીતલતા સાથે એટલાં તો એક થઈ ગયાં હતાં કે એ આખોયે અનુભવ જાણે આનંદ આનંદ આપતો હતો! વિશ્વામિત્રિને રસ્તે ત્રણેક કલાક રખડીને વરસાદ બંધ પડ્યો ત્યારે હું બાજવાડાની સંસ્થામા પહોંચી ગયો હતો એટલું યાદ છે. પણ એ આખોયે સમય દેશના કાર્યના વિચારો કરવામાં અને એની યોજનાઓ ઘડવામાં મેં ગાળ્યો હતો એવું સ્પષ્ટ સ્મરણ છે.

બીજો પ્રસંગ: સ્કેવર બ્લોકની ઓરડીની સામેના તે વખતે હજી તૈયાર થતા મેદાનની બાજુ પર એક હોલ હતો. શરૂઆતમાં વડોદરા કોલેજ જુદી જુદી પ્રવૃત્તિ માટે એનો ઉપયોગ કરતી

બીજે દિવસે સવારે ભગવતી નટવરલાલ અને એમનો પુ: પ્રફુલ્લ મળવાને આવ્યા. લગભગ ૨૫ વર્ષે બે મિત્રોની મુલાકાત થતાં સ્મરણ પોથીનાં પાનાં પાછાં ઉકેલવા લાગ્યાં, અને કિશોર વસ્થા અને યુવાનીના કેટલાયે પ્રસંગો સચવાઈ રહેલા ચિત્રોન પેઠે જોવાયા. વડોદરા કૉલેજની સ્કેવેર બ્લૉકની એક ખૂણાન ઓરડી અને એક એમ્ફીથીયેટર ભણી બારણાવાળી ઓરડી, બે ભેરૂઓ—નટવર અને પુરાણી—શો પ્રેમ! શી મૈત્રિ! સાથે ઉઠે, સાથે વાંચે, સાથે અખાડે જાય. કોઈ જાતનું વ્યસન નહિ, ન ચહા પીએ બીડી નહિ, નાટક નહિ. સીનેમા તો તે સમયે હતા પણ નહિ—જીવન જાણે કોઈ ગંભીર કાર્ય માટે જાણે કોઈ ભારે જવાબદારી અદા કરવાની તૈયારી જેવું—આજે તે સમય પ્રત્યે પાછું જોતાં લાગે તેવું હતું. પણ અમને તે સમયે નથી લાગ્યો એનો ભાર કે ન અડી હતી ગંભીરતા. હળવે જ નહિ પણ હસતે મોઢે જે પરિણામની બેપરવાઈવાળી મનોદશામાં, અને છતાં કોઈ ફરજ અદા કરવાની ધાર્મિક વૃત્તિમાં અમે જીવતા હતા તે ખરેખર વિરોધાભાસી દશા હતી. બહારના બીજા લોકોમાંના કેટલાક કદાચ અમારી દયા ખાતા હશે એ સાચું છે. પણ એવા કોઈએ દયા તો દૂર રહી, પણ સહાનુભૂતિ દર્શાવવાની ધૃષ્ટતા કરી હશે તેમને તો જીંદગીભર યાદ રહી જાય એવો પાઠ મળી ગયો હશે એમ ધારૂં છું. કારણ કે આ સ્વેચ્છાપૂર્વક સ્વીકારેલ અમારા જીવનક્રમમાં જે અનહદ આનંદ અને લાપરવા અમે અનુભવતા હતા તે બીજા કોઈને સમજાય એવી પણ ન હતી, અને બીજા કોઈને એનો ખ્યાલ પણ ભાગ્યે આવે એવી હતી.

એક સુખદ સ્મરણ ચિત્ર આ પ્રમાણે છેઃ વર્ષાનો દિવસ હતો, સવારથી કોણ જાણે કેમ પણ એક પ્રકારની શોકની છાયા મને ઘેરી વળી હતી. કોઈ વાર એનો આરંભ મારી સ્વ. માતાના સ્મરણથી થતો. હું વ્યક્તિ તરીકેની મારી જવાબદારીઓ અદા કરવામાં નિષ્ફળ નીવડું છું એ પ્રકારની લાગણી પણ એમાં ભળી

જતી આ અસર મારી સ્વચ્છંદી આનંદની શક્તિને કુંઠિત કરતી. આવું એક બે દિવસ અને તે પણ દિવસનો અમુક સમય ત્યારે જ ચાલતું, અને ફરી પાછી મારી ગાડી મૂળ પાટા પર આવી જતી. એવા એક દિવસે સાંજે ૪ વાગે ઘનઘોર વાદળો ચડી આવ્યાં. ઋતુ પણ વર્ષા હતી. દૂર દૂર દૃષ્ટિ કરતાં કાંઈ દેખાતું ન હતું, અને થોડી જ વારમાં ઠંડા પવન સાથે જોસભેર ઝાપટું પડવા માંડ્યું. બસ, થઈ રહ્યું. મારું મન મોરની પેઠે આ પ્રકૃતિની લીલા જોઈને નાચી ઊઠ્યું. પહેરેલે ખમીસે હું બહાર નીકળી પડ્યો. પ્રેમી મિત્રની વિશાળભરી બે આંખો મને જોયા કરતી હતી. મૂક વિનિમયથી તે મને ન જવા માટે જાણે કે કહેવા પ્રયત્ન કરતી હતી, પણ તે પ્રયત્નને બાજુ પર ઠેલીને હું નીકળી જ ગયો. વરસતા ઝાપટાના અંધકારમાં અદૃશ્ય થઈ ગયો. "આવ, આવ, તું ક્યાંથી આવે છે?" આટલી બધી ઉદારતાથી તું ક્યાંથી વરસે છે? કેવા પ્રકારનો આનંદ તને આ રેલમછેલમ કરવા પ્રેરે છે?" એવી એવી આ સ્પષ્ટ પ્રશ્ન પરંપરાઓ અનુભવતો હું વેગપૂર્વક દોડતો હતો! જાણે હું એ પ્રકૃતિની ક્રિયા સાથે અજાણ્યે એક થઈ ગયો. મને ખાત્રી છે કે રૂમમાં રહેલા મિત્રના અંતઃકરણમાં મને શરદી થવાની આશંકા નહિ આવી હોય એમ નહિ—પરંતુ મારૂં આખુંય માનસ અને મારો દેહ પણ એ સુંદર ધારાસંપાત, એના વેગ અને એની શીતલતા સાથે એટલાં તો એક થઈ ગયાં હતાં કે એ આખોયે અનુભવ જાણે આનંદ આનંદ આપતો હતો! વિશ્વામિત્રિને રસ્તે ત્રણેક કલાક રખડીને વરસાદ બંધ પડ્યો ત્યારે હું બાજવાડાની સંસ્થામાં પહોંચી ગયો હતો એટલું યાદ છે. પણ એ આખોયે સમય દેશના કાર્યના વિચારો કરવામાં અને એની યોજનાઓ ઘડવામાં મેં ગાળ્યો હતો એવું સ્પષ્ટ સ્મરણ છે.

બીજો પ્રસંગ: સ્કેવર બ્લોકની ઓરડીની સામેના તે વખતે હજી તૈયાર થતા મેદાનની બાજુ પર એક હોલ હતો. શરૂઆતમાં વડોદરા કોલેજ જુદી જુદી પ્રવૃત્તિ માટે એનો ઉપયોગ કરતી

હતી. એની બાજુમાં એક શેફાલીનું–પારિજાતનું–ઝાડ હતું. રોજ રાત્રે અખાડાની મહેનત પછી થાકીને નાહી, જમી પરવારી જરા ધીમે પગલે ફરવા કે આ મેદાનની હરિયાળી પર બેસવા નીકળતા ત્યારે આ શેફાલીનાં પુષ્પોની સુગંધીનું પ્રલોભન અતિ પ્રબળ થઈ પડતું. અને અમે બે ત્રણ મિત્રો એની સુગંધ સહન થાય એટલે દૂર પવનની બાજુમાં બેસતા અથવા તો જમીન પર લેટી જતા. મોડે સુધી પારિજાતની એ મોહક સુગંધ અમારાં મનને તથા ફેફસાંને ભરપૂર ભરી દેતી–તર કરી દેતી. એની તળે ટોપલા બંધ પડેલાં ફૂલો લીલી હરીયાળીમાં તારા ખરીને પડયા હોય તેવાં રાત્રે દેખાતાં હતા. ઘણીવાર એ પુષ્પોની સુગંધની ઉષ્મા પણ મેં અનુભવી હતી.

એક પ્રસંગ નટવરલાલ ભગવતીનાં સંસ્મરણો સાથે જડાયેલો છે. ૧૯૪૭ માં જ્યારે વીલે પારલેમાં ભાઈ નટવર સાથે એમનો જ્યેષ્ઠ પુત્ર પ્રફૂલ્લ પણ મળવા આવ્યો ત્યારે એ પ્રસંગ તાજો થયો. શાંતાક્રુઝમા એક મકાનનો પહેલો મજલો ઝાંખી સ્મૃતિમાં આવે છે. સુંદર બાળક ઘુટણીયા તાણતો તાણતો ઘરમાં રમતો રમતો મારી પાસે આવે છે. એના પ્રત્યે વાત્સલ્ય થાય એ તો જેમને એના પિતા ઉપરનો મારો સ્નેહ ખબર હોય તેજ જાણી શકે. આ નિર્દોષ બાળકરૂપે જાણે કોઈ દિવ્ય આત્મા અહિં આવી ચઢયો હોય એવું મને થયું. એને માટે હું શું કરી શકું ? એવું પણ કંઈક અસ્પષ્ટ મનમાં થયું. પછી મેં એની પરિસ્થિતિ–એના કુટુંબનો વિચાર કર્યો. મુંબઈમાં સફળતા એટલે કે અર્થ ઉપાર્જનમાં સફળતા મેળવવા મથતા સમસ્ત જીવનનો વિચાર આવ્યો મને થયું આ નિર્દોષ બાળક નાની ઉમ્મરથી આ ધનની લાલસાવાળા વાતાવરણમાં ઉછરશે તો એના જીવનનાં મૂલ્ય કેવાં હશે ? મેં એની માતા પ્રત્યે ખૂબ લાપરવા અને કંઈક ટકોરના ભાવે કહ્યું–" શશીબ્હેન, શશીબ્હેન ! આને અત્યારથી નક્કર સોનાની બેચાર લખોટીઓ રમવા માટે આપજો, કે એને ખબર પડે કે પૈસા એ તો જીવનમાં રમવાની વસ્તુ છે."

પચીસ ઉપરાંત વરસો પછી એ બાળક જુવાન તરીકે જ્યારે મને મળવાને આવ્યો ત્યારે મને એટલું તો થયું કે એના અંતરમાં ધન ઉપરાંત ઘણીએ અમૂલ્ય વસ્તુઓને માટે સ્થાન હતું અને મારી શુદ્ધ મનથી પ્રભુપ્રત્યે નિવેદન કરેલી એક સાદી કામના નિષ્ફળ ગઇ ન હતી.

ત્રીજો પ્રસંગ :–ભરૂચના કૃષ્ણલાલ સુરતી જોડેનો સાંભરે છે, એમ તો ઘણાએ પ્રસંગો સ્મૃતિમાં તરવરે છે, પણ બધા કાંઈ ઓછા પ્રગટ કરી શકાય ! એકવાર સાંજે પાચ વાગે બાજવાડા ગયા. મંદિરમાં જવા માટે રિવાજ પ્રમાણે હું કોલેજની બોર્ડીંગમાંથી લગભગ દોડતો નીકળ્યો. રસ્તે વિશ્વામિત્રિ નદીના પૂલની એક ધારે વીસ પચ્ચીસ માણસો ભેગાં થઈને કુતૂહલપૂર્વક નદીના કોતરમાં કાંઇક જોઇ રહ્યા હતા. એમાં ભાઈ કૃષ્ણલાલ પણ હતા. એમને જોઇને હું જરાક અટકયો; નહિ તો કદાચ આપણાં સામાન્ય લોકોની નિરર્થક હોય છે એવી કુતૂહલ વૃત્તિ મને ભાગ્યે રોકત.

જોયું તો નીચે નદીના પાણીની બાજુના કાંપમાં એક ગાય ખૂંપી ગઈ હતી. અને પૂલ ઉપર ઉભા રહેલા ૨૦–૨૫ માણસો એના પ્રત્યે દયાની લાગણી, સહાનુભૂતિ, શોક, એમ અનેક પ્રકારની લાગણીઓ રેલાવતા હતા. મેં કૃષ્ણલાલને કહ્યું: "અહીં ઊભા રહેવામાં શો સાર છે ? એનો માલિક આવીને કરશે જે કરવું હશે તે; નહિ તો હમણાં નીચે ઉતરીને એને બહાર કાઢીએ. પણ અહીં ઊભા રહીને જોવાનો કે સહાનુભૂતિ દર્શાવવાનો, મને તો કશો જ અર્થ દેખાતો નથી." એમને પણ મારી દરખાસ્ત થોડી નવાઇ જેવી, તો કદાચ થોડી પડકાર નાખવા જેવી પણ લાગી હશે. ગમેતેમ એમણે સહકાર આપવાની તૈયારી બતાવી એટલે એકજ ક્ષણમાં અમે બંને સડસડાટ નીચે ઉતરી ગય કચ્છાની લાંબી પટ્ટી કાઢીને ગાયના બહાર રહેલા શરીરના ભાગે પર લપેટવા પ્રયત્ન કર્યો અને જરા જોર કરતાં તો બાકીનં

જોર પોતે કરીને ગાય લગભગ આપોઆપ બહાર આવી. અને આ બધી ક્રિયા પાંચ મિનિટ પહેલાં પતી ગઈ. અમે બહાર આવીને રસ્તે પડયા.

મને તો હંમેશાં આપણી પ્રજાના આવા અવ્યવહારૂ લાગણીવેડા વિષે ભારે અણગમો–લગભગ તિરસ્કાર જ રહ્યો છે. બધાંનું કામ એટલે સાર્વજનિક કામ, એટલે કોઇનુંજ કામ નહિ. એવી જ લાગણી આપણામાં વર્ષોથી ઘર કરીને રહી છે. રેલવેમાં કાંઈ કરવાનુ હોય તો આપણા સમાજમા તે માથે લઈને કરનાર વ્યક્તિ ભાગ્યે નીકળે છે! કંપનીને તેના નિયમ પ્રમાણે ચલાવવાની ફરજ દરેક વ્યક્તિની છે એ ભાન પણ આપણા લોકને નથી. કોઈ નોકર લાંચ લેતો હોય, નિયમનો ભંગ કરતો હોય તો તેના વિરૂદ્ધ આંદોલન કરવાની ફરજ પ્રત્યેક નાગરીકની છે. એમ કોઈ પ્રસંગે મદદ કરવાની જરૂર હોય તો દરેકે પોતાનાથી થાય તે કરી છુટવું જોઇએ. તેને બદલે આપણા લોકો ઘણુંખરૂ ભીરૂ થઈને એવી જગાએથી નાસી જાય છે અથવા જગા નિર્ભય હોય તો કાંઈ કરવાને બદલે નકામા ઊભા રહી ભીડ કરીને, નિરર્થક સહાનુભૂતિ, નિર્વીર્ય કોપ કે મિથ્યાં પ્રયાસ કરવામાંજ સમય અને શક્તિ બન્ને નકામાં ગુમાવે છે.

## ...અવકાશની રંગલીલા...

મુંબાઇથી અમદાવાદ જવા માટે હું સાંજે ૪॥ વાગે ફરીથી ઊડયો. એરોપ્લેનમાં સંધ્યાકાળની મારી એ પહેલી મુસાફરી હતી. મુંબાઈ પાસેના આકાશમાં વાદળાંઓ સફેદ વરાળ જેવાં આકારના કે રૂપહીન થઇને સઘળે વ્યાપી ગએલાં જણાતાં હતાં. સઘળું વાતાવરણ જાણે ધુમ્મસથી કે સફેદ તેજસ્વી ધુમાડાથી ભરેલું હોય એવું ધૂંધળું જણાતું હતું. આ દૃશ્ય અસાધારણતાવાળું તો હતું જ પરંતુ કોઈ અપાર્થિવ, વિચિત્ર ભાવને પ્રેરનારું

પણ હતું. નીચે મુંબાઈ પાસેના સમુદ્રનાં પાણીનો વિસ્તાર અને ઉપર આ તેજસ્વી ધૂંધળા વાદળાવાળા આકાશનો વિસ્તાર બન્ને એકબીજામાં ભળી જઈને અસ્પષ્ટ અનંતતામાં વિસ્તરતા હતા. અને એ ધૂંધળા તેજસ્વી વાતાવરણની પેલી પારથી સૂર્યનારાયણ પોતાની પ્રખર પરંતુ એ ધૂંધળા વાદળાંઓના વિસ્તારમાં આવીને અટવાઇ જતી જ્યોતિરેખાઓ રેલાવતો હતો. પરિણામે કેવળ ધૂધળો પ્રકાશ જ દેખાતો ! અહીં મેં પ્રથમ જોયું કે પૃથ્વી ઉપર ઊભા રહીને આકાશમાં જે મેઘધનુષ્યની રંગલીલા જોવામાં આવે છે તેને ક્યાંયે ટપી જાય એટલા રંગોના પટો ને રંગની લીલાઓ આકાશમાં ગતિ કરનારા અમારા વિમાનમાંથી જોઇ શકાતાં હતાં ! આકાશમાં ઊડીએ છીએ ત્યારે પૃથ્વી પરના રંગો અને રંગોનો પટ પણ જાણે વિસ્તારને પામે છે. પૃથ્વી ઉપર કદી નહિ જોએલા એવા રંગો. અહીં દેખાવા લાગ્યા, એટલું જ નહિ પરંતુ તે ક્ષણેક્ષણે બદલાતા પણ હતા. એ જોઈને મને હિમાલય યાદ આવ્યો. સાંભળ્યું છે કે હિમાલયનાં હિમાચ્છાદિત શિખરો પર જ્યારે સૂર્યોદય કે સૂર્યાસ્ત થાય ત્યારે ત્યાં રંગની પણ અનંત લીલા વિસ્તરે છે, કલ્પનાતીત રંગોની લ્હાણી ત્યાં થાય છે અને કોઈ દૃષ્ટા જ્યાં હોતો નથી ત્યાં, અખંડ મૌનની નીરવતામાં પ્રકૃતિ પોતાની સૌંદર્ય સમૃદ્ધિની ભવ્યતાનો આવિર્ભાવ કરે છે. કોને માટે ? પોતાના કલાસર્જનમાં આત્મતૃપ્તિ શોધતા કોઈ કલાકાર પેઠે 'સ્વાંતઃ સુખાય'—પોતાના જ અંતરના સંતોષ માટે ? કે પછી, માનવદ્રષ્ટિને અદૃશ્ય એવા કોઈ દ્રષ્ટાના આનંદને ખાતર ? કે પછી, અંદરથી બહાર પ્રગટવું, એ પ્રકૃતિ માત્રની સ્વાભાવિક સ્ફુરણા જ છે ? કે પછી અતરમાં ગૂઢ કે તિરોભૂત એવા સૌંદર્યને બહાર લાવવું-અભિવ્યક્ત કરવું એ વસ્તુ માત્રનો ધમ છે તેથી ?

થોડી વાર ચારે બાજુ રગની લીલા થયા કરતી હતી તે જોતા એમ લાગ્યું કે અમારું વિમાન આકાશમાં સ્થંભી ગયું છે

અને તેની ચારે બાજુએ રંગોના રંગો ભર્યું વાતાવરણ ચાલ્યું જ જાય છે. આવો જાંબલી રંગ, અને આવો આસમાની–લાલ રંગની ઝાંયવાળો આસમાની, આવો બદલાતો સુવર્ણની ઝાંયવાળો લીલો, આવો સુંદર ગુલાબી કદી જોયા ન હતા અને કલ્પી પણ ભાગ્યે જ શકાય.

•

થોડી વારે જાણે રૂના ઢગલા અદ્ધર લટકતા હોય તેમ વાદળાંઓ લટકતાં લટકતાં ને ધીમે ધીમે ગૌરવપૂર્વક સરવા લાગ્યાં. અમે વાદળાંઓના છુટા છુટા આ ઢગલાઓને જોઈ શકતા એટલું જ નહિ પરંતુ એના મોટાં મોટાં પડછાયાઓ જમીન પર પડતા તે પણ અમે જોઇ શકતા. ત્યાર પછી ચારે બાજુએ એટલાં તો ઘન વાદળાં પ્રસરી ગયાં કે જમીન પણ દેખાતી બંધ થઇ. લાગ્યું કે અમે હવે વાદળાંથી ઉપર આવેલા આકાશમાં એટલે કે જાણે સ્વર્ગલોકમાં હતા! અમારી અને પૃથ્વીની વચ્ચે વાદળાંઓ આવેલાં હતાં તે અંતરિક્ષનો પ્રદેશ બન્યો અને તેની નીચેની જમીન એ પાર્થિવલોક, એમ ત્રિલોક જાણે પ્રત્યક્ષ થયા?



# અમદાવાદની મુલાકાત

અમારું વિમાન અમદાવાદની ઉપર આકાશમાં એક ચક્કર ફરીને ભૂમિની નજીક ઉતરવા લાગ્યું અને મારે માટે અમદાવાદની ખરૂ જોતાં ગુજરાતની-ભૂમિ પર પગ મૂકવાનો સમય નજીક આવ્યો. આ પહેલાં જ આકાશમાં ઉડતાં અમદાવાદનાં કારખાના-ઓનું અને સાબરમતી નદીનું વિહંગ દૃશ્ય મેં જોઇ લીધું. "કેટલાએ વર્ષોના ગાળા પછી હું આ ભૂમિ ઉપર પગ મૂકવાનો છું" એવો વિચાર એક જ ક્ષણ મનમાં આવી ગયો અને પછી તો જાણે ચેતનાના કોઈ ભાગમાં અવિભાજ્યપણે રહેલો ભૂતકાળ—એ ભૂતકાળના જીવનની પ્રવૃત્તિઓમાં ભાગ લેનાર વ્યક્તિઓ અને સંસ્થાઓ, ગામો, શહેરો અને ગામડાંઓ સઘળું જાણે જીવંત હોય તેમ સંગ્રહાયેલું હતું તે જાગ્રત થયું. તેમાં દૃષ્ટિ કરતાં મેં જોયું કે વર્ષોનાં વહેણથી એમાં ખાસ કશો ફેર પડયો ન હતો એ જગત જાણે કોઈ શાશ્વત જગતનો અનશ્વર વિભાગ હતો, અને એ વિચાર સાથે જ જાણે ચિરપરિચિત ગૃહમાં પ્રવેશ કરતો હોઉં એવી સરળતા અને પરિચિતતાપૂર્વક હું વિમાનમાંથી નીચે ઉતર્યો અને એરોડ્રોમ ઉપર લેવા આવનારા સ્નેહીઓ મારફત સમસ્ત ગુર્જર ભૂમિના પ્રેમનો જુવાળ જાણે મારા પર ફરી વળ્યો! એક ક્ષણભર એ ઊર્મિઓનાં પૂરનો પ્રત્યુત્તર આપતો હું પણ તેમાં તણાયો—ખરૂં જોતાં મેં મારી જાતને તણાવા દીધી—પછી તો અંતરમાં સદા જાગ્રત એવી જ્યોત આપો આપ સ્થિર બનીને વ્યક્તિ, વ્યક્તિના આવકારનો, આદરનો અને પ્રેમનો પ્રત્યુત્તર વાળી રહી. સ્વાગત કરવા આવેલી મંડળીમાં ડૉ. હરિપ્રસાદનો પ્રેમ કેટલાએ વર્ષોનો જુનો છતાં જાણે નિત્ય

નવીન હોય તેવો ન ભૂલી શકાય એવો હતો. એમણે ગુજરાતને અવાસ્તવિક સ્વપ્નરૂપે જોયું નથી; હિંદને પણ એમણે કેટલીક વ્યક્તિઓમાં અને આદર્શોમાં સંક્રાંત કરીને મૂર્ત કર્યું છે. એટલે જ્યારે જ્યારે ડૉક્ટર હરિપ્રસાદ વ્યક્તિ જોડે સંબંધમાં આવે છે તથા તેને પરિણામે જે જે ભાવ પોતે અનુભવે છે ત્યારે ત્યારે એ વ્યક્તિની સાથે એમનાં માનસમાં સમસ્ત ગુજરાત, હિંદ કે કોઈ મૂર્તિમત આદર્શ જાગ્રત હોય છે. આમ હોવાથી એમની જોડે વિચારભેદ, પદ્ધતિભેદ કે પથભેદ ગમે તેટલો હોય છતાં પોતાના હેતુમાં, આદર્શમાં અને તેના પ્રત્યેની નિષ્ઠામાં વ્યક્તિ શુદ્ધ હોય તો ડૉ. હરિપ્રસાદ એની સાથે ઘણો આર્દ્ર સંબંધ રાખી શકે છે. આ વખતે એમના સમગ્ર કુટુંબના પ્રેમમાં જે ન્હાયો છું તે સ્વકુટુંબમાં ન્હાયો છું એમ ન કહું તો ખોટું જ ગણાય. કારણ કે એમના પુત્રો ગાઢ પરિચયને લઇને મારા માનસ પુત્રો છે. રવિ એટલો પ્રેમાળ છે અને ઇંદુ એટલો બધો લાગણીવાળો છે કે ગુજરાતમાં હું કેમ નથી રહેતો એ તેમની મૂંગી ફરિયાદ એમનાં મુખ ઉપર પણ હું વાંચી લઉં છું. અને રવિની નાની પુત્રી ઉર્મિ તો હદ છે! તમારે અભિનય–અને તે પણ અશિક્ષિત, કેવળ નૈસર્ગિક અભિનય–જોવો હોય તો ઉર્મિને જોવી.

૨૩ વર્ષે મળેલા સ્વજનોનાં સન્માન આદર અને ભાવ પ્રત્યેનું પ્રતિકાર્ય એરોડ્રોમ ઉપર સ્વસ્થતાથી થતું હતું ત્યારે ડાકટરની આંખમાંથી પ્રેમાશ્રુનો પ્રવાહ વહેતો હતો. સત્યની દેવી દુરાધ્ય છે. એની આરાધના કોઈ પ્રકારનાં તપ વિના અશક્ય છે. એવો કાંઇક અસ્પષ્ટ વિચાર એમના મનમાં રહ્યો હોય એ શક્ય છે.

જે સત્યને સ્પર્શે છે તે આત્મવિત્ બને છે, तरति शोकं आत्मवित् ડાકટર તો કલ્પનાની સહાયથી કદાચ આ દૃશ્યની પાછળની ભાવ ભૂમિકામાં વહેતા હતા અને એની રેલનાં પાણી જ જાણે એમની આંખોમાં છલકાતાં હતાં. પ્રેમ, આદર, માન, બહુમાન એમ અનેક ભાવોની અવસ્થાઓ રજુ કરતી વ્યક્તિઓ

ત્યાં હતી. યુવાવસ્થાએ પહોંચી ગયેલા બાળકો મેં જોયા. મધ્યવયને પહોંચેલા યુવાનો પણ ત્યાં હતા અને વૃદ્ધાવસ્થાને પ્રાપ્ત થયેલાં આધેડ સ્ત્રી પુરૂષો પણ હતાં! આ દૃશ્યને સંઘરવાની લોભીવૃત્તિવાળા .યુવાન થઈ ગયેલા બાળકો કેમેરા લઈને પણ આવ્યા હતા! એમની મીઠી આગ્રહી 'માગણીઓને ૨૩ વર્ષે આવનાર વડીલ નકારી પણ કેવી રીતે શકે?

ઘણાં વર્ષે અભ્યાસ વગર કોઈ સભા મંડપ સમક્ષ ઉભા રહેવું અને અનભ્યાસની એ દશામાં ભાષણ આપવાને યોજાવું એ કોઈને માટે પણ એક કસોટી કરે એવી અવસ્થા છે એટલે જ્યારે તા. ૨૮ મી એપ્રીલે મારે ધર્મ પરિષદના મંડપમાં જવાનું થયું ત્યારે 'કાંઈક નવી અપરિચિત પરિસ્થિતિમાં મૂકાયો છું એમ તો મને નિશ્ચિતપણે લાગ્યું. કાગળો દ્વારા મેં પરિષદના મંત્રીને અને ભાઈ હરિપ્રસાદને મારો મુદ્દો સ્પષ્ટ કરવા પ્રયત્ન કરેલો કે હું "ધર્મની" પરિષદમાં શા માટે માનતો નથી. પરંતુ એ બધું છતાં જ્યારે હું અમદાવાદ પહોંચ્યો ત્યારે બે મિત્રો સ્વામી અદ્વૈતાનંદજી અને ડૉ. હરિપ્રસાદ તથા ધર્મપરિષદના મંત્રી પણ રાત્રે મુલાકાતે આવેલા અને મારે બોલવું કે નહિ તેનો નિર્ણય કરવાનું કામ મેં સ્વામી અદ્વૈતાનંદ અને ડૉ. હરિપ્રસાદ ઉપર છોડી દીધું. મારે બોલવું એવા એમણે રાત્રે લગભગ ૧૦॥ વાગે કરેલા નિર્ણયને માન આપીને બીજે દિવસે સવારે ૮॥ વાગે હું પરિષદના મંડપ તરફ ગયો ત્યારે કેટલાક મુદ્દાઓ સિવાય વધારે ટાંચણ મારી પાસે ન હતું. પરંતુ ત્યાં ગયા પછી મેં જોયું કે પરિષદના સભાગૃહનું વાતાવરણ મને ઘણું અનુકૂળ હતું. સમગ્ર સભાગૃહ તરફથી અમૂક પ્રકારના સદ્‌ભાવની અને કાંઈક અંશે ભક્તિની લાગણી શ્રી અરવિંદ પ્રત્યે વહેતી જણાઈ. એટલે જ્યારે હું બોલવા ઉભો થયો ત્યારે જનમેદનીમાં જાગ્રત એવી કોઈ ગ્રાહકતાના પ્રત્યુત્તર રૂપે બોલતો હોઉં એવું મને લાગ્યું. સાચી જીજ્ઞાસા સંતોષ આપતાં જે સ્વાભાવિક આનંદ થાય છે એવોજ

સંતોષ હું ભાષણ કરતાં અનુભવતો હતો. ખૂબ શાંત વાતાવરણમાં મારૂં બોલવાનું થયું એપણ ઘણી અનુકૂળ પરિસ્થિતિ ગણાય.

આમ તો હું બોલ્યો અને કદાચ ઠીક ઠીક બોલ્યો એમ મિત્રોના કહેવાં ઉપરથી પાછળથી જાણ્યું, તો પણ તે જ દિવસના કેટલાક વક્તાઓ જે રીતે, જે જુસ્સાથી બોલતા હતા, તે રીતે અને તેવા જુસ્સાપૂર્વક હું કોઇ પણ દિવસ ધર્મ જેવા વિષય પર બોલી શકીશ કે નહિ તેની મને શંકા છે. આવા વિષયમાં ભાષણની અસરકારકતા વિશે એમના જેવી ખાત્રી મારામાં મેં અનુભવી નથી એ સ્પષ્ટ છે. વ્યાસપીઠ ઉપર ઔપચારિક ઓળખાણો થયા ઉપરાંત, પરિચિત મિત્રો અને ઓળખીતાઓ પણ મળ્યા. પરિષદના મંત્રી મી. શેઠ ઘણા શ્રદ્ધાળુ અને ભાવિક હતા. ભાષણને પરિણામે પરિષદના ઉપર એક પ્રકારની તાત્કાલિક અસરનું મોજું ફરી વળ્યું જણાયું.

પરિષદમાંથી અમે સીધા ભાઇ હરિસિંહ ઠાકોર જેનું સંચાલન કરે છે તે મ્યુનીસીપાલિટિના વ્યાયામ વર્ગમાં ગયા. પોતાના મકાન અને મેદાનવાળી એ સંસ્થા જો સુવ્યવસ્થિત રીતે ચાલે તો કેટલાએ વ્યાયામ વિશારદોને શિક્ષણ આપવાની શકયતા ધરાવે છે તે જોઇને ઘણો આનંદ થયો. હું માનું છું અને આશા રાખું છું કે ભાઈ હરિસિંહની વ્યવસ્થા નીચે એનો પૂરેપૂરો સદુપયોગ ગુજરાતને વ્યાયામ વિશારદો પૂરા પાડવામાં થતો હશે. રજાઓને લીધે હું સંસ્થાને તેના દૈનિક કાર્યક્રમમાં જોઇ શકયો નહિ.

ત્યાંથી જે લોકોએ હું પોંડિચેરીથી નિકળવાનો છું એમ સાંભળીને પોતાને ઘેર ઉતરવાને પ્રેમ અને આગ્રહભર્યા આમંત્રણો પત્રો અને તારો દ્વારા મોકલ્યાં હતાં તેમને ઘેર અમે ગયા. સાંજે ભાઇ નિરૂ દેશાઇની સાથે દશ બારેક વ્યાયામ મંદિરોની મુલાકાત લીધી. એમાં બે વસ્તુઓ ઉપર મારૂં ધ્યાન વધારે ખેંચાયું. (૧) અમદાવાદ શહેરમાં જે ધૂમાડો અને ધૂળ ખાસ

કરીને સાંજના સમયે આખા વાતાવરણમાં ઝઝૂમી રહેલાં દેખાય છે તે વ્યાયામ મંદિરમાં જતાં બાળકોને અને જુવાનોને નુકશાનકારક તો છે જ, પરંતુ મારૂં માનવું છે કે અમદાવાદ શહેરમાં બાલમરણનું તથા ક્ષયરોગનું જે મોટું પ્રમાણ છે, તેને માટે આ વાતાવરણ મોટે ભાગે જવાબદાર છે. અમદાવાદના શહેરીઓએ અને ખાસ કરીને મ્યુનિસિપાલિટિના સભ્યોએ તથા મહાસભાના નેતાઓએ આ પ્રશ્નનો ઉકેલ જેમ બને તેમ જલ્દી લાવવો જોઈએ. કોલસાના બળતણ વગર મિલો ચલાવી શકાય, એટલે કે પૂરતા પ્રમાણમાં વિજળીની શક્તિ પૂરી પાડી શકાય, તો એ એક ઉપાય વિચારવા જેવો છે. નહિં તો વાતાવરણમાંથી ખરાબ રજકણોને આકર્ષણ કરીને દૂર કરે એવાં યંત્રો શહેરમાં જૂદી જૂદી જગ્યાએ ગોઠવવાની વ્યવસ્થા થવી જોઈએ. અમદાવાદ જેવા સમૃદ્ધ શહેરને માટે આવી કોઈ યોજના આર્થિક દૃષ્ટિએ અસંભવિત ગણાવી જોઈએ નહિ. (૨) શહેરનું રક્ષણ કરવા માટે સ્વયંસેવકોનું તાલિમબદ્ધ દળ તૈયાર કરવું એ હવે આ સ્વરાજ્યના જમાનામાં તો એક સામાન્ય ફરજ ગણાવી જોઈએ. આને માટે હાઈસ્કૂલોનો, વ્યાયામ મંદિરોનો, કોલેજોનો અને યુવાનોની બીજી સંસ્થાઓનો ઉપયોગ કરી શકાય. પરંતુ લશ્કરી તાલિમ આપવા માટે કોઇ એવી યોજના થવી જોઈએ કે આ આખીએ પ્રવૃત્તિ સુસંકલિત બને અને ઓછામાં ઓછા ખર્ચે લશ્કરી તાલિમ બધાને પહોંચી રહે, વળી, એક કસ્તાં વધારે રાઈફલ કલબ હોય તો જ આવા મોટા શહેરની જરૂરને પહોંચી વળાય.

મોડી સાંજે ભદ્રની સંસ્થાની મુલાકાત લઈને કેટકેટલાં સ્મરણો અમે ભૂતકાળમાં શમી ગયેલાં તેમને જાગ્રત કર્યાં. અમદાવાદની ઘણી જગ્યાઓ મારા જેવાથી ઓળખાય એવી રહી ન હતી. ભદ્રમાં જૂના ઘરોની જે હારો હતી તે અદૃશ્ય થઈને નવી જ હારો ઉભી થઈ હતી. એટલા બધા ફેરફારો છતાં સાબરમતીના રેતાળ કિનારા ઉપર ઉભેલા કોટની પાસે આવેલી

જૂના ભદ્રના અખાડાની જમીન હું ઓળખી શકયો. ત્યાં પહેલ વહેલી અખાડાની માટી ખોદનાર અને હવે વકિલ બનેલ તે સમયના વિદ્યાર્થીઓ પણ સાથે હતા. ભદ્રની સંસ્થાનુ પાકું મકાન થયેલુ જોઇને આનંદ થયો હું આશા રાખુ છું કે એ પાકા મકાનના જેટલા જ સગીન કાર્યકર્તાઓ એને ઉત્સાહ-પૂર્વક આગળ ધપાવશે. ભદ્રથી પાછા ફરતાં ભદ્રની વ્યાયામ શાળાના જૂના વિદ્યાર્થી શ્રી. વસતરાવ હેગિષ્ટે જેને એક આશા-સ્પદ કિશોર તરીકે મે વર્ષો પહેલાં જોયેલો તેને ત્યાં જવાનુ મન અમે રોકી શકયા નહિ સમસ્ત ગુજરાત જેને જાણે છે તે વસતરાવ હવે ન હતો, તો પણ એણે કરેલ સ્વાર્પણ અમદા-વાદમા અને ગુજરાતમાં જીવન્ત છે. તદ્દન સામાન્ય એવા એમના ઘરમા જ્યારે અમે ગયા ત્યારે એની માતાને અને માતાના શોકાતુર હૃદયને કાંઈક સાંત્વના આપીને સ્વતંત્ર હિંદમાં આવાં બલિદાનો વધારે ને વધારે આવશ્યક બનશે એ વાત સમજાવીને વીરતા મૃત્યુથી ડરવાને બદલે તેની મૈત્રી સાધે છે અને મૃત્યુ પણ સાચી વીરતાને વધાવે છે એ વાત યથાશક્તિ સમજાવવા પ્રયત્ન કરી અમે પાછા ફર્યા. કમનશીબે સ્વતંત્ર થયેલું હિંદ અનેક વસંતરાવો અને અનેક રજબઅલીના બલિદાન કયારનુયે લઈ ચુકયુ છે અને હજીપણ એનો અંત દેખાતો નથી !

બીજે દિવસે સાજે વ્યાયામ મદિરના જૂના કાર્યકર્તાઓ વિદ્યા-ર્થીઓ અને મિત્રોને પ્રેમાભાઇ હોલમાં મળવાનું થયું તે અમદા-વાદના રહેવાસ દરમિયાન મારા સૌથી વધારે સુખદ્ સ્મરણોમાંનું એક છે. ત્રણસો કરતાં વધારે ઉત્સાહી, ઉમંગી અને ભાવિક ચહેરાઓ જેમાનો એક એક ભૂતકાળના કોઇ સુખદ સંસ્મરણમાં અનેરા આનંદમય જગતને મન વડે પ્રત્યક્ષ કરી તેમાં પોતે વિચરતો હોઈ જીવનની સૌ વિષમતાઓ તેટલા સમય માટે ભૂલી જતો મને લાગ્યો જાણે ફરીને એ વ્યાયામ મદિરોની કલ્લોલતી ટોળીઓ, કિશોરોની અને યુવાનોની બનેલી ઉમંગી, નિર્દોષ,

શિસ્તબદ્ધ અને સેવાભાવી મંડળીઓ, જાણે કોઇ સમારંભમાં એકઠી થઈ ન હોય! વ્યાયામ મંદિરોમાં તે સમયે સેવા કરવાની વ્યવસ્થિત અને સંગઠિત રીતે કાર્ય કરવાની જે ધગશ હતી, જોખમો વહોરવાની જે ઝિંદાદિલી હતી, પરાક્રમ કરવાનો જે થનગનાટ અને હિંમત હતાં એ બધાં કાળનું વહેણુ વટાવીને જાણે અહિં પ્રેમાભાઈ હૉલમા ફરીને મૂર્ત થતા લાગ્યાં. એ એક સભા ન હતી પરંતુ એક વિશાળ કુટુંબનું પુનર્મિલન હતું. કયા કિમિયાથી, કઈ શક્તિથી આ કૌટુંબિક ભાવ, આ પરસ્પર વિશ્વાસ, એકતાની આ મૂર્ત થયેલી ભાવના જન્મી હતી તેનું થોડું ઘણું ભાન મને તે સમયે પણ હતું, અત્યારે ઘણું વધારે છે. એ અમારી મૂર્તિમંત એકતાનું મૂળ નહિ સમજનાર છતાં એ એકતાને અનુભવનાર એવા ઘણા ભાઈઓનાં મનમાં અનેક ગૂંચવણો ઉભી કરનારા પ્રશ્નો હોય એ સ્વાભાવિક છે. ૧. અંતરની એકતાની અનુભૂતિ ૨. જીવનમાં તેને સક્રિય કરવાની ધગશ અને આવડત. ૩. વ્યવસ્થિત સંગઠન અને જરૂરી સાધનોનો અને સામગ્રીનો સંચય—એ ત્રણ બાબતો ઉપર પૂરતું લક્ષ આપવાથી સમષ્ટિ જીવનમાં સંઘબળ પ્રગટે છે. એમાંનું સૌથી અગત્યનું તત્વ તે અંતરની એકતા છે. એટલે કે સમષ્ટિના અંગ તરીકે, સંઘના અવયવ તરીકે પોતાની જાતને અનુભવનાર પ્રત્યેક વ્યક્તિએ પોતાના આદર્શો, વિચારો, ભાવનાઓ, સ્વાર્થ અને જીવન પણ એક છે, પરસ્પર સંબદ્ધ છે એવી પ્રગટ કે અપ્રગટ માન્યતાનો સાક્ષાત્કાર કરવાથી અંતરની એકતા સક્રિય બનતી જાય છે અને સમષ્ટિમાં જીવનને સંગઠિત સ્વરૂપ આપે છે. માનવનાં અંતઃકરણમાં તેના પોતાનાં ચિત્તતંત્રમાં વધારે ઉંડાણમાં ઉતરીને કર્મનાં સાચામાં સાચા અને ઉંડામાં ઉંડાં મૂળોને જે વ્યક્તિ જાણે છે તે પોતાની આજુબાજુ સર્વમાં પોતાના આત્માનું અથવા પરમાત્માનું દર્શન કરતો હોઈ સર્વ કર્મોના આરંભ અને પરિણામો તેને જ સમર્પણ કરે છે. એ રીતે નિષ્કામ ભાવે સમતાપૂર્વક કર્મમાં પ્રવૃત્ત થવાથી જ ચિરસ્થાયી પરિણામો લાવે એવાં

કામ થઈ શકે છે અને એવાં કર્મને પરિણામે ચિરંજીવી આંતર-પરિવર્તનો પણ અન્ય વ્યક્તિઓમાં ઘટી આવે છે તથા સ્થૂળ પરિણામો પણ છેક નજીવાં હોતાં નથી. જે એકતાના સ્રોતમાં બાલ્ય કિશોર અને યુવાવસ્થામાં અમે સૌ એક વખત કલ્લોલતા હતા તે જ એકતાના દિવ્ય સ્રોતમાં પાછા અમે ૨૩ વર્ષને અંતે કલ્લોલતા લાગ્યા ! સૌને ક્ષણભર તો એમ લાગ્યુ કે જાણે કાળ થંભી ગયો છે, વહ્યો જ નથી અને આપણે બધા કોઇ સનાતન શાશ્વતીમાં કલ્લોલી રહ્યા છીએ. આ કારણને લઈને ફરીથી કહેવું પ્રાપ્ત થાય છે કે વ્યાયામ મંદિરોના જૂના મિત્રો સાથેનુ મિલન સભા ન હતી પરંતુ એમાં જે અકૃત્રિમ પ્રેમ વહી રહ્યો હતો એ કારણે એ એક કુટુંબ મિલન હતું.

લેખક મિલન એ જૂદી જ જાતની સભા હતી. નાની સરખી પરતુ પોતાની બુદ્ધિના પર વિશ્વાસ રાખનારાં બુદ્ધિનો આશ્રય લઈને ચાલનારાઓની તે એક નાની મંડળી હતી. એકંદરે એનું વર્તન બુદ્ધિપ્રધાન વ્યક્તિઓની બનેલી સભાને છાજે તેવું હતું– અલબત્ત એક બે અપવાદો સિવાય. હું આશા રાખું છું કે શ્રી. અરવિંદના બુદ્ધિ વૈભવની સિદ્ધિઓનો, એમની કાર્યશક્તિનો, દર્શનશક્તિનો, વિવેચનશક્તિનો, કલાસર્જનની પ્રક્રિયામાં ભાગ લેનારાં મનઃતત્ત્વોની ગહનતાનો અને કાંઇક અંશે એમનાં સમગ્ર જીવનકાર્યોનો આછો પાતળો ખ્યાલ હું એ મંડળને આપી શક્યો હતો. છતાં, કહેવું જોઈએ કે મહારાષ્ટ્ર કે અન્ય વિદ્યાવ્યાસંગી પ્રાંતોની પેઠે આપણા પ્રાંતના વિદ્વાનો પણ શ્રી. અરવિંદ જેવા સુવિદિત અને દિર્ઘકાળ પર્યન્ત લેખન પ્રવૃત્તિ કરનાર નેતાનું વર્ષોથી પ્રગટ થતું સાહિત્ય ભાગ્યે વાંચવાની તસ્દી લે છે. અને સામાન્ય રીતે તો ન્યુઝપેપરીઆ પ્રચારના કે જન સાધારણમાં પ્રચલિત એવી અર્ધસત્ય માન્યતાઓના ઉપર જ તેઓ શ્રી. અરવિંદ જેવા મહાન મિમાંસક અને નેતા વિશેની માહિતિ માટે આધાર રાખે છે એ શોચનીય છે. એટલે એકત્ર થયેલા લેખક

સમાજમાં જ્યારે એક બે જણાએ શ્રી. અરવિંદનાં પુસ્તકોનો પરિચય સાધ્યો હતો એમ જાણ્યું ત્યારે ઘણો આનંદ થયો. ભાઈ ઉમાશંકરે અંતરના ઉમંગથી વ્યવસ્થા કરવાની બધી તકલીફ લઈને આ સમારંભ ઉભો કર્યો હતો. તેમાં નિસ્વાર્થ સાહિત્ય સેવા કરવાની એમની વૃત્તિ આગળ તરી આવતી હતી. એમને તથા એમનાં પત્નીને પૂરતી નીરાંતે મળવાનો સમય ન મળ્યો એને તો આ મુસાફરીની એક ઉધાર બાજુ જ ગણવી પડશે !

અમદાવાદ શહેર મેં છોડયું ત્યાર પછી ઘણું વિસ્તર્યું છે. જે જગ્યાએ અમે ટેકરા ટેકરીની રમતો રમતા હતા, જ્યાં અમે દૂર દૂર શનિવારે દોડવા જતા હતા ત્યાં હવે રસ્તાઓ અને બંગલાઓ થઈ ગયા છે. એને સમૃદ્ધિનું એક ચિન્હ ગણવું કે કેમ એ એક પ્રશ્ન છે. ગામડામાંથી વસ્તી ખેંચાઈને શહેરો તરફ, કારખાના તરફ આવે છે તેનું જ આ વિસ્તાર એક સ્વાભાવિક પરિણામ ગણવું જોઈએ. છતાં આ બધી પદ્ધતિસર મકાનોની બાંધણી કરનારી સહકારી મંડળીઓનો અમદાવાદમાં આરંભ કરવાનો યશ તે વખતે પ્રેમચંદ રાયચંદ કોલેજમાં ઇતિહાસના અધ્યાપક ભાઈ પ્રિતમરાય વ્રજરાય—ડો. હરિપ્રસાદના નાના ભાઈ—ના પ્રયત્નને આભારી છે. એમણે જ્યારે સહકારી મકાનોની મંડળીનો આરંભ કર્યો ત્યારે હું અમદાવાદમાં હતો. પરંતુ ત્યાર પછી તો એમની યોજનાની સફળતા જોઈને સાઠ ઉપરાંત સહકારી મંડળીઓ નીકળી છે. તેમાની બધી જ સરખા પ્રમાણમાં સફળ કે પ્રમાણિક નિવડી છે એમ પણ નથી. ગામ બહાર વિસ્તરેલી આ સોસાયટીઓનો સૌથી મુશ્કેલીભર્યો પ્રશ્ન પાણીના નીકાલનો છે. વપરાતા પાણીના યોગ્ય નિકાલ કરવાના સાધનો અને યોજનાને અભાવે કેટલીક સોસાયટીમાં મચ્છરો પણ થાય છે. જૂના અમદાવાદ શહેરની પોળોમાં જે એક જાતનું સંઘજીવન, પરસ્પર પડોશીઓ વચ્ચે એક જાતની જે સહાનુભૂતિ અને એકતા અનુભવાય છે તેવી કોઈ લાગણી આ સોસાયટીમાં

છૂટા મકાનોમાં રહેતા કુટુંબો વચ્ચે પ્રગટે છે કે નહિ તે જાણવાનો અવસર મને મળ્યો નથી. કોઈક વાર એમ લાગે છે કે એક એક કુટુંબને છૂટા રાખનારી આ સહકારી યોજનામાં એક કુટુંબનાં બાળકોને હવા, અજવાળું અને કદાચ પોતાને રમવા જેટલું ક્ષેત્ર મળે, પરંતુ બાળક સ્વભાવમાં રહેલી જૂથ બાંધવાની અને જૂથમાં રહીને વિકાસ પામવાની વૃત્તિને આ સોસાયટીઓમાં કેટલું સ્થાન કે કેટલી તકો મળતી હશે તે જોવાનું છે. બાળકોની આ સ્વાભાવિક જરૂર પૂરી પાડવા માટે કાં તો સોસાયટીઓ તરફથી ખુલ્લાં મેદાનો અને રમત ગમતનાં સાધનો પૂરા પાડવાની વ્યવસ્થા થવી જોઈએ અથવા તો શાળા કે મ્યુનિસિપાલિટિ તરફથી એવી સંસ્થાઓ ઉભી કરવાના પ્રયત્નો થવા જોઈએ. કેટલીક સોસાયટીમાં,—ઉદાહરણ તરીકે પ્રીતમનગરમાં—એ પ્રમાણે ખુલ્લું મેદાન, અખાડો તથા રમત ગમતનાં સાધનો છે તે જાણીને ઘણો આનંદ થયો.

અમદાવાદમાં જાહેર કાર્યકર્તાઓની સંખ્યા છેક નાની નથી. પરંતુ એ બધામાં ઉદ્દેશની જે એકતા, કાર્યપદ્ધતિનો સમજૂતી પૂર્વક સ્વીકાર, કાર્યદક્ષતા વગેરે સમૂહજીવનને સફળ બનાવવા માટેનાં ઉપયોગી તત્ત્વો જોઈએ તેટલા પ્રમાણમાં દેખાયા નહિ, છતાં કહેવું જોઈએ કે સાચા દિલથી જાહેર કામ કરવાની વૃત્તિવાળા જાહેર પ્રજાના સેવકો અહિં સારા પ્રમાણમાં છે એ અમદાવાદ માટે સારી નિશાની છે. સંગીન કાર્ય કરવા માટે જે આંતરનાં તત્ત્વો આવશ્યક છે તેની થોડી ઘણી ચર્ચા જાહેર જીવનના કેટલાક અગ્રણી મિત્રો જોડે થઈ. જેમાં સેવાભાવ, પરોપકાર, કોઈ મહાન્ આદર્શનું અનુસરણ વગેરે પહેલી નજરે ઉત્તમ, નિરવદ્ય, સાત્ત્વિક અને તેથી વગર દલીલે એ તો સારાં જ, એવો સ્વીકાર કરવાની માનવને પડેલી ટેવ કેટલી ભૂલ ભરેલી કોઈક વાર હોઈ શકે છે, તેનો ખ્યાલ આપવાને મેં પ્રયત્ન કર્યો હતો. માનવના પ્રાણમાં રહેલ આત્મવિસ્તાર કરવાની વૃત્તિ, સમર્થ

પ્રાણવાન વ્યક્તિઓમાં રહેલ પોતાની આજુબાજુ વર્ચસ્વ સ્થાપન કરવાની સ્વાભાવિક મહત્વાકાંક્ષા, વગેરે સામાન્ય તત્વો ઘણીવાર સેવાભાવ અને પરોપકારનું રૂપ ધારણ કરે છે. જેને પરિણામે કહેવાતા મહાન આદર્શનું અનુસરણ કરનારાઓમાં પણ હોંસાતોસી, દ્વેષ, ઈર્ષ્યા, સત્તાનો લોભ વગેરે જાહેર જીવનને કલુષિત કરે છે. એ મુદ્દાઓ પણ કેટલાક ભાઈઓ સમજી શક્યા તેથી ઘણો આનંદ થયો.

ચારે બાજુ સોસાયટીઓ ફુટી નીકળી હોવાથી અને કેટલી વાર તો ડામરના રસ્તાઓથી જોડાયલી હોવાથી તે એક આધુનિક શહેર જેવું લાગે. પરંતુ બંગલાઓ વચ્ચે ખાલી રહેલ જગ્યાઓમાં મેદાન તરીકે ખુલ્લી રહેવા પામેલ ખેતરાળ જમીનોમાં ઝુંડ બંધ ઉગેલા કેરના વેલાઓ અસલ અમદાવાદની જમીનની મને સ્થળે સ્થળે યાદ આપતા હતા. એ પાંદડાં વગરનાં કેરના ઝુંડો ઉપર આ વર્ષે—કે પછી દરેક વર્ષે ?—પીંક આછા ગુલાબી અને ખુલતા લાલ રંગનાં ફુલોનો એવો બહાર આવ્યો હતો કે તે જોતાં માનવનાં મકાનો થયાં તે પહેલાંના એ રહેવાશીઓ કેટલાં પ્રફુલ્લ હતા તથા એમની જગ્યાએ વસવા આવનાર માનવ સમાજ એમના જેવો જીવન વસન્તનો બહાર પ્રગટાવશે કે કેમ એ વિશે મને એક કરતાં વધારે વાર વિચારો આવી ગયા. આ "કરીર" એટલે કેરનાં ઝુંડોનો બહાર તો પછીથી જામનગરથી છેક દ્વારકા સુધી રેલ્વેની બે બાજુએ હું પૂર બહારમાં જોવાનો હતો અને કચ્છમાં એનો ધુળીયો અવતાર પણ જોવાનું મારે માટે નિર્માયું હતું.



# અમદાવાદની કલાયાત્રા

જ્યારથી મેં સાંભળ્યું હતું કે અવીન્દ્રનાથ ટાગોરનો ચિત્રસંગ્રહ ખરીદાઇને અમદાવાદમાં આવ્યો છે ત્યારથી મારા મનની એક મોટામાં મોટી મુરાદ એ હતી કે જો હું પોંડિચેરીથી બહાર જાઉં તો કાંઈ નહિ તો એ સંગ્રહ જોવા માટે મારે અમદાવાદ જવું ! એ સંગ્રહ સુરક્ષિત છે એમ સાંભળેલું ખરૂં. પરંતુ કેટલી મુશ્કેલીને અંતે એ જોવાનું સદ્ભાગ્ય મળે છે તેનો મને ચોક્કસ ખ્યાલ ન હતો. રા. રા. કસ્તુરભાઈ શેઠનું અથવા તો એમના કોઇ કુટુંબીજનનું અમદાવાદમાં હોવું આ ચિત્રસંગ્રહ જોવા માટે આવશ્યક છે. એ પરિસ્થિતિ જ એકલી લઇએ તો તે આ સુંદર સંગ્રહને જાહેર જનતા માટે તો ઠીક પણ મારા જેવા કલાભક્ત માટે પણ અતિ દુર્લભ બનાવી મૂકે તેવી છે. આવા સંગ્રહો તો વિદ્યાર્થીઓને, ચિત્રકારોને, કલાના અભ્યાસકોને તો ખાસ કરીને ખૂબ સુલભ હોવા જોઈએ. વળી, જનસમાજની કલાદૃષ્ટિ ખીલે તે માટે પણ સાધારણ લોકો સારી સંખ્યામાં એનો લાભ લઈ શકે એ રીતે સ્થાયીરૂપે એમને પ્રદર્શિત કરવા જોઈએ.

મેં નડિયાદના ચિત્રકાર ભાઈ કાન્તીલાલ દવેની મદદનો આ કાર્ય માટે આશ્રય લીધો હતો. એમણે મારૂં કામ સરળ કરીને આ સંગ્રહ જોવામાં અમૂલ્ય મદદ કરી છે. વિરલ ચિત્રોનો અમૂલ્ય સંગ્રહ કેવી સ્થિતિમાં ન રાખવો જોઈએ એનો નમૂનો અમદાવાદનો ચિત્રસંગ્રહ પૂરો પાડે છે. લગભગ ૨૦૦૦ જેટલા નમૂનાઓ ૨૫x૧૨ ફૂટના કદની ઓરડીમાં ઊભા લાકડાના

ચોકાઓ કરીને તેમાં એક બીજાથી છૂટા પાડવા માટે તાર ગોઠવીને ખડકયા હતા. આવી સ્થિતિમાં એ સંગ્રહ જોનારને જે મુશ્કેલી પડે તે અમારે વેઠવી પડી. પરંતુ અમારી એ મહેનત અફળ ન હતી! નંદલાલ બોઝની કેવળ રામાયણની ચિત્રાવલિ જ એટલી સુંદર છે કે જ્યારે બીજે દિવસે શેઠ કસ્તુરભાઈ મળ્યા ત્યારે મારાથી તેમને કહી દેવાયું કે "આ એકલી રામાયણની ચિત્રાવલિના જ પચાસ હજાર રૂપિયા થાય!" અલબત્ત, કલાની ભક્તિ કરનાર તેના ઉપાસકનું મૂલ્યાંકન, જરૂરિયાત અને ગણત્રીના ધોરણે ચાલતા જગતમાં, સ્વીકારાય એવો સંભવ અત્યારે તો નથી! પરંતુ એ તો પેલા પર્શિયન કવિના જેવું છે ને — "સમરકંદો બુખારારા!!"

રામાયણની ચિત્રાવલિ, બહુ જ નાની અને મર્યાદિત ફલક ઉપર કરેલી હોવા છતાં નંદલાલે ખરેખર અદ્ભુત કલાસર્જકતા પ્રસંગની ચૂંટણીમાં, આયોજનમાં અને રંગની પસંદગીમાં દર્શાવી છે. આ ચિત્રાવલિમાં નંદબાબુએ કેટલાક વિરલ રંગો જે અસરકારક રીતે વાપર્યા છે તે કલાસર્જનના ક્ષેત્રમાં મને લાગે છે કે એમનો એક અસાધારણ અને મહાન્ વિજય છે. ભૂખરો, ભૂરો, અને રાખોડિયા તથા કાળો એ રંગો અજબ સમજૂતીપૂર્વક અને સફળતાથી પ્રયોજાયા છે. રામાયણની આ સુંદર ચિત્રાવલિ હજી સુધી છપાઇને પ્રગટ થઈ નથી એ પણ કલાવિષયમાં આપણી પ્રજાની જડતા અને સુષુપ્તિની નિશાની છે.

અલબત્ત, અર્વાચીન્ હિંદની ચિત્રકલાનો અદ્ભુત અસલ નમૂનો નંદબાબુનો 'કલાન્ત શિવ' નેત્ર અને મન ભરીને અહીં જોવા મળ્યો. અને મને થયું કે ચિત્રોની પ્રતિકૃતિ છાપવાની કલામાં પણ હજી આપણો દેશ ઘણો પછાત છે, કારણ કે અત્યાર સુધી પ્રગટ થએલા સંગ્રહોમાં આ અસલની નજીક આવે એવું એકમાત્ર ચિત્ર 'રૂપમ્'-ત્રૈમાસિકમાં પ્રગટ થયુ હતું એમ યાદ છે. ઉપરાંત, અવનીન્દ્રનાથના પોતાનાં કેટલાંક મોટા અને નાના કદનાં ચિત્રો જોયાં.

એમાં મુગલ શૈલીનાં એમનાં ચિત્રો પણ જોવા મળ્યાં. સમગ્ર રૂપે જોતાં શ્રી અવનીન્દ્રનાથ ટાગોરે કેટકેટલી આયોજન પદ્ધતિઓ અજમાવી છે તથા કયાંથી પોતાનો કલાસંભાર એકત્ર કર્યો છે એ જોતાં અર્વાચીન ચિત્રકલાના એ મહાન પ્રતિભાશાળી સર્જકના બહુ શાખાવાળા વ્યક્તિત્વનો કાંઇક ખ્યાલ આવે છે. આ સંગ્રહમાં હસ્તલિખિત પુસ્તકો અને મૂર્તિઓ પણ છે. એમાં એક નટરાજની મૂર્તિ અને બીજી પાર્વતીના મૃત દેહને ખભે લઇને તાંડવ આરંભતી શિવની મૂર્તિ એ બે ધ્યાન ખેંચે તેવી છે.

ચિત્રસંગ્રહ જોતાં અમને બે દિવસમાં મળીને કુલ છથી આઠ કલાક થયા હશે. આવા સુકુમાર રંગોની છાયાવાળાં ચિત્રો બહાર કાઢવા મૂકવામાં અણઘડ નોકરનો ઉપયોગ કરવો એ આવાં ચિત્રોને નહિ સુધારી શકાય એવું નુકસાન કરવાનો ઉપાય છે. એકબે મોટાં ચિત્રોને એવું નુકસાન થએલું અમે જોયું પણ ખરૂં. એક ચિત્ર લેતાં બીજા ચિત્ર સાથે તે ઘસાય તેથી પણ પરસ્પર બન્નેને નુકશાન થયા વિના રહે જ નહિ; અને અમારી પૂર્વે કોઇ ચિત્ર જોવાને પ્રસંગે ચોકઠાની અને વાંસની અણી વાગવાને લીધે એક બે મોટાં ચિત્રોમાં કાણું પણ પડી ગએલાં મેં જોયા ત્યારે બીજે દિવસે રા. રા. કસ્તુરભાઈને મળ્યો તે વખતે અમદાવાદ જેવાં કરોડપતિઓના શહેરમાં હજી સુધી આ ચિત્રસંગ્રહ સુરક્ષિત રીતે જનસમાજ જોઈ શકે એ રીતે જાહેર ઉપયોગ માટે મૂકયો નથી એ વિષે ખેદ વ્યક્ત કરવાની વૃત્તિને હું દબાવી શકયો નહિ. અને આ કાર્ય મ્યુનિસિપાલિટિનું કે સરકારનું હોવું જોઇએ એવો જે લૂલો બચાવ કરવામા આવે છે તે વિષે એટલું જ કહેવાનું કે જેમણે કાળાં બજારો કરીને કરોડો રૂપિયા ભેગા કર્યા છે તથા જેમણે સરકારને લાખો રૂપિયાના સુપરટેક્સ આપ્યા છે, એવા કરોડાધિપતિઓના શહેરને માટે જાહેર જનતાની આવી એક જરૂરિયાત પૂરી પાડનાર વ્યકિત કે વ્યક્તિઓ ન નીકળી આવે એ તેને માટે બહુ શોભાસ્પદ નથી. કારણકે મેં રા. રા.

ભાઈ કસ્તુરભાઈને કહ્યું હતું તેમ, અવીન્દ્રનાથનો આ સંગ્રહ એ કોઈની અંગત મિલકત હોઈ શકતો નથી, સમસ્ત કલાનું એ ગૌરવ છે.

અમદાવાદમાં ચારે બાજુએ અને ખાસ કરીને શાહીબાગમાં જુદી જુદી તરેહનાં ઘણાં મકાનો બંધાય છે અને આજકાલના ધનવાનો કાંઈક યોજનાપૂર્વક મકાનો બંધાવવાના પ્રયત્નો કરે છે એ એક સારી નિશાની છે.' રા. ચૈતન્યપ્રસાદજી દીવાનજીનો બંગલો રજપૂત-મુગલ શૈલી અને વર્તમાન ભૌતિકશાસ્ત્રની પ્રગતિ એ બેના સંયોગના પરિણામે જે જાતનું સ્થાપત્ય ઉત્પન્ન થાય તેનું સુઘડ દૃષ્ટાંત પૂરું પાડે છે. એની સુરેખ બાંધણી અને બહારથી જોતાં તરી આવતી સ્પષ્ટ રેખાઓ ધ્યાન ખેંચે તેવી છે. મકાનની અંદર પણ ઘણી સુંદર નવી યોજનાઓ સફળતાપૂર્વક અજમાવાઈ છે. અને હવા અજવાળું તથા ખુલ્લી જગ્યાની સગવડ બહુ સારી રીતે કરવામાં આવી છે. શેઠ અંબાલાલ સારાભાઈનો બંગલો પણ સ્થાપત્યની દૃષ્ટિએ જોવા જેવો છે. એમની પાસે નંદલાલ બોઝે વડોદરાના કીર્તિમંદિરમાં મીરાંબાઈની જે સુંદર ચિત્રાવલી કરી છે તેનું પહેલું દોળિયું કરેલું તે સઘળી ચિત્રાવલિ અહીં ધરેલી છે. જૂના અમદાવાદના દરવાજાના નમૂના લઈને એ બંગલામાં દરવાજાઓ બનાવવામાં આવ્યા છે અને અંબાલાલભાઈના પુત્ર ગૌતમ જેણે મૂર્તિવિધાનકલાનું સારૂં જ્ઞાન પ્રાપ્ત કર્યું છે તેણે બનાવેલી મૂર્તિઓ પણ અહીં જોવા મળે છે. 'ભસ્માસુર'ની મૂર્તિ લગભગ ૭ ફુટ ઊંચી ગૌતમને એક આશાસ્પદ મૂર્તિ વિધાયક તરીકે સ્થાન આપવા માટે પૂરતી છે. વળી, એને અને કુ. ગિરાને કલાની રુચિ એક શોખ કરતાં, કે સમય ગાળવાના સાધન કરતાં, વધારે અગત્યની વસ્તુ છે એમ એમના સંસર્ગ ઉપરથી મને લાગ્યું. અમદાવાદમાંથી જૂની વસ્તુ એકત્રિત કરીને કેવળ તેમનો જ એટલે કે જૂનાં બારણાં, ... છત, છજાં, ખૂણા, થાંભી તથા સુશોભિત ગોખલા અને ... વગેરેનો ઉપયોગ કરીને ખૂબ બુદ્ધિપૂર્વક અને રુચિ...

અને ગિરાએ સાબરમતીના કિનારા ઉપર જ નાનું સરખું ઘર બાંધ્યું છે તે અમદાવાદની નષ્ટપ્રાય થતી કલાના અભ્યાસકો માટે એક અનુપમ સંગ્રહસ્થાન જેવું છે પોતાની શક્તિઓ અને સગવડોનો ભાઈ ગૌતમ બહુ સારો ઉપયોગ કરતો હોય એવી છાપ મારા મન પર પડી છે. સાથે સાથે ખૂબ અપ–ટુ–ડેટ–અદ્યતન સંસ્કારી રહેવાના પ્રયાસમાં તથા સ્થાપત્ય, મૂર્તિવિધાન વગેરે કલા વિષેના આધુનિક યુરોપીઅન આદર્શોનો અને સિદ્ધાંતોનો વિવેકપૂર્વક સ્વીકાર કરવાની–કે અસ્વીકાર કરવાની–સાવચેતી નહિ રાખવામાં આવે તો મને અંગત ભય એટલો જ છે કે આવી સુંદર શક્યતાવાળી સર્જકશક્તિ કેવળ નવીનતા અને વિચિત્રતાને કલાપ્રતિભાના ઉત્તમોત્તમ આવિષ્કાર તરીકે માની લેવાને કદાચ પ્રેરાય – અને એવું તો આધુનિક યુરોપમાં પુષ્કળ પ્રમાણમાં બની રહ્યું છે–તો પરિણામ જેટલુ ઉત્તમ આવવું જોઈએ તેટલું ઉત્તમ નહિ આવે.

આ ભૂલનું મૂળ સંસ્કૃતિના પ્રત્યેક ક્ષેત્રમાં આપણને યુરોપ તરફથી જ દોરવણી મળે એવું માનવાની આપણને ટેવ પડી ગઇ છે તેમાં રહેલુ છે. યુરોપની આધુનિક ટેકનીક, આપણી પોતાની સર્જકપ્રતિભા તથા આપણું અસલ ટેકનીક અને ભૌતિકશાસ્ત્રોની શોધખોળો એ ત્રણનો સુમેળ થઈ શકે તો આપણી કલામાં નવા પ્રસ્થાનનાં દર્શન થાય.

ચિ. ગૌતમ અને ગિરા સાથે ગાળેલો સવારનો સમય ખૂબ આનંદમાં વ્યતીત થયો. મનમાં એટલો અસંતોષ રહી ગયો છે કે શ્રી અરવિંદ મંદિર, કોલેજ સ્કવેર, કલકત્તા તરફથી નીકળતા વાર્ષિકના ત્રીજા અંકમાં અદ્યતન કલા વિષે જે પ્રશ્નોત્તરો મેં લખ્યા છે તે એમને વાંચવા માટે મોકલી શકયો નથી નંદબાબુના 'કલાન્ત શિવ'ને એ ચિત્રની મદદ લઇને મેં મૂર્તિનાં રૂપમાં ઢળાવેલ તથા એક નટરાજ પણ પોંડિચેરીમાં મારી દેખરેખ નીચે તૈયાર કરાવીને ઢળાવ્યો હતો તે અમદાવાદના ભાઈ રમણલાલ પરીખને મેં આેકલાવેલા. અમારી વાતમાં જ્યારે એનો ઉલ્લેખ કર્યો ત્યારે એ નમૂનાઓ જોવા માટે ગૌતમ ખાસ આવેલો એ હકીકત આ

વિષયમાં એનો રસ કેટલો જીવન્ત અને સક્રિય છે તેનો પુરાવો છે. નંદલાલના ચિત્ર ઉપરથી જે 'કલાન્ત શિવ'ની પિત્તળની મૂર્તિ મેં તૈયાર કરાવી છે તેમાં બેઠેલા શંકર હજી જરા લંબાઈમાં વધારે હોવા જોઇએ, અને જે પર્વતનાં શૃંગ ઉપર તેમને બેસાડવામાં આવ્યા છે તે પણ વધારે ઊંચું હોવું જોઈએ એમ મને લાગે છે. પિત્તળના નટરાજનો નમૂનો તો એની પીઠ સહિત ઘણો જ સુંદર લાગે છે. અંબાલાલ શેઠના ઘેર પણ ચિ. ગૌતમની કૃતિઓ સિવાય ઘણી સારી કાંસાની અને પત્થરની પ્રતિમાઓ છે. તથા નંદલાલનું "પાંડવોનું સ્વર્ગારોહણ" એ મૂળ ચિત્ર પણ છે. એમના આખા ઘરનું રાચરચીલું અને ફરનીચર પણ હિંદની શૈલીના હતાં. તે જોઈને એટલો તો સંતોષ થયો કે અમદાવાદમાં એક ધનિકે પોતાની સુરુચિ સાચવી રાખી છે એટલું જ નહિ પરંતુ કેટલાક રાજામહારાજાઓ અને ધનિકો તક મળ્યા છતાં પણ કરતા નથી તે પોતાની સમૃદ્ધિ વડે દેશની કારીગરીને ઉત્તેજન આપવાનું કામ પણ તેમણે બજાવ્યું છે.

અમદાવાદનું બીજું એક આનંદદાયક સંસ્મરણ તે ભાઈ હર્ષદરાય શોધનના ઘરની અગાશીમાં કહેલા શ્રી અરવિંદના મહાકાવ્ય 'સાવિત્રી'ને લગતું છે. એ ત્રણ ચાર દિવસ શ્રી અરવિંદની કાવ્યપ્રતિભાનો કાંઈક ખ્યાલ અમદાવાદના કેટલાક સાહિત્યરસિકોને આપી શકાયો તેથી ઘણો આનંદ થયો. હું માનું છું કે જે લોકો શ્રી અરવિંદની યોગસાધના અને એમનું દર્શન સમજવું મુશ્કેલ છે એમ માને છે તેમને પણ એમનાં કાવ્યની સૃષ્ટિ વધારે સમજાય તેવી અને પૂરતી ઉચ્ચ પ્રતિભાવાળી જણાય છે. 'સાવિત્રી' મહાકાવ્યનો ઉઠાવ કાંઇક અસાધારણ હોવાથી પણ કાવ્યના સામાન્ય ભોક્તાઓ એને સહેલાઈથી સમજી શકતા નથી. ખાસ કરીને એને લઈને કે 'સાવિત્રી'નું સર્જન ક્રાંતદર્શનનું પરિણામ છે. એટલે કેવળ બુદ્ધિથી એને સમજતાં મુશ્કેલી નડે એ સમજી શકાય તેવું છે. બધા શ્રોતાઓ પાસે સાવિત્રીના કાવ્યની નકલ હોત તો કદાચ મારૂં વકતવ્ય વધારે સારી રીતે સમજાયું હોત.

આમ તો અમદાવાદ એકંદરે ઘણું વધ્યું છે. મિલ ઉદ્યોગ અને બીજા ઉદ્યોગોને લઈને વસતી અને સંપત્તિ વધ્યાં છે. પહેલાંના અમદાવાદ શહેરની જે વિશિષ્ટતાઓ હતી તે સામાન્ય શહેરીને હવે દેખાતી નથી, કારણ કે શહેરીઓનો મોટો ભાગ અસલ અમદાવાદી નહિ પણ કદાચ બહારથી આવીને વસેલાઓનો બનેલો છે. છતાં સમૃદ્ધિ અને વસતીના પ્રમાણમાં અમદાવાદમાં બુદ્ધિવૈભવ કે નાગરિકપણાની ઉચ્ચ ભાવના બહુ આગળ વધ્યાં હોય એમ મને લાગ્યુ નહિ. કીર્તિને અર્થે કરવામાં આવતાં દાનો પણ પહેલાંની પેઠે સમગ્ર શહેરની કે સામાન્ય નાગરિકની જરૂરને સ્પર્શ કરી શકતાં નથી. અસલ અમદાવાદીપણું તો શહેરમાં રહેનારાઓ એવા મધ્યમ વર્ગના અને મધ્યથી નીચેના સ્તરોમાં જળવાઇ રહ્યું છે એમ કહીએ તો ખોટું નહિ ગણાય. એ વર્ગમાં અમદાવાદીની અસલી વેપારી કુનેહ અને ધન ખર્ચવા વિષેની સંકુચિત વૃત્તિ એ બન્ને સચવાઈ રહ્યાં હોય એમ લાગે છે. એટલે અમદાવાદનું વાતાવરણ મુંબાઇના જેવું Cosmopolitan કે પૂનાના જેવું Intellectual નથી. ભવિષ્યમાં કેળવણી. સંસ્થાઓ અહીં વધારે પ્રમાણમાં થાય અને એવું વાતાવરણ જામે તો જુદી વાત છે. અત્યારે તો ધુળ અને ધુમાડાથી આચ્છાદિત આ વિરાટ નગરીમાં નવી નવી યોજનાઓને પરિણામે સુંદર, સુશોભિત અને વિવિધ પ્રકારનાં ઘરોની વૃદ્ધિ થઈ છે અને પૈસો એ તેની મુખ્ય આરાધ્ય વસ્તુ બની છે. મુંબઇમાં પણ એક પ્રકારની materialism જડવાદની પૂજા સર્વવ્યાપી છે તો પણ તેમાં અમદાવાદની સંકુચિતતા અને લઘુ માનસનો અભાવ હોય છે એમ કહેવું જોઈએ. અપવાદો બાદ કરતાં અમદાવાદના ધનિકો વિષે ખુદ અમદાવાદ શહેરમાં અને ગુજરાતમાં જે અસંતોષ છે તે ઘણે અંશે સકારણ છે એમ મને લાગે છે. કારણ કે અમદાવાદની સમૃદ્ધિનું પ્રમાણ જોતાં જાહેર હિતનું એવું કોઈ પણ કાર્ય નથી જે અમદાવાદ શહેર પોતે પોતાની શકિતથી ઉભું કરીને ટકાવી ન શકે.

# ભરૂચ શહેર અને ગામડાંઓ

ભરૂચ શહેરની મારી મુલાકાત આમ કાંઇ નિરાશજનક હતી. જો કે ત્યાં પણ હિતકરરાવ દેશાઈના ઘરના મેડા ઉપર સારી સંખ્યામાં ભેગા થયેલા જુવાનો અને મિત્રો સાથે સારો જેવો વાર્તાલાપ તો થયો હતો, તો પણ ભરૂચ જીલ્લાના કેટલાક ગામડાંઓનું પ્રતિકાર્ય આશાસ્પદ હતું. એ ગામડાઓ મારે માટે તદ્દન નવા ન હતા એ ખરૂં છે—પરંતુ એમ તો ભરૂચ શહેર ક્યાં મારે માટે નવું હતું? વિદ્યાર્થી અવસ્થામાં હું અને યશવન્તરાય જોશી તથા અમારા મંડળના બીજા કેટલાક ભાઇઓ રજામાં એ ગામડામાં જતા હતા એટલું જ નહિ પરંતુ એ ગામડાઓના વિદ્યાર્થીઓને માટે એક નાની ખાનગી બોર્ડીંગ પણ વડોદરામાં રાખી હતી. આ વખતે ફરીને તે ગામડાઓનો સંપર્ક થયો તે સામાજિક, આર્થિક કે એવી બીજી કોઈ જાહેર પ્રવૃત્તિને અંગે નહિ પરંતુ કેવળ અંગત અને આધ્યાત્મિક હેતુને ખાતર જ હતો. જાહેર કામ કરવાના આગ્રહી ભાઈઓને પણ પૂરતા પ્રમાણમાં મેં ખાતરી કરી આપી છે કે જાહેર કાર્ય જાહેર કરવામાં આવે છે તેટલા ખાતર દોષરહિત કે સર્વ પ્રકારે હિતકારક જ ઠરતું નથી. એટલું જ નહિ પરંતુ જાહેર ગણાતાં કાર્યોમાં વ્યક્તિની મહત્વાકાંક્ષાની, પ્રાણના સંતોષની અને અહં પ્રેરિત આત્મસંતોષની ઘણી મોટી માત્રા હોય છે. અને કાર્યનું બાહ્ય સ્વરૂપ જ કેવળ "જાહેર" દેખાતું હોય છે ત્યારે પણ એ અતિ મહત્વની અંગત નિર્બળતા સબળતાનું ક્ષેત્ર બને છે. કાર્ય અને તેની સંગીનતાનો આધાર તેનાં બાહ્યરૂપ ઉપર નહિ પરંતુ તેમાં મૂર્ત થતી આંતર શક્તિઓ, વૃત્તિઓ, હેતુઓ અને તેમની વાસ્તવિકતા ઉપર છે. એ સત્યા

કામ કરનારામાંથી ઘણુ ઓછા જાણુતા હોય છે, કાંઈક આ વિચારો કે આ મુદ્દાઓવાળું પ્રવચન ભરૂચ જીલ્લાના એક કાર્યકર્તા જોડે અંકલેશ્વર તરફ જતાં રસ્તામાં થયું હતું.

ગામડાના લોકોમાં પણ એક પ્રકારની શ્રદ્ધા, ભક્તિ પ્રધાનતા, સામાન્ય રીતે હોય છે એવી હતી. અને કહેવું જોઈએ કે તે છેક જડ કે પ્રાણહીન પણ ન હતી. સારા ભક્ત થવાની શક્તિવાળા સાધકો એ ગામડાના લોકોમાં છે. એમની ભક્તિ ઘણી જ સહેલાઈથી અને ઝડપથી સક્રિય સ્વરૂપ પણ લઈ શકે છે. આમ થવાનુ મુખ્ય કારણ અમારા મંડળનો પહેલાંનો પરિચય અને યશવંતરાય જોશીએ ભરૂચ જીલ્લામાં અને ગુજરાતમાં કરેલુ કાર્ય એ બેને આભારી હતું. સજોદમાં રાત રહીને બીજે દિવસે માલનપુર ગયા. રસ્તામાં ઉતરાજ રોકાઇને ગયા. હાંસોટમાં પણ સારી સંખ્યામાં મિત્રો અને કાર્યકર્તાઓને મળવાનું થયું અને કલાક દોઢ કલાકનો વાર્તાલાપ થયો. માલનપુરથી શહેરા ગયા તે પહેલાં ઉતરાજ અને માલનપુરના કાર્યકર્તાઓ જોડે ગામડાની પુનર્ઘટના વિશે ખૂબ વિગતવાર ચર્ચા થઈ હતી. અને આપણા ગામડાંઓની એક મોટી મુશ્કેલી સારા રસ્તાઓને નભાવવાની હતી. એ વિશે વિગતવાર યોજના પણ અમે વિચારી. સરકાર કે કોઈ મંડળ, કાર્યનો આરંભ કરે ત્યાં સુધી વાટ જોવી એ તો કામ મુલતવી રાખવા જેવું જ ગણાય. આવા પ્રશ્નોના ઉકેલમાં મેં તો વ્યક્તિગત આરંભને જ હમેશાં મુખ્ય ગણ્યો છે અને અનુભવમાં એ જ મને વધારે સફળ પણ નિવડેલો જણાયો છે. મેં એ જુવાન કાર્યકર્તાઓને જાતે આરંભ કરવા વિશે ભારપૂર્વક આગ્રહ કર્યો. અને હું ધારૂ છું કે આ તાલુકાના રસ્તાઓ આખો વરસ વાપરી શકાય તેવી સ્થિતિમાં આવી જશે.

શહેરામાં એક સાધકને મળવાનું થયું તે ઉપરાંત શ્રી અરવિંદના બીજા પણ ભક્તો ત્યાં હતા એ જાણીને ઘણો આનંદ થયો. એ સાધકના એક સગા ભાઈ થોડા વરસથી પાગલ જેવી અવસ્થામાં રહે છે અને કોઈ અશરીરી જેવા સત્વથી આવિષ્ટ

થાય છે એમ ઘણાઓનું માનવું હતું. કેટલીક વાર એ બાઈ વડીલોની આજ્ઞાનો ભંગ કરે છે એટલું જ નહિ પરંતુ પોતાના ધાર્યા પ્રમાણે જ વર્તે છે એમ પણ તેમનું કહેવુ હતું. એમના સગાની ઈચ્છાથી એ બાઈને હું મળ્યો અને એમનું કહેવું સાચું હતું એમ મને લાગ્યું. થોડો વખત સૂક્ષ્મમાં વિરોધ કરીને એ બાઇ શ્રી માતાજીના પ્રભાવ તળે આવી શકી અને ત્યાર પછી તેની સ્થિતિ કાંઇક સુધારા પર છે એમ પણ સાંભળ્યું છે.

## કોસંબાનું સહકારી જીન

કોસંબાનું સહકારી જીન ગુજરાતની જાહેર પ્રવૃત્તિમાં ઘણું મહત્વનું અને અનોખું સ્થાન ધરાવે છે તેથી જાહેર પ્રવૃત્તિઓનો અભ્યાસ કરનારાઓને માટે એક તીર્થ સ્થાન જેવું છે. વગર પૈસે, કેવળ સહકારી કાર્ય કરવાની અભિલાષા વડે મુઠ્ઠીભર માણસોથી અને ન જેવી મુડીથી યશવંતરાય જોશીએ આ મહાન્ સહકારી પ્રવૃત્તિનો પાયો ગુજરાતમાં નાખ્યો તે પહેલાં ઓછામાં ઓછી બાર વરસની મહેનત એમને કરવી પડી હતી. ગામડીયાઓ બુદ્ધિ વગરના હોય છે એવો ખોટો ભ્રમ શહેરના ખીન અનુભવી જુવાન કાર્યકર્તાઓ સેવે છે તેમને પ્રથમ પ્રત્યક્ષ પરિચય કરતાં જ માલુમ પડે છે કે ગામડાનો માણસ પૂરતો બુદ્ધિશાળી હોય છે. એની ખામી એનામાં બુદ્ધિ ઓછી છે તે નથી, પરંતુ એની દૃષ્ટિ અને એનું મન સંકુચિત હોય તે છે. કેવળ પાર્થિવ લાભ અને હાનિ એ જ એના જીવનનાં મુખ્ય નિયામક બળો હોય છે એ પણ તેની નિર્બળતા છે. આદર્શને ખાતર એની પાસે કાંઇ કરાવવું મુશ્કેલ છે, અને કોઈ પણ કાર્યકર્તા સાચેસાચ ગામડાનુ હિત કરવા માંગે છે એ બાબતની તેના મનની ખાતરી કરી આપવી અતિ મુશ્કેલ હોય છે. શહેરના લોકો—પછી ભલે તે કાર્યકર્તાઓ હોય—ગામડા તરફ જાય તે કોઈ લાભને ખાતર જ હોય એવી અપ્રગટ માન્યતા એમનાં મનમાં બંધાઈ ગયેલી હોય છે વળી, સ્વજાતિના માણસો માટે તેમને માન ઓછું હોય છે એટલું જ

નહિ પરંતુ તેઓ તેમને સરખા દરજ્જાના માનીને તેમની શક્તિની પણ અદેખાઈ કરે છે. વળી, દરેક ગામડાગાં કોઇ પણ ભોગે આગળ પડનાર વ્યક્તિ એક કરતાં પણ પણ વધારે હોય છે. અને ગમે તેવી હિતકારક પ્રવૃત્તિને પણ, જો તેમને આગળ રાખવામાં ન આવે તો તેઓ સફળ થવા દેતા જ નથી. અહીં પણ જાહેર કામ કરવાનો તેમનો શુદ્ધ હેતુ હોતો નથી. અને કેટલીક વાર તો આગળ પડવા ઉપરાંત પોતાના નેતાપણાનો અપ્રમાણિક લાભ પણ લેવાને એ લોકો પ્રયત્ન કરે છે. આ બધી સંકુચિત માનસમાંથી ઉપસ્થિત થતી મુશ્કેલીનો સામનો ગામડાના કાર્યકર્તાએ કરવાનો હોય છે. ઘણું ખરૂં તો કાંઈ પણ નવું ન કરવાની ગામડાની તામસિક વૃત્તિ સામાન્ય કાર્ય કરનારની પ્રાણુ શક્તિનું દેવાળું કઢાવે છે. અને પાંચ કે દશ વરસે કાર્યકર્તા નિરાશ થઇને કામ છોડીને ચાલ્યો જાય છે. અથવા તો, ગામડામાં રહે છે તો ગામડાને કોઇ આદર્શ અવસ્થાએ પહોંચાડવાને બદલે પોતે ગામડાની તામસિક અવસ્થામાં જઈ પડે છે. કામ કરવાની સાચી વૃત્તિ, પ્રમાણિકતા, નિયમિતતા, વ્યવસ્થાશક્તિ અને ખંતથી ભાઈ યશવંત જોશીએ મહાન્ સફળતા સાધી છે અને તેમનું પ્રત્યક્ષ પ્રમાણ એકલું કોસંબાનું સહકારી જીન નહિ પરંતુ ત્યાર પછી ગુજરાત ભરમાં નીકળેલ લગભગ ૪૦ જીન અને ૭ પ્રેસ સફળતાથી કાર્ય કરી રહ્યાં છે તે હકીકત પણ પૂરૂં પાડે છે. પ્રત્યેક ગામડાનું પોતાનું સહકારી જુથ અને એવા સંખ્યાબંધ ગામડાઓના જુથોનું બનેલું એક વ્યવસ્થાપક મંડળ, તેના હસ્તક ચાલતું જીન, એમાં પ્રત્યેક ગામ તરફથી પીલાતા કપાસનો હિસાબ અને આ બધા કાર્ય માટે પૂરતી સંખ્યામાં પ્રમાણિક કાર્યકર્તાઓ મેળવવા તથા એક ધંધા તરીકે, બીજા મુડીવાદીઓની હરિફાઈમાં જીન તથા પ્રેસ ચલાવવાં એ કાર્ય ઉપરથી દેખાય છે તેટલું સહેલું નથી. મોટામાં મોટી વસ્તુ જે યશવંતરાય જોશીએ ઉત્પન્ન કરીને પ્રાપ્ત કરી છે તે ગામડાઓના લોકોનો વિશ્વાસ છે. અને એનું કારણ, વ્યવહારમાં સફળ થાય એવી વ્યવસ્થાપક શક્તિ અને પારદર્શક પ્રમાણિકતા છે.

કોસંબા જીનના કાર્યકર્તાઓ જોડે વાર્તાલાપ થયો અને એમને મારે મુખ્ય તો એમની ગેરસમજુતીઓ અને ખોટા ખ્યાલો દૂર કરવા ઉપરાંત મારે કહેવાનું હતું તે એ કે જીન જેવી ઉદ્યોગની પ્રવૃત્તિને પણ પૂર્ણતા પ્રાપ્ત કરાવી શકાય અને એ કાર્યકર્તાઓનો ઉદ્દેશ જીનને કેવળ આર્થિક દૃષ્ટિએ જ નહિ પરંતુ સર્વ દૃષ્ટિએ પૂર્ણ અને સુંદર બનાવવાનો હોવો જોઈએ. કેવળ આર્થિક દૃષ્ટિને પ્રધાન રાખીને કાર્ય કરવું એ આપણા જમાનાની ઘણી મુશ્કેલીઓનું મૂળ છે. ઝીણી વિગત ઉપર ધ્યાન આપવું અને માણસ, યંત્ર તથા જગ્યા એ સર્વેને પણ કોઈ આદર્શ પૂર્ણતાની દૃષ્ટિએ જોતાં થવું એ પણ વ્યવહારૂ કાર્યનો ઉપયોગી ભાગ ગણાવો જોઈએ. ખાસ કરીને એટલા માટે કે આ સહકારી જીન બીજા સામાન્ય આર્થિક દૃષ્ટિએ ચલાવાતા જીનો કરતાં જૂદા જ હેતુથી ચલાવવામાં આવે છે અને તેથી એ પ્રવૃત્તિ અર્ધ જાહેર પ્રવૃત્તિ જેવી ગણી શકાય તેમ છે. એટલે જીનનું બાહ્ય સ્વરૂપ પણ થઈ શકે તેટલું સુંદર, સ્વચ્છ અને આદર્શ બનાવવા માટે, કાર્યકર્તાઓએ પ્રયત્નશીલ બનવું જોઈએ. એ વાત મેં કાર્યકર્તાઓને કહી તેથી તેનો મને સંતોષ પણ છે. કોસંબાથી વડોદરે તા. ૯ મી મે એ સવારે પહોંચ્યા અને સાંજ પહેલાં ઘણી પરિચિત વ્યક્તિઓની મુલાકાત લીધી.



# વડોદરા

એક લેખે વડોદરાનાં સંસ્મરણો અનેક વર્ષોના લાંબા પટ ઉપર વિખરાયલાં છે. ગુજરાતી અભ્યાસ પૂરો કરીને ભરૂચથી બહાર પહેલવહેલા અભ્યાસાર્થે મારે વડોદરા જ જવાનું થયું હતું. ઈ. સ. ૧૯૦૬–૭ના રાષ્ટ્રીય સ્વતંત્રતાના જુવાળવાળા વરસો મેં વડોદરામાં ગાળ્યા હતાં અને ત્યાં હિંદની સ્વતંત્રતાનો આદર્શ નિશ્ચિત સ્વરૂપમાં અમારા મનમાં બંધાયો જેને પરીણામે અમારૂં એક મંડળ ઊભું થયું. આ મંડળ કોઈ બંધારણ ઘડવાના પ્રયત્નનું પરિણામ ન હતું. જીવતા છોડના જેવું એનું જીવન વ્યક્તિઓ સાથે ઘનિષ્ઠ રીતે જોડાયલું હતું અને જેમ જેમ સમાન આદર્શવાળી વ્યક્તિ પોતે વિકાસ પામતી ગઈ તેમ તેમ એ મંડળ પણ વિકાસ પામતું ગયું. મેં જોયું છે કે શુષ્ક બંધારણ વડે ઊભાં થતાં મંડળો કરતાં આવા જીવન્ત વિકાસને પરીણામે ઊભા થનારા મંડળો વધારે પ્રાણવાન હોય છે અને ઘણું વધારે સંગીન કાર્ય કરી શકે છે. આ જીવન્ત મંડળનું ચોકસ બંધારણ કદી પણ નિશ્ચિત રૂપમાં મુકાયું ન હતું એ એની ખામીને બદલે કદાચ વિશિષ્ટતા ગણાવી જોઈએ. આ મંડળના બીજારોપણ અને વિકાસની સર્વ અવસ્થાઓનો હું સાક્ષી હોવાથી જ્યારે વડોદરામાં હું પાછો ગયો ત્યારે મારી પોતાની અને સાથે કામ કરનારા કાર્યકર્તાઓની વિકાસની જુદી જુદી ભૂમિકાઓ ફરીને એક વાર મારા મનમાંથી પસાર થઇ. અને અત્યારની સ્થિતિમાં સ્થિર રહીને મારી પોતાની તથા અન્ય વ્યક્તિઓની એ અવસ્થાઓને, હું કોઇ તટસ્થ અનાસક્ત અન્ય વ્યકિત પેઠે જોઈ શકતો હતો. અને છતાં તેમની

સાથે જીવન્ત સંબંધ આજે પણ કોઈ અન્ય ભૂમિકા પરથી સાધી શકતો હતો. બાહ્ય કાર્યનું પ્રથમ ક્ષેત્ર વડોદરા હોવાથી અહિં સહાધ્યાયીઓ, વડીલો અને વિદ્યાર્થીઓની ઘણી મોટી સંખ્યા હોય એ સ્વાભાવિક છે. એટલે સર્વને વ્યક્તિગત રીતે મળવાની મુશ્કેલી દૂર કરવા માટે જ્યારે સાંજે છ વાગે મધ્યસ્થ ક્રીડા મંડળ પ્રેમાનંદ સાહિત્ય સભા અને લેખક મિલન વગેરે સંસ્થાઓના આશ્રય નીચે મળવાનું થયું ત્યારે એટલા બધા પરિચિત ચહેરા–મુશ્કેલીથી ઓળખાય એવા અલબત્ત—ન્યાય મંદિરમાં જણાયા કે ક્ષણ ભર તો જાણે વ્યાયામ પ્રવૃત્તિ કે બીજી કોઈ જાહેર પ્રવૃત્તિનું પુનરાવર્તન હોય નહિ એમ લાગ્યું. અને છતાં વિકાસનો એક લાંબો ગાળો વટાવી અમે બધા પાછા મળતા હતા એ તો નક્કી છે. ૨૩–૨૪ વર્ષના દીર્ઘ કાળ પર્યન્ત મેં માનવ ચેતનાને સામાન્ય તેમજ અવચેતન તથા અસામાન્ય અને ઊર્ધ્વ એવા ઘણા પ્રસ્થાનો શ્રી અરવિંદની સાધનાને પરીણામે જોયા.

જીવન સમગ્રને જ નહિ પરંતુ વિરાટ સમસ્તને જોનાર દૃષ્ટિબિંદુ, કેવળ જોનાર જ નહિ પરંતુ વાસ્તવિકતા અનુભવનાર એવું દૃષ્ટિબિંદુ મને પ્રાપ્ત થયું છે, અને તેથી જીવનના ઉકેલ કરવાની જાણે કોઈ ચાવી મળી ગઈ હોય એવું અનુભવ પ્રતિષ્ઠ સમાધાન પણ મળેલું છે.

એ સભામાં એકત્ર થયેલ પરિચિત વ્યક્તિઓમાંની કેટલીક જીવનની તડકા છાયડામાંથી પસાર થઇને પોતાનો વિકાસ વિશ્વ પ્રવૃત્તિના મંથર કાર્યમાં જેટલો થઈ શકે તેટલો વિકાસ સાધી શકી હતી. ગુજરાતમાં સુપ્રસિદ્ધ અને પ્રથમ પંક્તિના વાર્તાકાર રમણલાલ દેશાઇ કોલેજમાં એક વરસ આગળ હતા. એમનું સૌજન્ય અને જીજ્ઞાસા હજી વિદ્યાર્થી અવસ્થામાં હતા તેવા જ કાયમ છે અને વડોદરાની સભામાં તેઓએ જે ભાવ અને આદરભર્યું પ્રવચન કર્યું તેના કરતાં વિશેષ આનંદ તો બીજે દિવસે એમના

ઘેર નાની ગરબી મંડળીને મળવાનું થયું ત્યારે થયો. મને લાગ્યું કે એ મુલાકાતથી અમે વધારે નજીક આવ્યા અને હું માનું છું કે એમને શ્રી અરવિંદના દર્શન પ્રત્યે કાંઈક વધારે સક્રિય જિજ્ઞાસા પણ જાગ્રત થઈ હશે. સ્ત્રી અને પુરૂષના સંબંધ વિશેના એમના પ્રશ્નનો મેં જે ઉત્તર આપ્યો તે એમને સમાધાનકારક લાગ્યો કે નહિ તે હું જાણતો નથી. પરંતુ શ્રી અરવિંદના દર્શનમાં અને તેના વ્યવહારૂ પ્રયોગમા સ્ત્રી-પુરૂષનો સામાન્ય સંબંધ અને જાતીય સબંધ પરિપૂર્ણ રીતે જોવાયો છે અને તેનો ઉકેલ તથા સમાધાન પણ કેવળ વિચારાયા નથી, પરંતુ જીવનમા સક્રિય રૂપે સક્રાંત કરવાના પ્રયત્નો પણ થયલા છે એ અહીં નોંધી લઉં છુ. સામાન્ય, અવિદ્યામય પ્રકૃતિને નિરપેક્ષ એવી નિયતિનું રૂપ આપવાથી,–પ્રકૃતિનાં કાય મા અત્યારે પ્રવર્તમાન વૃત્તિઓને આખરી નિયમોનુ, અબાધિત નિયમોનુ સ્વરૂપ આપી તેમનો સ્વીકાર કરવાથી માનવની મૌલિક અભીપ્સાનો આપણે વિરોધ કરીએ છીએ, માનવતાને વટાવી જવાની તેની દઢ ભાવના અને આદર્શશીલતાનો, પૂર્ણતા પ્રાપ્ત કરવાના તેના સ્વપ્નોનો આપણે ઈન્કાર કરીએ છીએ એ વાત જ ઘણાના ધ્યાનમા આવતી નથી સામાન્ય માણસ Relativity–સાપેક્ષ્યવાદની આટીઘૂટી સમજવાનો નથી અને આઈઝેક ન્યૂટનના ગુરૂત્વાકર્ષણના નિયમનુ સમીકરણ એને માટે કામચલાઉ વ્યવહારૂતા વાળું હોય છે એમ સ્વીકારતા પણ એવુ ભાગ્યે જ કહી શકાય કે Relativity–સાપેક્ષતાનુ તત્વ ભૌતિક શાસ્ત્રની પ્રગતિને માટે આવશ્યક નથી અથવા તો તે કેવળ અવ્યવહારૂં જ છે. એ જ પ્રમાણે સ્ત્રી પુરૂષના સંબધ લગ્ન તથા જાતીય સંબધ વગેરે વિશે પણ શ્રી અરવિંદનુ દર્શન જે ઉકેલ આપે છે તે એટલો જ વિચારણીય તથા જે લોકો તેનો અમલ કરવા માગે તેને માટે વ્યવહારૂ પણ છે

ન્યાયમંદિરમાં આવેલ શ્રોતાવર્ગ શાંત અને જીજ્ઞાસુ હતો તે જોઈને ઘણો આનંદ થયો. શુક્રવારે આપેલુ ભાષણ પણ એ

શાંત જીજ્ઞાસાના પ્રત્યુત્તર રૂપ હતું એમ કહીએ તો ચાલે. આધ્યાત્મિક અનુભવો પ્રત્યક્ષ પ્રમાણિત હોઈ શકે છે અને એમની પણ પોતાની વાસ્તવિકતા હોય છે એ સત્ય ઉપર તથા શ્રી અરવિંદનાં દર્શનના બીજા ભાગો ઉપર જે થોડો વખત મળ્યો તેમાં મેં ભાર દીધો હતો. સભા પછી જુના ચિરપરિચિત અને લાંબા ગાળે પ્રેમપૂર્વક મળવા આવનારા ઘણા ભાઈઓનો મેળાપ કરવાનો પ્રસંગ મળ્યો તેનો આનંદ અનેરો હતો. બીજે દિવસે સવારે થિયોસોફીકલ લૉજમાં પણ જીજ્ઞાસુની સારી ગંડળી જામી હતી અને અહિ ન્યાયમદિરના જેવું ભાવણને યોગ્ય વાતાવરણ ન હતું તો પણ, કાંઇક વધારે પરિચિતતામાં પૂછાય એવા પ્રશ્નોને યોગ્ય આપ લેનું વાતાવરણ જામ્યું હતું. કેટલાક પ્રશ્નો સાચી જીજ્ઞાસાપૂર્વક અને સાધના કરવાને સહૃદય પ્રયત્ન કરનાર વ્યક્તિઓ તરફથી મૂકવામાં આવ્યા હતા અને તેમનો યથાશક્તિ ઉકેલ કરતાં મને પણ આનંદ થયો. જુના વ્યક્તિગત સંબંધોને તાજા કરવા અને સંબંધીઓના સગાઓ સાથે નવા સંબધો સાધવાનું કાર્ય પણ આનંદજનક હતું. ઈ. સ. ૧૯૦૭ના રાષ્ટ્રીય જુવાળનાં સંસ્મરણોવાળું વડોદરા, શ્રી અરવિંદના અનેક શિષ્યોને આજે જાહેર નેતાઓની પંક્તિમાં જૂએ છે. તે નેતાઓ શિષ્યો હતા, અને શ્રી અરવિંદ નેતા હતા એ સમયના અનેક રંગ દર્શન ચિત્રો મારા સ્મરણ ભંડારમા રહ્યા હતા તેમાં શ્રીઅરવિંદનું વિશ્વના મહાન્ ક્રાન્તદૃષ્ટા તરીકેનું પ્રસ્થાન અને મહાન્ ક્રાન્તદૃષ્ટાની કાંઈક પ્રસાદી એમના જૂના શિષ્યોને આપવા પ્રયત્ન કરતો હું તથા મારા જ આદિ કાર્યક્ષેત્ર વડોદરામા મારા પોતાના સહાધ્યાયી અને સહકાર્ય કરનારા નાના મોટા બંધુઓને પણ શ્રી અરવિંદની આધ્યાત્મિક વિભૂતિની ઝાખી કરાવવા મથતો હું, એમ જૂનાં નવાં ચિત્રો સ્મરણ ભંડારમાં એક બીજાની સાથે સંચિત થયાં.

# ખેડા જીલ્લામાં

આણંદ જવાનું નક્કી થયું અને ચરોતર એજ્યુકેશ સોસાયટીના ગેસ્ટ હાઉસમાં મુકામ મળ્યો ત્યાં ગામના કેટલ જીજ્ઞાસુ ભાઈઓ જોડે મુલાકાત થઈ અને સોસાયટીમાં રહે એક બે શિક્ષકો સાથે પણ પરિચય થયો ગ્રીષ્મ વ્યાયામવર્ગ વિદ્યાર્થીઓ ગુજરાતના જુદા જુદા ભાગમાથી આવ્યા હતા તેમ મળવાનું થયું તથા સાજે કેટલાક ભાઈઓને ત્યાં મળવા મા પણ જવાનું ગોઠવવામાં આવ્યું હતું બીજે દિવસે આણંદ મોટરને રસ્તે વલ્લભ વિદ્યાનગર, ભાદરણ તથા ધર્મજ જવા ગોઠવ્યુ હતુ આ મુસાફરી દરમ્યાન ચરોતરની દડવાળી નેળ ઓમાં થઈને માઈલોના માઈલો સુધી મોટર હાંકનાર શોફર હોશિયારી તથા હિંમત ઉપર હું આફરીન થયો કોઈ મુશ્કેલ એને અટકાવી શકે એવી હતી નહિ અને સામસામે ગાડું મોટર આવી જાય તો શું કરવું એ પ્રશ્ન પણ સાહસિક શોફરો જરા પણ મૂઝવતો હોય તેમ મને લાગ્યું નહિ બાજુ પર કાટાઓ કે રસ્તાની ખરાબ સ્થિતિથી પૈડાને કે મોટરના કો પણ ભાગને કાંઈ પણ નુકસાન થઈ શકે તેમ છે, એમ, ડ્રાઈવરો માનતા હોય એમ લાગ્યું નથી યંત્રનું ગમે તેટ અજ્ઞાન હોય તો પણ મોટર ઉપર એમનો કાબુ તથા તેન રચનાનું વ્યવહારૂ જ્ઞાન ખરેખર ધ્યાન ખેચે તેવા હતા મોટરન ભાગના એમણે પાડેલા દેશી નામો પણ ધ્યાન ખેચે તેવા હત અતિવેગ પૂર્વક રા ભાઈલાલભાઈ એન્જીનિયરના દબાણથી આગ ધપતું વિદ્યાનગરનું બાધકામ ઘણા જ ટુકા સમયમા થયું હ તે જોતા ઘણું સારું થયું છે એમ કહેવું જોઈએ ધનિકો પાસેથ

પૈસા ન ઉઘરાવવા અને કોઈક આર્થિક યોજનાને પરિણામે કેળવણીની સંસ્થાને સ્વાશ્રયી બનાવી સ્વપ્રયત્ને ઉભી કરવી એવો કોઈક ખ્યાલ રા. રા. ભાઈલાલભાઈ ને લાગ્યો. આમ છતાં અને વ્યવહારૂ કુનેહ સારા પ્રમાણમાં અહિં પ્રયોજાતી હોવા છતાં સંસ્થાને નાણાં ભીડ સખ્ત રહેતી આવી છે. અને એને લીધે જો કે કાર્ય અટક્યું નથી તો પણ કાર્યકર્તાઓને સતત્ ચિંતા કરવી પડેલી છે. એમ મને જાણવા મળ્યું. હમણાં હમણાં સાંભળ્યું છે કે બિરલાએ આ સંસ્થાને વીશ લાખ રૂપિયાની ભેટ આપી છે. હું માનું છુ કે વિદ્યાનગરના સ્વાશ્રયના આગ્રહી કાર્યકર્તાઓને પણ આ ભેટ આવકારદાયક લાગી હશે. વિદ્યાનગર જ્યારે સફળ સંસ્થા તરીકે કાર્ય શરૂ કરશે, ત્યારે એમાંથી કઈ જાતના વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ નીકળશે એ તો અત્યારે કહેવું મુશ્કેલ છે. પરંતુ હિંદના વિદ્યાર્થીઓમાં વ્યવહારૂ ધંધા રોજગારનું જ્ઞાન, જ્ઞાન નહિ પણ તેનો શોખ એ સંસ્થા જાગ્રત કરશે તોપણ એ નાનીસૂની સેવા નહિ ગણાય.

ભાદરણમાં વ્યાયામ મંદિરમાં વિદ્યાર્થીઓની અને કેટલાક જીજ્ઞાસુ શહેરીઓની સભા ગોઠવવામાં આવી હતી. અને કંઈક અંશે અહિં જે પ્રશ્નોત્તરો થયાં તે હું માનું છું કે જાહેર કાર્યકર્તાઓને અને જીજ્ઞાસુઓને પણ લાભદાયક હતા. ભાદરણ જેવા ગામમાં જ્યારે એક કાર્યકર્તાએ મને છોકરીઓ માટે હાઈસ્કૂલ કાઢવાની અગત્ય છે એમ જણાવ્યું ત્યારે ગુજરાતમાંથી ઘણો વખત ગેર-હાજર હોવાં છતાં હું એમના અભિપ્રાયો સાથે સંમત થઈ શક્યો નહિ. આપણે મકાનોમાં જોઈએ તે કરતાં વધારે પૈસા નાખી દઈએ છીએ. અને એ બાહ્ય સ્વરૂપને સમૃદ્ધ બનાવવામાં સંસ્થાનું આંતર સ્વરૂપ ભૂલી જઇએ છીએ અને તે કેટલુ અગત્યનુ છે તે આખી બાબત ધ્યાન બહાર જ રહી જાય છે. એને પરિણામે આપણે ત્યાં મોટાં મોટાં મકાનો ઉભાં થયેલાં જોઇએ છીએ, પરંતુ સંસ્થાઓમાં અંતરનો પ્રાણ એનાં મકાનો જેટલો સમૃદ્ધ જણાતો નથી.

ભાદરણથી અમે ધરમજ ગયા. અહીં આવવા માટે એક ભાઈ વડોદરા આવી આમત્રંણ આપી ગયા હતા. અને ધરમજ પહોંચ્યા ત્યારે જણાયું કે તેમનું આગ્રહભર્યું આમંત્રણ ખરેખર સકારણ હતું. કારણ કે નાનું ગામ હોવા છતાં આફ્રિકા અને બ્રિટીશ ઈંડિયાના બીજા ભાગોમાં કમાણી કરીને આર્થિક સ્થિતિમાં સારી પ્રગતિ તેણે સાધી છે. ૩૦ ઉપર વર્ષો પહેલાં હું અહિ આવેલો ત્યારે પણ મેન્ચેસ્ટર જઇ આવેલા પાટીદારોના ઘરો બીજા બધાથી જરા જુદા જુદા તરી આવતાં હતાં. અને એકંદરે ધરમજ ગામ તે વખતે પણ ગાયકવાડી ગામડાંમાં મોખરે ગણાતું હતું. પરંતુ આ વખતે એટલે ૧૯૪૭માં જ્યારે હું ગયો ત્યારે સારા સગવડવાળા પાકા ઘરોની સંખ્યા ઘણી વધી ગઈ હતી એટલું જ નહિ પણ શહેરના જીવનની, પાણી, નળ, દીવાબત્તી, રસ્તાઓ વગેરે, કેટલીક આવશ્યક સગવડો પણ આ નાનું ગામ મેળવી શકયું હતું. આપણા ગામડાંઓને રહેવા લાયક બનાવવાથી જ હું ધારૂં છું કે આપણે કેળવાયેલા લોકોને ગામડાંમાં રહેતા કરી શકીશું. ધરમજની પાદરનાં ચાર ઘટાદાર વડનાં ઝાડ એ મને એની એક અમૂલ્ય સમૃધ્ધિ જેવા લાગ્યા. એવા મોટા ફાલેલા અને સુંદર ઘટાદાર વડનાં ઝાડ બહુ ઓછા ગામડાંમાં જોવા મળે છે.

સાંજે અમે આણુંદ તરફ રવાના થયા ત્યારે રસ્તામાં અગાસમાં શ્રીમદ્ રાજચન્દ્રનું સ્થાપન કરેલું મંદિર આવે છે. એમ ખબર મળતાં એ સંસ્થા જોવા માટે ગયાં. ત્યાં મહંત તરીકે કામ કરતા એક વખતના અમારા સહાધ્યાયી ભાઈશ્રી ગોરધનભાઈ મુંબઇ જવા માટે ઉપડી ગયા હતા. એટલે એમની ગેરહાજરીમાં અંધારું થઈ ગયું હોવા છતાં અમે એ સંસ્થા જોઇ શકાય તેટલી ત્યાં હતા તે વ્યવસ્થાપકની મદદથી જોઈ. સૌથી વધારે આકર્ષક મને એનો વ્યાખ્યાન મંડપ લાગ્યો. એની બાંધણી થાંભલા વગરની હોઇ સ્થાપત્યની દૃષ્ટિએ પણ આ ભાગ ધ્યાન ખેંચે તેવો હતો. બાકી તો જૈન લોકો સામાન્ય રીતે મકાન બંધાવવામાં અને સારાં મકાન બાંધવામાં વ્યય કરે છે તેમ અહિં પણ હતું. શ્રીમદ્ રાજચન્દ્રના અનુયાયી તરીકે રહેનારા અહિં કેટલાંક કુટુંબો વાનપ્રસ્થ અવસ્થામાં રહેતાં હોય તેમ લાગ્યું. પ્રાર્થના, પૂજા અને મૌન તથા કેટલાક પ્રકારનું માનસિક ધ્યાન કરવું એ એમનો રોજનો કાર્યક્રમ લાગ્યો. ત્યાં રહેનારા કુટુંબો સાત્વિક ભાવવાળા હતાં અને વર્તમાન જીવનની ધમાલ અને અશાંતિમાંથી દૂર થઈને આંતર જીવન વિષે કાંઇક અનુભૂતિ મેળવવા માટે સહૃદય અને ગંભીર પ્રયત્ન કરતા હતા એવું મને લાગ્યું. અલબત્ત! રાજચન્દ્રની આધ્યાત્મિકતા સાથે તથા એમના સાધના માર્ગ સાથે શ્રી અરવિંદનો આદર્શ અને માર્ગ સંમત નથી તે મુદ્દો બાદ કરતાં આ સંસ્થા ગુજરાતમા જે થોડી સંસ્થાઓ છે તેમાંની આધ્યાત્મિક જીવન માટે પ્રયત્ન કરતી એક સંસ્થા છે એમ મને લાગ્યું. સર્વ ધર્મ પ્રત્યે અભ્યાસકની વૃત્તિ રાખવા તરફ પણ કાંઈક લોકો છે. તેથી આનંદ થયો. અંધારામાં ખરાબ રસ્તે મોડા મોડા પણ અમે આણુંદ આવી પહોંચ્યા. અને બીજી કારની ગોઠવણ કરીને રાતના દશેક વાગે નડિયાદ પહોંચ્યા.

મધરાત પછી નડિયાદમાં બીજા દિવસનો કાર્યક્રમ ઘડીને બધા આરામ લેવા માટે જૂદે જૂદે સ્થળે વહેંચાઈ ગયા. ત્યાર પછી હું ઓરડામાં બેઠો ત્યારે નડિયાદના આખા ગામમાંથી

માનવ સમાજ સુપ્ત થયો હોય અને એક બીજો જ સમાજ જાણે જાગ્રત થઈને પોતાનું જીવન વ્યતીત કરી રહ્યો હોય એમ લાગ્યું. એ સમાજ તે નડિયાદમાં બીજા શહેરો કરતાં વધારે જાહોજલાલ એવો કૂકૂર સમાજ હતો ચારે તરફની શેરીઓમાંથી જૂદા જૂદા ટોળાઓનો ભસવાનો અવાજ, કોઈ સ્થળે ટોળીઓના લઢવાનો, કોઈ સ્થળે શોકનો, તો કોઈ સ્થળે અજાણ્યા પુરુષોનો, કે છાયાનો સંસ્કાર પડતાં ક્રોધ, તિરસ્કાર, અને ભયનો મિશ્રિત અવાજ આવતો હતો. ક્ષણભરતો આખું નડિયાદ ગામ તેની નિદ્રિત અવસ્થામાં પણ જૂદી જૂદી વૃત્તિઓથી ઉભરાતું હોય એવું લાગ્યું. માનવ સમાજ અને આ કૂકૂર સમાજ એ. એની વચ્ચે પણ સામ્ય ન હતું એમ પણ નથી, કારણ કે માનવીની પેઠે એમાં પણ સ્પર્ધા અને ઈર્ષા ક્રોધ અને સ્વાર્થ ઓછા પ્રમાણમાં કે જૂદા પ્રકારના હતા એમ મુદ્દલે ન હતું. કામવાસના અને લોલુપતા પણ માનવ જેવાં જ એમનામાં હતાં. આમ શહેરના માનવ સમાજની સાથે સાથે જ વિદ્યમાન એવો આ કૂકૂર સમાજ એક રીતે માનવમાં પ્રાણની અધોભૂમિકા જોડે એટલું બધું સામ્ય ધરાવે છે કે તે જોતાં માનવનો પ્રાણ પાશવતાનો બનેલો છે એમ આપણે નહિ કહી શકીએ વારૂ? ઉત્ક્રાંતિને માનવતાથી નીચે આવી રહેલા પગથિયા પર જે પાશવતા છે તે જ્યારે માનવ મનોમયતામાં આરોહણ કરે છે ત્યારે તેના પ્રાણમાં જાગ્રત રૂપે રહે છે. અને અચેતનમાં સુષુપ્ત રૂપે સ્થિર થાય છે. અને જેટલે અંશે માનવની બુદ્ધિ અને તેનું હૃદય એ પાશવતાનું સંકોચન કરે છે તેટલે અંશે જ માનવ બને છે. નહિ તો આ મધ્ય રાત્રિ પછી જાગ્રત થતા આ કૂકૂર સમાજનું દૃશ્ય તેની અશાંતિ અને કોલાહલ આપણને માનવ સમાજમાં પણ — તેના શેર બજારોમાં, જ્ઞાતિ જીવનમાં, અને સભાઓમાં — ક્યાં જોવા નથી મળતું? મને એ પણ આશ્ચર્ય થયું કે ઘણા વરસે આવેલો હોવાથી અપરિચિતતાને લીધે કદાચ હું આ કૂકૂરોના અસ્તિત્વને અને પ્રવૃત્તિને વિષે

આટલો સભાન છું. જ્યારે આ શહેરનાં લોકોને એમનો આ કોલાહલ જરા પણ સંભળાતો હોય એમ લાગતું નથી.

નડિયાદમાં બીજે દિવસે સવારે વ્યાયામ મંદીરનુ નવું મકાન સંતરામ પાસે મારા પોંડિચેરી ગયા પછી બંધાયું છે, ત્યાં જવાનુ થયું અને સારી સંખ્યામાં ભૂતકાળના તેમજ વર્તમાનના વિદ્યાર્થીઓ ત્યાં હાજર હતા. નવાઓનું ઓળખાણ કરતાં અને જુનાઓની સ્મૃતિ તાજી કરતાં ઘણો સાનંદ થયો. જગ્યા ઘણી સારી છે અને સવારના પહોરમાં એ બધાને મળીને વાતચીતનો તથા પ્રવચનનો જે આનંદ હતો તે પણ ઘણો સાહજિક અને સાધારણ હતો. શિષ્યભાવ અને શિક્ષકભાવ આ જમાનામાં બહુ લાંબો વખત અને તેના ખરાં સ્વરૂપમાં ટકતા ભાગ્યે જોવામાં આવે છે. મારો વ્યાયામ વિદ્યાર્થીઓ સાથેનો પરિચય ગુરૂશિષ્યનો તો નહિ પરંતુ એક પ્રકારનો કૌટુંબીક ગણાય એવો સંબધ બધાયો હતો, તે આમ વર્ષો સુધી ટકી રહેલો જોઈને કેટલો સાચો હતો તેની મને પ્રતિતિ થઈ. વ્યાયામનુ મંડળ એક પ્રકારના વિશાળ કુટુંબ જેવું જ હતું અને એ કુટુંબભાવ ઘણાં વિદ્યાર્થીઓમાં જીવનમાં અને સમાજમાં પોતપોતાને સ્થાને ગોઠવાયા પછી પણ ચાલુ રહ્યો છે તે જોઇને પણ ઘણો આનંદ થયો. હું સાધના કરૂ છું તેને લઈ મારે પોંડિચેરી રહેવાનું થાય છે તે બાબત અને બીજા કેટલાએ મુદ્દાઓ ઉપર આજના સાથીઓના મનમાં ગમે તે ધારણા કે ગમે તે માન્યતા હોય પણ પરસ્પર મળવામાં જે સ્વાભાવિક આનંદ હતો એમાં એ કોઈ વિચારથી કે માન્યતાથી લેશ પણ ભેદ કે ક્ષતિ આવી ન હતી એમાં જ અમારા સંબંધની સચ્ચાઇનું અને ચિરંજીવિતાનું મૂળ રહેલુ છે એમ હું માનું છું. ડાહીલક્ષ્મી લાયબ્રેરીમાં બીજે દિવસે જે વાર્તાલાપ થયો તે પણ જીજ્ઞાસાની સાચી ભૂમિકા ઉપર પ્રતિષ્ઠિત હતો. અને બપોરે ખાનગીમાં કાકરખાડમાં પણ જે નાના નાના ગ્રુપ્સને મળવાનું થયું તે પણ ઉપયોગી હતું એમ લાગે છે.

એક પ્રકારે સાધારણ ગણી શકાય એવો અનુભવ એ નડિયાદમાં રહેતા ચિત્રકાર ભાઈ કાંતિલાલ દવેના ચિત્રસંગ્રહ અને એમના કુટુંબનો પરિચય હતો. કાંતિલાલ દવે અનેક પાસાની પ્રવૃત્તિવાળી વ્યક્તિ છે. ચિત્ર સુશોભન નાટ્ય વગેરે વિષયમા મૌલિક સર્જકતા અને સાચી સમજણ ધરાવે છે તથા પોતાની કલા ભક્તિ ઉંડી હોવા સાથે કલાકાર તરીકે પોતાની સ્વતંત્રતા પણ એટલી જ ટેકપૂર્વક જાળવવાને જાગ્રત રહે છે. અમદાવાદમા અવનિન્દ્રનાથ ટાગોરનો ચિત્ર સંગ્રહ કસ્તુરભાઇને ત્યાં જોવાનુ થયુ તેનો યશ મોટે ભાગે ભાઈ કાંતિલાલને જાય છે. અજ્ઞાત રહીને એમણે ઈ. સ. ૧૯૪૨મા રાષ્ટ્રિય ચળવળ વખતે પત્રિકાઓ અને કાર્ટુનો કાઢયાં હતાં તે ખાસ નોંધ પાત્ર હતા. અને એમની શક્તિનો સુંદર પરિચય પણ આપે તેવાં હતાં. કાંતિલાલ દવે અત્યારે કલાનું ક્ષેત્ર બાજુ ઉપર રાખીને પોતાનાં ઘરનાં સ્ટેન્ડર્ડ ઑઈલ કું. ની એજન્સીના ધંધામાં પડ્યા છે. હું આશા રાખું છું કે એમનામાં સુષુપ્ત રહેલો — પડેલો કલાસર્જક બધો વખત પેટ્રોલિયમ અને ગ્યાસતેલની વહેંચણી કરવામાં સંતુષ્ટ નહિ રહે અને સર્જકતાનો જ્વાલામુખી એક વખત જોર કરશે અને ગુજરાતને એમની કલાસર્જકતામાંથી ઘણું અમૂલ્ય કલાધન મળશે.

એકંદરે નડિયાદ, ધરમજ બન્નેની સારી છાપ મારા માનસ પર પડી. ખાસ કરીને દેસાઈ વગા પાસે રહેતા એક વેપારી ગૃહસ્થની સાહજિક ભક્તિ અને નમ્રતાની મારા મન ઉપર એવી અસર થઇ કે જેથી ગુજરાતમાં આધ્યાત્મિકતા એક વ્યવહારું અનુભવનો વિષય બની શકે તેમ છે. એ વિષે મારી શ્રદ્ધા વધારે બળવાન બની. સાંજે એક કલાકનો કાર્યક્રમ નડિયાદની પાસે આવેલા શહેરા ગામ માટે રાખ્યો હતો. કારણ કે શહેરામાં પોંડિચેરી દર્શન માટે આવી ગયેલા કેટલાક શ્રી અરવિંદના સાધકો રહેતા હતા. મોટરને રસ્તે પહોંચતાં અમે જે એવી ધારણા રાખી હતી કે શહેરા એટલે નાનું સરખું એક

ગામડુ હશે અને ત્યા અમારે બહુ બહુ તો ૩૦–૪૦ મ ણસોને-મળવાનુ થશે. એ ધારણા સાનદાશ્ચર્ય સાથે ખોટી પડી કારણ કે શહેરાના ભાઇ શિવાભાઇએ અમારા આવવાના નિમિત્તે આજુ બાજુના બે ત્રણ ગામોમા ખબર મોકલાવીને એક મોટો સમારભ યોજી દીધો હતો એ તો અમે ગયા ત્યારે જ અમને ખબર પડી! ગામડાની જનતા એટલે જૂદા જૂદા થરો – અહિ એક ત્રિત થયા હતા અને એક નાનો સરખો સુશોભિત મડપ પણ ઉભો કરવામા આવ્યો હતો બદુકના ભડાકા સાથે અમારુ સ્વાગત થયુ હતુ ત્યારે જ અમે જાણ્યુ કે કેટલી મોટી મેદની ત્યા એકત્રિત થઇ હતી શ્રી અરવિંદ અને શ્રી માતાજીના ફોટાને મડપમા મૂકવામા આવ્યા હતા સભા શરૂ થતા પહેલા હારોની જે મોટી સખ્યા અર્પણ કરવા માટે આવી હતી તે સઘળી એમના ફોટાને અર્પણ કરી અને પછી કાઈક સાભળવાને આતુર એવી જનતા સમક્ષ બોલવાનુ કપરુ કામ મારે માથે આવ્યુ તે તે ઘડીની પ્રેરણાથી યથાશક્તિ બજાવ્યુ અને શિવાભાઈના આગ્રહને લીધે સાજનુ ભોજન અમારે ત્યા જ કરવુ પડયુ એમણે ખેતરમા એન્જીન મૂકયુ છે તથા ૫૫ પણ શરૂ કર્યો છે તે જોવાને પણ અમે ગયા એકદરે ગામની પ્રવૃત્તિઓનુ સચાલન ભાઈ શિવાભાઈના હાથમા હોય એમ મને લાગ્યુ ગામડાની ભાવિક પ્રજાએ જે ભક્તિભર્યો ઉત્સાહ દાખવ્યો હતો અને સારી રકમ આશ્રમને માટે આપી તે ખરેખર આશ્ચર્ય પમાડે તેવુ હતુ એમ કહેવુ જોઈએ કારણ કે શ્રી અરવિંદનુ દર્શન બુદ્ધિમાનોને માટે પણ મુશ્કેલ જણાય છે ત્યારે આ ગામડાના સાદા લોકો તરફથી એમના પ્રત્યેનો આ ભક્તિપૂર્ણ પ્રત્યુત્તર એમની સાધના પ્રમાણે કેટલો સર્વવ્યાપક અને સર્વ સ્વીકાર્ય થઈ શકે તેમ છે એનુ એક ઉદાહરણ પૂરુ પાડે છે

કપડવજનો સેવાશ્રમ સ્વર્ગવાસી મિત્ર હરિલાલ માણેકલાલ દેસાઈનુ એક સ્મારક હોઈ એમની સ્મૃતિને અજલી આપવા તથા ત્યાના બીજા કાર્ય કરનારા ભાઈઓને ત્યા કુસુમબહેનને

મળવા માટે પણ જવાનું તો હતું એમાં આગ્રહભર્યું આમંત્રણ મળ્યું હોવાથી જવાનો નિશ્ચય કર્યો. જવાને મોટરની વ્યવસ્થા કરવામાં જ મુશ્કેલી હતી કારણ કે ૨૭ માઈલનું અંતર પાંચ કે છ કલાકમાં નડિયાદ–કપડવંજની રેલ્વે દ્વારા વટાવવાની અને એ રીતે સમય નકામો ગુમાવવાની મેં સાફ ના પાડી. બીજે દિવસે વહેલી સવારે મોટરની યોજના કરીને અમે નીકળ્યા. ત્યારે નડિયાદથી–કપડવંજ જતી સડક બે ત્રણ જગ્યાએ સમારકામ ચાલતું હતું તે બાદ કરતાં સારી સ્થિતિમાં હતી. લડાઈના વખતમા ભરૂચ – જંબુસર વચ્ચેની સડક પેઠે અહિંની સડક ઉપરના ઝાડો લોકો કાપી ગયા હોવાથી કાંઈક બાંડી પણ લાગતી હતી. જ્યારે અમે લગભગ છ સાડા છ વાગે કપડવંજ પહોંચ્યા ત્યારે ગામ બહાર હરિકુંજ સોસાયટીમાં ચાલતા હિંદુ કલાસને માટે વખતસર પહોંચ્યા હતા એમ કહી શકાય. ગ્રીષ્મની રજાઓ દરમિયાન આ વર્ગ આ વરસે કપડવંજ ખાતે ચલાવવાનું નક્કી થયું હતું હરિકુંજ સોસાયટી એ કપડવંજ ગામની બહાર કાંઈક ઉંચી જગ્યાએ આવેલી જગ્યા ઉપર મકાનો અને સસ્થાઓ બાંધવાની યોજના કરનાર નાની સરખી સહકારી મંડળી છે. એની હદ શરૂ થાય છે ત્યાં આગળ વિશાળ ચોગાનવાળું વ્યાયામ મંદિર છે, અને સામે જ હાઈસ્કૂલનું એક મકાન બંધાય છે. જેના એક ભાગમાં હિંદી કલાસ અત્યારે ચાલી રહ્યા હતા. ધીમે ધીમે આ સોસાયટી જ્યાં વિદ્યાર્થીઓની એક બોર્ડિંગ પણ છે તે ખીલશે એમ લાગે છે. અમદાવાદ, વડોદરા વગેરે શહેરોનો વિસ્તાર વધ્યો છે તેમ આ નાના કપડવંજનો વિસ્તાર પણ આવી સોસાયટીઓ મારફત કદાચ વધશે.

લગ્નની મોસમ હતી એટલે સવારના પહોરમાં ચન્દ્રકાન્તને ઘેર બે કલાક માટે એક નાનો સરખો વાર્તાલાપનો પ્રસંગ ગોઠવ્યો. ત્યાં કપડવંજના જાહેર કાર્યકર્તાઓ, યુવાનો અને કેટલાક આધેડ ઉમ્મરના અભ્યાસીઓ આવ્યા હતા. હવે સ્વરાજ્ય હાથવેંતમાં

આવેલુ હોવાથી કોંગ્રેસના કાર્યકર્તાઓ એક પ્રકારનો કાર્યનો અભાવ અનુભવતા હતા. છતાં આખો દિવસ પ્રવૃત્તિમાં રહેવાનો અભ્યાસ હોવાથી જે કોઇ પ્રવૃત્તિ લેતા તે ગૌણ હોય કે મુખ્ય હોય એ વિષે એમને વિચાર પણ કરવાનો ભાગ્યે સમય મળે છે. જાહેર પ્રવૃત્તિ પણ એક પ્રકારના અભ્યાસ જેવી થઈ જતી તે નહિ હોય ? કોણ જાણે ?

સાજે, ખરું જોતાં રાત્રે વિદ્યાર્થીઓની અને નાગરિકોની ભેગી એક સભા એક ન્યાતની વાડીમાં રાખી હતી. ત્યાં આગળ થોડું જાહેર પ્રવચન અને થોડા પ્રશ્નોત્તરો થયા હતા. એના કદના પ્રમાણમાં કપડવંજમાં જાહેર જીવન અને જીજ્ઞાસા સારા પ્રમાણમાં હતાં એમ કહેવું જોઇએ. અલબત્ત દિવસના જે સમય મળ્યો તે દરમિયાન ખાનગી મુલાકાતો અને મિત્રોને ઘેર જવાનો કાર્યક્રમ પાર પાડ્યો હતો એમાં સેંટ ઝેવીયર્સ કૉલેજના સહાધ્યાયી અને અમદાવાદના મેજીસ્ટ્રેટ રતનલાલ દેસાઇને મળવાનું થયું એ ઘણા આનંદનો પ્રસંગ હતો. વિદ્યાર્થી અવસ્થા પછી સરકારી નોકરી અને કુટુંબજીવન એ બધામાં થતા પરિવર્તનને પરિણામે જે વ્યક્તિ ઘડાય છે તે પણ એક અભ્યાસનો વિષય છે. રતનલાલની મોટી પુત્રી ચી. પ્રપુલ્લ અનસૂયાની બહેનપણી હતી. તે પણ લગ્ન પ્રસંગે ત્યાં હતી. કપડવંજ જેવા દૂરના ગામોમાં પણ મુંબઈ અને અમદાવાદની ફેસન ક્યારનીએ પ્રવેશ પામી ચૂકી છે. અને એ જાતની અનુકરણની ક્રિયા જીવનમાં સર્વ ક્ષેત્રમાં વધારે વ્યાપક રૂપમાં હિંદમાં તેમ જ સમસ્ત જગતમાં થવાની છે એ નક્કી છે. વ્યાયામશાળા, બાલમંદિર અને ખાદી કાર્યાલય એ પણ અહિંયાં રચનાત્મક કાર્ય ઉત્સાહી કાર્યકર્તાઓ હોવાને લઈને ચાલે છે. અહિં હિંદુ-મુસ્લીમ પ્રશ્ન છે. પરંતુ તેનો સંતોષકારક ઉકેલ જડ્યો હોય એમ લાગતું નથી. હિંદુઓ સ્વમાનભરી સમાનતા કેવી રીતે જાળવવી તે વિશે ભારે અજ્ઞાનમાં હતાં તેમ મને લાગ્યું. કોઈ પણ ભોગે

અરક્ષણની વૃત્તિ હિન્દુ વસ્તીના મોટા ભાગના માનસોમાં છે તે જેટલી દૂર થશે અને તેને સ્થાને સ્વમાનભરી સમાનતા, વ્યવસ્થા અને સઘબળ જેટલા જલ્દી હિન્દુ સમાજ પ્રાપ્ત કરશે, એટલા પ્રમાણમા તે સુરક્ષિત રહેશે, એટલુ જ નહિ પણ બળવાન પણ બનશે સ્વમાનને ભોગે જે સમાજ સરક્ષણ સાધવા પ્રયત્ન કરે છે તે પ્રગટ કે અપ્રગટ રીતે ગુલામીનો સ્વીકાર કરે છે

રાત્રે અમે હરિકુજ સોસાયટીમા આવીને નાની સરખી મડળી રૂપે સુઇ રહ્યા અને સવારના પહોરમા ચાર વાગે ઉઠીને નડિયાદ તરફ જવા નીકળ્યા રસ્તામા મેશ્વો નદી ઉપર પુલ બધાતો હોવાથી ગાડાઓને દડમા નીચે ઉતરીને સામી બાજુએ દડમા એટલુજ ઉપર ચઢવાનુ કઠણ કાર્ય કરવુ પડતુ અમારી કાર જ્યારે આ પુલ આગળ પહોચી ત્યારે ચાર, પાચ ગાડાઓ ઉતરવાના ઢોળાવ ઉપર અને બે ત્રણ ગાડા સામે ચઢવાના ઢોળાવ ઉપર દડને અને વજનને લઈને અટકી પડયા હતા અને તેમને લઇને આખો રસ્તો રોકાઈ ગયો હતો

અમારી મોટરકાર મહા મુશ્કેલથી અને ખાસ પ્રયાસ કરીને વીશ મીનીટને અતે સામી બાજુએ લઈ શકાય એટલે કપડ વજથી રાત્રે નડિયાદ આવવાનો વિચાર અમે મુલતવી રાખ્યો તે એક રીતે બહુ સારૂ થયુ કારણ કે હમારે આ ગાડાઓની પાછળ કદાચ રાત ગાળવી પડત કારણ કે બીજા બળદોની જોડ જોડયા સિવાય એ ગાડાઓને દડમાથી બહાર ખેચી કાઢવાનુ કામ અસભવીત હતુ આપણા સમાજની નિર્બળતા અહિ પણ જોવા મળી ગાડાવાળાઓમાથી જ પાછળના ગાડા પોતાના બળદ છોડીને આગલા ગાડાવાળાઓને ઉપર ચઢાવવામા જરૂર મદદ કરી શકત. અને એક વાર ગાડુ ઉપર ચઢે એટલે ગાડાના બળદો છોડીને નીચે અટકી રહેલા ગાડાઓને ઉપર ચઢાવવામા મદદ કરી શકે આમ બધાએ ગાડા વધારેમા વધારે બે કલાકમા ઉપર ચઢી ગયા હોત પરતુ એટલી સહકાર કરવાની વૃત્તિઓનો આપણા ગામ-

ડાના લોકોમાં કેવળ અભાવ છે. જેને પરિણામે ગ્રામ્ય જીવનમાં ઘણી સહેલાઈથી શકય એવી સુધારણાઓ થઈ શકતી નથી.

નડિયાદથી મહેમદાવાદની ગાડીમાં સવારે જ મહેમદાવાદ પહોંચી ગયા અને ત્યા પોંડીચેરી એકથી વધારે વાર આવી ગયલા ભાઈ કેશવલાલ શાહનો ભાવભર્યો આવકાર અને આતિથ્ય મળ્યાં! સવારના આઠ સાડાઆઠ વાગે ગામ બહાર એક મંદિરમાં મહેમદાવાદમાં કેટલાક ભાવિક ભક્તોની બનેલી ભજન મંડળીમાં જવાનો કાર્યક્રમ રાખ્યો હતો. ત્યાં કલાક, સવા કલાક પ્રવચન અને વાતચીત કરી ઘણો આનંદ થયો, કારણ કે મંડળના ભક્તો પોતાનાથી થઈ શકે તે પ્રમાણમાં સાચી ભક્તિ કરવાનો પ્રયત્ન કરતા લાગ્યા અને એમાંના કેટલાક આધ્યાત્મિક જીવનમાં જીજ્ઞાસુ અને અધિકારી હતા. પછીથી ભાઈ કેશવલાલને ઘેર ગામના અને આજુબાજુથી આવેલ કેટલાક ભાઈઓને મળવાનું થયું. અને કેટલાક જુવાન કાર્યકર્તાઓના આમંત્રણને માન આપીને એમને ઘેર જઈને પણ તેમની મુલાકાત લીધી. અસ્પૃશ્યતા-નિવારણનું સંગીન કામ કરનાર એક ભાઈને પણ મળવાનું થયું. અને ત્યાર પછી કેટલાક જુવાન અભ્યાસીના ગ્રુપને થોડા વખત માટે બપોરે મળવાનું ગોઠવ્યું હતું તેનો પણ અમલ જરા સમયની મુશ્કેલી હોવા છતાં થઈ શકયો તેથી ઘણો આનંદ થયો. એ ભાઈઓમાં કેટલાક કદાચ સમાજવાદી પણ હશે. પરંતુ એકંદરે એમની વૃત્તિ અભ્યાસકની અને જીજ્ઞાસુની લાગી. અહિંની વ્યાયામ પ્રવૃત્તિ લગભગ સુષુપ્ત જેવી છે એને પુનઃ જાગ્રત કરવા માટે થોડા સહૃયથી જુવાન કાર્યકર્તાઓની આવશ્યકતા છે. સાધનોથી કે બંધારણથી સંસ્થા ચાલતી નથી. એને માટે અંતરની તૈયારી જ વધારે કાર્યકર નીવડે છે. અને તેથી બંધારણમાં ભેદ ન હોવા છતાં અંતરની શક્તિવાળી વ્યક્તિને લઈને સંસ્થાનાં ચેતનમાં-અને પ્રાણમાં ફેર પડી જાય છે.

# મુંબાઈ

મુંબાઈનું જીવન ખૂબ વેગવાળું, દોડતું, ઘસતું, અધીરું દેખાય છે. એમાંએ પોતપોતાની ગુંજાસ પ્રમાણે માણસો જરા નવરાશનો વખત અથવા ખરું જોતાં કહીએ તો નવરાશના વિસામાઓ રાખવા પ્રયત્ન કરે છે. પણ એ નવરાશ સાચી ભાગ્યે હોય છે, કારણ કે પૂર્વેની અને પછીની એમ બન્ને બાજુની અવસ્થાઓથી તદ્દન અલિપ્ત રહેવું એ નવરાશનું લક્ષણ હોવું જોઈએ. પરંતુ મુંબાઈ જેવા શહેરની નવરાશ એ પ્રકારની ભાગ્યે હોઈ શકે છે. કારણ કે નવરાશ લેનાર જાણતો હોય છે કે અમૂક વખતમાં એણે અમૂક કામ, વિસામો, નિંદ્રા, ભક્તિ કે આનંદ પૂરો કરવો જ જોઈશે. આમ થાય એટલે નવરાશ પણ ખંડિત થાય જ. નવરાશના શાન્ત આરામના વિસ્તારમાં પેલી દોડાદોડ અને ઉતાવળનાં મોજાઓ ફરી વળે અથવા તો ત્યાં એની સ્મૃતિ આવીને એ સ્થિર શાંતિમાં ભંગ કરી જાય. ઘણા હિંદુઓ પૂજા પાઠ અને દેવ મંદિર કરતા જણાય છે, જેમાંના કેટલા ઘણી સરસ તટસ્થતા પણ જાળવી શકે છે, ઘણા પારસીઓ અગિયારીમાં જતા સમૂદ્ર ઉપર પોતાની ધાર્મિક ક્રિયા કરતા જણાશે. પરંતુ એમાંના ઘણા ખરાની પાછળ જીવનની પ્રેરક કમાન તરીકે કે શક્તિ તરીકે કહો, ઓફિસ, કંપની, વેપાર, સટ્ટો, કારખાનું કે એવી જ કોઈ ધનોપાર્જક પ્રવૃત્તિ જણાશે. ધન વગર જીવન શક્ય જ નથી એ સર્વ સ્વીકૃત પરંતુ કોઈ પણ સ્થળે અનુલ્લિખિત સત્યની પ્રતિતિ મુંબાઈ જેવા શહેરોમાં સૌથી વધારે થાય છે. ગામડાઓમાં બહુ પ્રમાણમાં ધન ન હોય તો પણ ત્યાં માણસ સારી રીતે જીવી શકે છે. હવે તો ત્યાં પણ જલદી પૈસા પેદા

કરવાની વૃત્તિ દાખલ થવા માંડી છે, પરંતુ હજી મર્યાદામાં છે.

મુંબાઇ અને નવરાશ આમ પરસ્પર વિરોધી દેખાય છે. છતાં ફુટપાથ પર જૂઓ. પૂરતી નવરાશ ત્યાં પડેલી જણાશે. ત્યાં નિરાતે બેઠેલા કે સૂતેલાઓને મુંબાઇની ઉતાવળની દોડધામની કાંઈ જ પડી જણાતી નથી. કોઇ કાવાખાનાંની બાજુમાં હોટલ જેવી જણાતી જગ્યાની પાસે પડેલી ચાર પાઈઓ જૂઓ તો જણાશે કે જગ્યાનો અભાવ કેટલાકને હજી નડતો નથી અને ઉતાવળ હજી તેમનાં જીવનમાં આવી શકી નથી. મુંબાઈમાં બીજા લોકોને જીવન ચલાવે છે કહો કે દોડાવે છે, ત્યારે આ લોકોને જોતાં એમ લાગે છે કે આ લોકો જાણે કે જીવનને મરજી પ્રમાણે ચલાવે છે અને બેસાડે છે. મેં "જાણે કે" કહ્યું કારણ કે ખરી નવરાશની શાંતિ અને આરામને બદલે અહિં તમોગુણ, પ્રમાદ અને વ્યસન હોય છે. વળી, અવલોકન કરતાં એમ પણ જણાય છે કે આ લોકો જીવનના જે સ્તર ઉપર પડયા છે તેમના ઉપર જાણે જીવનના બીજા સ્તરના સ્તર ખડકાયા છે. એ ઉપરના સ્તરોની ગતિ ત્વરિત હોય એ સ્વાભાવિક છે, પરંતુ તળિયાના આ સ્તરોમાં એ ગતિ પહોંચી શકતી નથી. એટલે એમની ગતિ મંદ દેખાય છે અને આ મંદ ગતિ વાળા સ્તરોને નવરાશ હોય એ સ્વાભાવિક છે એમ પણ આપણને લાગે છે. પરંતુ ઘણી વાર જીવનનાં સાધનોના અભાવને તથા જીવનની સ્પર્ધામાં ઉતરવાની અનિચ્છા કે અશક્તિને લઈને પણ એવું બને છે, આ નિરાંત વાળાઓમાં નિર્દોષ અને ગુન્હેગારના પ્રકારો પણ હોય છે. જીવન મહાસાગરના તળિયામાં રહેનાર આ પ્રાણીમાં મંદ ગતિ હોઇ અન્યનું લૂંટાવી જ લેવું એ જ એમની મુખ્ય પ્રવૃત્તિ હોય છે. એટલે સમડી કે બાજ પેઠે તેઓ વાટ જોતા નિરાંતે બેસી રહી શકે છે. એમને પોતાને મહેનત કરીને કમાવાનું હોતું નથી. બીજો કોઈ તો જરૂર કમાવાનો છે એવા કમાનારાઓમાંથી એણે પોતાનો શિકાર શોધવાનો છે. એ પણ કયાં એટલું બધું, મુશ્કેલ કાર્ય હોય છે? માછી જેમ અનુભવથી અમુક જગ્યાએ ગલ નાંખે એટલે નશીબ

પ્રમાણે એને થોડી ઘણી માછલીઓ મળે તેમ આ લોકોએ અમૂક જગ્યાએ, અમૂક વખતે, અમૂક લત્તામાં અમૂક જાતની વ્યક્તિઓ પાસેથી પડાવવાનુ હોય છે. આ એમની દેખીતી નિરાંતનું રહસ્ય છે એમ મને લાગ્યુ.

ધનવાનને અને અતિ ધનવાનને પણ મુંબાઈમાં નિરાંત શકય તો છે, જો કે એવી નિરાંત એ વર્ગનો મોટો ભાગ ભાગ્યે જ ભોગવી શકે છે કારણ કે ટેવાઈ જવું એ માનવ પ્રકૃતિનો મોટો ગુણ અને મોટો દોષ પણ છે. ટેવાઈ ગયા પછી ટેવો જરૂરીઆત થઈ પડે છે અને તેના વિના પછી ગરીબાઈ લાગે છે એટલુ જ નહિ પરતુ માણુસ દુઃખી પણ થાય છે. બાકી, ધનવાન માણુસ મુંબાઈના જીવનની ઘણી અગવડોથી સ્વતંત્ર થઈ શકે છે. ગરીબ કે મધ્યમ વર્ગનો માણુસ અમૂક બસ, ટ્રામ કે લોકલ ચૂકી શકતો નથી, જ્યારે ધનવાન પોતાની મરજી પ્રમાણે ટેક્ષીમાં કે પોતાની મોટરમાં જઈ શકે છે, પોતાની ઓફિસમાં નહિ જાય તો ચાલી શકે છે પરંતુ પોતાને મળતી આ નિરાંતનો ધનવાન શો ઉપયોગ કરે છે? વિલાસિતાથી ભાગ્યે જ ઉચ્ચ પ્રકારનો ઉપયોગ તે કરે છે. હવે તો સિનેમા પણ ઘરના ઓરડામાં બેસીને જોઈ શકાય એવા મળે છે અને કલાની દૃષ્ટિએ ઉચ્ચ ગણાય એવી વસ્તુઓ કે પ્રાચીન પદાર્થોનો સંગ્રહ પણ ધનવાન લોકો ધારે તો કરી શકે છે. ફોટોગ્રાફી, વનસ્પતિશાસ્ત્ર, બગિચાનું કામ, પંખીઓને પાળવા વગેરે અનેક શોખની પ્રવૃત્તિઓ દ્વારા પણ જ્ઞાનની અને કલાની ઉપાસના તેઓ કરી શકે છે. આવા શોખવાળા ધનવાનો આપણે ત્યાં ઘણાં જ ઓછા છે.

આ મુંબાઈ શહેર શી રીતે બન્યું છે તે પણ જોવા જેવું છે. મુંબાઇનો એક સામાન્ય સારી સ્થિતિનો નાગરિક એટલે ઓછામાં ઓછું પાંચ કે દશ માણસોનું ટોળું તો ખરૂં. ઘણી સારી સ્થિતિ હોય તો પચ્ચીસ અને કારખાનાનો માલિક હોય તો હજારો માણુસોનું ટોળું તેની સાથે ગણી શકાય. આમ એક સારી સ્થિતિના

ાણુસે મુંબાઈમાં પાંચને માટે તો કમાવું જ પડે છે. ઘાટી, રસોયો, ાફર, માળી અને ઓફિસ બોય. વળી, એકાદ વધારે માણુસ મા દિવસોમાં હાથ પર હોય તો સારૂં. ૨૫–૩૦ વરસ ઉપર ેનવાન ગણાવા માટે ઘાટી રસોયો બે જ પૂરતા ગણાતા. હવે ા શોફર, કલીનર જેવા તો ઘણા-ઘણા ઉમેરાયા અને સમગ્ર ાગરિક જીવન માટે ધોબી, દરજી, મોચી તથા ખાવાનું પૂરૂં ાડનાર એ બધા આ લોકો ઉપર જ. છેવટે શનિ અને રવિવાર ાવે ત્યારે નવરાશનો પણ Occupation – ધંધો જોઈએને !! મુંબાઈના લોકોનો મોટો ભાગ આ નવરાશ પોતે અક્રિયતા હોય કે ત્યારે તેને સહી શકતો નથી. નિષ્ક્રિય અવસ્થા, ખરૂં જોતાં બાહ્ય પ્રવૃત્તિનો અભાવ મુંબાઈના ઘણા લોકો સહી શકતા લાગતા નથી. શનિ અને રવિવારે પણ ટોળાબંધ લોકો મળે એવા નાટક અને સિનેમામાં તેઓ એકઠા થાય છે. જાણે એમને એક જાતનો ભય હોય કે રખેને આપણને આપણા અતર તરફ જોવાનો સમય મળે, રખેને આપણી દૃષ્ટિ ધંધાથી, Career થી, પૈસા પેદા કરનાર પ્રવૃત્તિથી દૂર થાય, રખે આપણને આપણા અંતરાત્માની સામે સીધી નજર માંડીને ઉભા રહેવાનો પ્રસંગ આવે અને એવું બને તો કેટલાકની બાબતમાં થઇ જ રહ્યું સમજવું.

એક શહેર તરીકે મુંબાઈના વાતાવરણનો પ્રધાન સૂર–પ્રધાન નહિ પણ એક માત્ર સૂર પૈસો છે અને સમસ્ત જીવનનું મૂલ્ય, જીવનની સઘળી પ્રવૃત્તિઓની ઉપયોગિતા પૈસા ઉપર જ આધાર રાખે છે એવી સ્પષ્ટપણે ઉચ્ચારાયલી નહિ છતાં સર્વ માન્ય અને સર્વ સ્વીકૃત એવી એ માન્યતા મુંબાઈનાં જીવનના મોટા ભાગ ઉપર અમલ ચલાવે છે. પ્રવૃત્તિની અને વિનિમયની સરળતાની ખાતર માણસે પૈસો ઉત્પન્ન કર્યો છે એ વાત ભૂલાઈ જઈને જાણે પૈસાને પેદા કરવાની પ્રવૃત્તિ માણસ કરે એટલા માટે પૈસો માણસે ઉત્પન્ન કર્યો છે અને એ રીતે પોતે ઉત્પન્ન કરેલ એક વસ્તુને જીવનનાં અંતિમ ઈષ્ટ તરીકે, દેવ તરીકે પૂજવાની નાસ્તિકતા

માણસ અજાણે આચરી રહ્યો છે. જ્યારે ધન સાધન મટીને સાધ્ય બને છે ત્યારે માનવ આત્માની પરમ કરૂણ અવસ્થા આપણે જોઈએ છીએ. કવિ સમ્રાટ રવીન્દ્રનાથ ટાગોરે આ બાબતનો ઉલ્લેખ એમની "સાધના"માં કર્યો છે. ધન ઉપાર્જન કરવાના ક્ષેત્ર તરીકે જીવનને જોનાર જીવનનો અર્થ જ સમજતો નથી અને તેથી અનર્થોને ઉત્પન્ન કરે છે. આત્માની ઉન્નતિ, ચેતનાનો વિકાસ કોઈ सत्यं शीवं અને સુંદર તત્વોની, અંતરમાં અને બાહ્ય જીવનમાં પ્રાપ્તિ એ બધું આ મુંબાઈનાં વાતાવરણની ઇંદ્રજાળમાં મોટે ભાગે ભૂલાઈ જાય છે. જ્યાં તે જીવન રહે છે ત્યાં પણ જાણે મહેરબાનીથી અને ધનની વિપુલતાને લઈને Tolerate ચલાવી લેવાય એવી ક્ષંતવ્ય પ્રવૃત્તિ તરીકે, ઉત્તેજન આપવા લાયક ગરીબ, નિર્વીય જીવનનાં અંશ તરીકે એને પોષે છે. કલા રસિકતા? હા, અમારા જીવનમાં એને સ્થાન છે. ધન વડે કલાની કૃતિઓ વેચાતી લઈ શકાય છે. ધન વડે કલાના ઉપાસકોને ઉત્તેજન આપી શકાય છે. એમની નિઃસહાયતાનું ભાન કરાવીને અને એમના આત્મ ગૌરવને હાનિ પહોંચાડીને ઉત્તેજન આપી શકાય છે. ગમે તેવા સ્થાપત્યનાં ધોરણોનો ખીચડો કરીને ઉંચા ઉંચા મકાનો બાંધી શકાય છે અને તેમાં કોઈ સુશોભનકારની બુદ્ધિ વેચાતી લઈને કોઈ ઠેકાણે સુયોગ્ય કે કોઈ ઠેકાણે અયોગ્ય એવી ફરનીચર અને રાચરચિલાની સામગ્રી એકઠી કરી શકાય છે.

ધર્મ? અહો, ધન વડે ધર્મનું આચરણ કેટલું સહેલું બને છે. મંદિરમાં કે ઘરમાં દેવની સ્થાપના થઈ શકે છે. તેની પૂજા માટે વિપૂલ સામગ્રી લાવી શકાય છે, તહેવારોને દિવસે ધાર્મિક પુરૂષોને આપણી સગવડ પ્રમાણે મળી શકાય છે; અરે, સારા પ્રમાણમાં ધન હોય તો પ્રત્યેક કુટુંબમાં એક સાધુ, સન્યાસી કે ભકતને બીજી બધી જીવન સમૃદ્ધિની વસ્તુની જોડે રાખી શકાય છે. અલબત્ત, રાજકીય પ્રવૃત્તિ, સામાજિક ઉન્નતિના પ્રયાસો કેળવણી અને બીજી સંસ્થાઓ, હોસ્પીટાલો, વગેરે તો ધન ઉપર અવલંબે છે,. એમાં કહેવાનું શું? એટલે ધનની અગત્યની, ખરૂં

જોતાં અતિ અગત્યની આ છાપ મુંબાઈ જેવા શહેરોના ઉપર પડેલી હોય છે, તેમાંથી માણસોને બહાર કાઢવા અથવા તો તેની અસરથી બચાવવા એ બહુ મુશ્કેલ કામ છે. વળી, એક વાર આ પૈસાને માટે કે પૈસાને પરિણામે મળતી સગવડોને માટે જે દોડાદોડ અને સ્પર્ધા હોય છે ને એક વાર એ સગવડો મળી એટલે પછી તેમને સાચવવાનું જ કાર્ય મુખ્ય કામ થઈ પડે છે. આમાં શરૂઆતમાં ધન ઉપાર્જન કરતી વખતે જે સામી છાતીએ ચઢવાનું થાય છે તેને પરિણામે વ્યક્તિનો વિકાસ જરૂર થાય છે, પરંતુ એ વિકાસથી સંતુષ્ટ રહેવું અને એજ એક માત્ર વિકાસની શકયતા છે એમ સ્વીકારવું એમાં ઘણી મોટી ભૂલ થાય છે. અને એ વિકાસ જે થાય છે તે પણ સમગ્ર દૃષ્ટિએ કરેલો કે બુદ્ધિપૂર્વક આવેલો હોતો નથી. એમ તો સટ્ટાનાં ક્ષેત્રમાં, સમગ્ર જીવન ગાળનાર પાસે પણ એક પ્રકારનું જીવન દર્શન છે એમ તમને લાગશે કોઈ લહેરી જણાતો સટોરીઓ જીવન વિશે અને તેની ગંભીરતા વિશે આમ બેદરકાર, ઉદાસીન કે Cynical જણાતો હોય તે છતાં કેટલીક વાર જીવનનાં અંતિમ મૂલ્યો વિશે પ્રસંગોપાત વાત નિકળતા એને પણ જીવનની ફિલોસોફી હોય છે એમ જાણીને તમને સાનંદાશ્ચર્ય થશે. વળી, જીવનનાં એના અનુભવને પરિણામે પ્રાપ્ત થયલી એ ફિલોસોફી જો તમે પૂરતા નમ્ર અને ધીરજવાળા હશો તો એ તમને પણ સમજાવી દેવા પ્રયત્ન કરશે એટલું જ નહિ પરંતુ તમારા ઉપર એ ફિલોસોફી આખરી, અંતિમ અને ઉત્તમોત્તમ છે એમ ઠસાવવા પણ પ્રયત્ન કરશે. "અરે, સાહેબ, હું તો એમ જ માનુ છું કે બધું ભગવાન જ મારી પાસે કરાવે છે. મેં જોઇ લીધું છે. જ્યારે હું કાંઈ નહોતો કમાયો ત્યારે અને આજે હવે રોજના હજાર આવે કે જાય તેનો હિસાબ નથી ત્યારે આપણી અંદરથી કોઈ ચીજ આપણી પાસે કામ કરાવે છે ત્યારે કરીએ છીએ." એ સિદ્ધાંત સાંભળીને આપણને એમ થાય કે અંતઃકરણનાં બેઠેલા દેવની આજ્ઞા પ્રમાણે જ તેઓ સટો.

રહ્યા છે. વળી, એ સદ્‌ગૃહસ્થ જરાવાર પછી ઉમેરે, "મહેરબાન, જ્યાં સુધી પ્રમાણિક રહ્યો ત્યાં સુધી કાંઈ ન કમાયો. પછી મેં તો ઝંપલાવ્યું. પણ મારે કહેવું જોઈએ કે એમાં મારાં ઈષ્ટદેવની સહાય ખરી." આપણને આશ્ચર્ય થાય કે આ ઝંપલાવવું, આ ઈષ્ટદેવ આ બધું શું ? પણ એજ વિકાસ. કેટલાક માણસો–કેટલા શ માટે ? બધા જ માણસો પોતાની પ્રવૃત્તિની સકારણતા અને યોગ્યતા વિશે એવી તો ખાત્રી ધરાવતા હોય છે અને એ ખાત્રી ઉપરાંત એના સમર્થનમાં એવી દલિલ કરતા હોય છે કે તે જાણીને આપણને આશ્ચર્ય થાય. "મારા તો અમૂક પાર્ટી પાસે આટ આટલા લ્હેણા છે, પરંતુ હું કાંઇ પૈસાને ખાતર લઢતો નથી. હું તો ન્યાયને ખાતર લઢું છું. કહેતા હોય તો હું મારો claim આજે પાછો ખેંચી લઉં, પરંતુ સામાવાળા એમ સમજે કે એ લોકો પૈસાદાર છે, લાગવગ વાળા છે એટલે તેઓ ગમે તેમ અન્યાય પણ કરી શકે. તેની સામે હું લઢવા માંગું છું." આમ કેવળ ધનના કે હકના ઝગડાની પાછળ પણ થોડે ઘણે અંશે ન્યાયનો આગ્રહ, સ્વમાન અને એને ખાતર બધી અગવડો વેઠવાની સહન શક્તિ વગેરે બધું આવા લોકોને મળે એ પણ ઓછું ન ગણાય. પ્રકૃતિની વિકાસ સાધવાની પધ્ધતિ wasteful છે, ઘણી ખરચાળ છે. ;

બીજા કેટલાક વર્ગના માણસ તરફથી જીવનમાં સમતા લોકો કેમ મેળવે છે તથા મોટાઇ, બહારની મોટાઈ કેટલી પોલી હોય છે તેનું જ્ઞાન કેટલાક લોકોને કેવી રીતે થાય છે તે પણ જોવા જેવું હોય છે. " અરે, સાહેબ, મોટા માણસોનું એક વાર નામ થઈ ગયું એટલે એમને કોણ પૂછે છે. આ જુઓને ફલાણા ફલાણા કરોડાધિપતિએ અમારી પાસે દલાલ તરીકે સોદા કરાવ્યો. મોટા માણસ એટલે એનું કાંઈ કાયદેસર લખાણુ હોય ? પછી ખોટ આવી એટલે નાસુક્કર ગયા. આવા કામો કાગળીઆ રાખીને તો થાય નહિ. એ તો શાખ અને વટપરજ થાય. એટલે એમના જેવા

માટે અમે દાખલો કે કાગળ રાખેલા નહિ. અને ખોટ આવી એટલે નામુક્કર ગયા. અને આજે કરોડાધિપતિ છે તો પણ હજારોના લ્હેણા આપતા નથી. આ એજ લોકો આજે મોટા મોટા શાહુકાર થઈને બજારમાં આગળ પડતાં બન્યા છે."

એક વાર ધનવાન પરંતુ પરિસ્થિતિની ચડતા ઉતરતી અવસ્થાને લઈને ઘસાઇ ગયલા માણસો પણ મનની સ્થિરતા અને પોતાની પરિસ્થિતિમાં મનનું સમાધાન કેવી રીતે મેળવે છે તે પણ જોવા જેવું હોય છે. "હવે તો જે છે તે આ છે. જ્યારે હતું ત્યારે ઘણુંએ હતું. બારે દહાડા કયાં ઓછા.સરખા જાય છે ?"

આમ મુંબાઈનું જીવન સમગ્ર જીવન પેઠે માનવને ઘડે છે. વળી, આ શહેરની બીજી વિચિત્ર ખૂબી એ છે કે અમૂક રસ્તે, અમૂક સમયે, અમૂક ઘટનાઓ નિયમિત પણે અને ચોક્કસ બન્યા જ કરે છે. પાર્થિવ અને બહિર્મુખ વાતાવરણને ઝોક હોવા છતાં મુંબાઈ શહેર એ માનવના વ્યક્તિગત અને સમષ્ટિગત આત્માના એક પ્રકારના વિજયનુ પ્રતીક છે તે પણ સ્વીકારવું જોઇએ. સંસ્કૃતિ વર્તમાન ભૌતિક શાસ્ત્રોની શોધખોળ ઉપર આધાર રાખતી અત્યારની સંસ્કૃતિ સંકુલ જટિલ છે, બહુ શાખાવાળી છે. અને કોઈ અટપટા સૂક્ષ્મ પરંતુ ખૂબ સરસ અને ચોક્કસ કામ આપતા મશિનની પેઠે એ સસ્કૃતિએ માનવને જેમ પરાજયોના કડવા ઘૂંટડા ગળાવ્યા છે તેમ ઘણા વિજયો પણ અપાવ્યા છે. અત્યારની સસ્કૃતિની ખામીઓ માનવ પ્રકૃતિની ખામીઓને આભારી છે. આપણે એટલે કે આજકાલનો માનવ, સંસ્થા ઉપર વિશ્વાસ મૂકવાને ટેવાયો છે. આપણને એમ લાગે છે કે જ્યાં સુધી કેળવણી, સમાજ, રાજકારણ, અર્થશાસ્ત્ર-કુટુંબ વગેરે સંસ્થાઓની પુનર્ઘટના નહિ થાય, એના બંધારણોમાં અને કાર્ય પ્રણાલિમાં, હેતુઓમાં અને ઉદ્દેશોમાં ફેરફાર નહિ થાય ત્યાં સુધી આપણે પૂર્ણતા મેળવી શકીશું નહિ, ત્યાં સુધી આપણા પ્રશ્નોને ઉકેલી શકીશું નહિ એટલે આપણે ગુરૂકુલ, શાંતિ નિકેતન, સ્લાઇડ સિસ્ટમ, તાલિમ વર્ગો, મજૂર

સંઘો કરવા મથીએ છીએ. કોઈ વાદ ઉપર રચાયલું રાજતંત્ર ઉભું કરીને તે દ્વારા જીવનનાં પ્રશ્નોનો ઉકેલ લાવવા મથીએ છીએ. એટલે કે આપણે એમ માનીએ છીએ કે સંસ્થા દ્વારા વ્યક્તિની અને સમષ્ટિની પુનર્ઘટના શકય છે. પરંતુ એવી પુનર્ઘટના સમાજની કે રાજ્યની જ્યાં જ્યાં થઇ છે–અને સફળતા પૂર્વક થઈ છે–ત્યાં ત્યાં નજર કરતાં આપણને જણાય છે કે માનવ જીવનના પ્રશ્નો ઉકેલાયા નથી. અને કેટલીક વાર તો ઉલટા નવા પ્રશ્નો અને કોયડાઓ ઉપસ્થિત થયા છે.

એટલે આપણે સ્વીકારવું પ્રાપ્ત થાય છે કે માનવની પ્રકૃતિમાં બંધારણમાંજ અજ્ઞાન છે, અવિદ્યા છે.–એનાં કારણો અને સ્વરૂપ નક્કી કરવાનું આ સ્થાન નથી–અને જ્યાં સુધી માનવ પ્રકૃતિમાં રહેલ એ અજ્ઞાન, એ અવિદ્યાનો પરિહાર થાય નહિ ત્યાં સુધી માનવ અજ્ઞાન, અશક્ત, દુ:ખી, શોકગ્રસ્ત, આપત્તિઓથી ઘેરાયલો, ટુંકામાં અપૂર્ણજ રહેશે. સમાજ તરીકે પણ આર્થિક અસામનતાઓ પરસ્પરસ્વાર્થની અથડા અથડી અને એને પરિણામે જન્મતા અનીષ્ટ અન્યાય કલેશ અજંપો વગેરેને વશ માનવ સમાજ રહેશે એ નક્કી છે. અર્થાત્ જ્યાં સુધી માનવ પ્રકૃતિનાં બંધારણમાં જ અમૂલું પરિવર્તન થાય નહિ ત્યાં સુધી માનવની મુશ્કેલીઓનો, કોયડાઓનો, મૌલિક ઉકેલ કે નિરાકરણ આવી શકશે નહિ. આવું માનવ પ્રકૃતિનું સંપૂર્ણ overhauling કરવું, એની સંપૂર્ણ કાયાપલટ કે રૂપાન્તર સાધવું, એના અત્યારના અહંતા પ્રધાન અને કામના પ્રેરિત બંધારણની ઉલટા સુલટી કરી નાંખવી એ એક દ્રષ્ટિએ જોતા સાધનાનો હેતુ ગણી શકાય. અહંકેન્દ્રિત માનસ હંમેશા પોતાની જ જાતને આ અનન્ત વિશ્વ રચનાનાં કેન્દ્રમાં મૂકીને તેની પુનર્ઘટના કરવાના પ્રયાસો કરે છે. પ્રત્યેક વ્યક્તિ એ પ્રમાણે કરે છે એને પરિણામે જીવનમાં કલહ, કલેશ અને વિષમ વાદ ઉત્પન્ન થાય છે. પરંતુ અજ્ઞાનની અવસ્થામાં માનવ ચેતનાની સામાન્ય પ્રેરક શક્તિ કામના હોવાથી વાસના, કામના કે મહત્વા-

કાંક્ષા વિના માનવ ક્રિયા કરવામાં ભાગ્યે પ્રેરિત થાય છે. જો કામના જાગતી નથી, જીવનમાં પોતાને કાંઇ મેળવવાનું એમ માનવને લાગતું નથી, વસ્તુઓ ભેગી કરવાની છે, મહત્વાકાંક્ષા હજી અસંતુષ્ટ છે એમ લાગે છે ત્યાં સુધી માણસને કર્મ કરવામાં રસ રહે છે. જ્યારે કામના મટી જાય, ઇચ્છા અને મહત્વાકાંક્ષાનો જ્વર જતો રહે ત્યારે માણસ કર્મજ કેવી રીતે કરી શકે, શા માટે કરે, એવું આપણને લાગે છે.

પરંતુ જ્યારે આ અહં અપૂર્ણ છે, સર્વ મર્યાદાઓનું મૂળ છે, આપણે પોતેજ આપણા અસલ અનંત સ્વરૂપ ઉપર મૂકેલું એક મર્યાદિત આવરણ છે અથવા તો વધારામાં એમ જણાય કે એ "અહં" પોતાને આ વિશ્વ રચનાનાં કેન્દ્રમાં મૂકે છે એમાંથી જ માનવની પ્રથમ અને મૌલિક ભૂલનો–કહો ભ્રમનો–આરંભ થાય છે અને એ 'અહં' જેટલા પ્રમાણમાં વધે છે તેટલા પ્રમાણમાં એ ભ્રમ પણ વધે છે અને પરિણામે સંસારમાં કલહ, દુઃખ, કલેશ અને અનિષ્ટો પણ વધ્યેજ જાય છે. વળી, કામના ઇચ્છા, વાસના વગેરેની તૃપ્તિનો પ્રયોગ એ ગોળ ગોળ ચક્રમાં થતી, વધતી જતી ત્રિજ્યાવાળા ચક્રમાં થતી ગતિ, માનવ ચેતનાની એટલી બધી ધીમી પ્રગતિ સાધે છે કે એને પ્રગતિ કહેવી એટલે, પ્રકૃતિની ધીમી વિકાસ ગતિમાં કેવળ વિશ્વાસ મૂકવાનો જ એક પ્રકાર ગણાય. ઇચ્છાઓ અને કામનાઓ આપણી ચેતનાને એકજ સપાટીમાં એકજ ભૂમિકા ઉપર ગતિમાન રાખે છે એ તેની મોટામાં મોટી ખામી છે. ઉર્ધ્વમાં એની ગતિ એટલી તો થોડી હોય છે કે સમગ્ર જીવન કામનાઓની ગોળ ઘાણીમાં વીતાવ્યા પછી માનવને જાણે જીવન વ્યર્થ ગયું એટલે કે તેનો મૂળ હેતુ સિદ્ધ કરવામાં નિષ્ફળ ગયું એમ લાગે છે. અને કામનાઓ સંતોષાશે આજે નહિ તો કાલે, એમ માનનારાઓને અનુભવ થાય છે કે કામનાઓ હંમેશા ભોગથી શાંત થતી નથી પ્રથમ સંતોષનો ઓડકાર આવતા કામનાઓનો ઉપભોગ કરીને માણસ કિંકર્તવ્ય

મૂઢ જેવો બની જાય છે. પછીથી થોડા સમય પછી કામનાઓનો અગ્નિ જે ક્ષેત્રમાં કે જે દિશામાં સંતુષ્ટ થયો હોય છે તેનાથી જુદીજ દિશામાં પ્રજ્વલિત થાય છે અને એક પછી એક એમ વિવિધ પ્રકારના રંગો વાળી કામનાની જ્વાલાઓ જ જીવનમાં માનવ ચેતાવ્યા કરે છે. અને રંગ બદલાયાને લીધે વિવિધતાનો ખ્યાલ માનવને આપીને પોતાના અજ્ઞાની સ્તરના ઉપરજ માનવને મસ્ત રાખે છે. વળી, એવા પણ ભ્રમ માનવનાં મનમાં ઉત્પન્ન થાય છે કે વસ્તુઓ મેળવવામા, ધન પ્રાપ્ત કરવામાં સફળ થવું તે જીવન સમગ્રમા સફળ થવાની ચાવી છે. પ્રથમ તો ધન પ્રાપ્તિનો ઉદ્દેશ જીવન માટેના સાધનો મેળવવા માટે હોય છે. પણ ધન પ્રાપ્તિ કરતા કરતા એ સાધન મટીને સાધ્ય બની જાય છે અને આરંભથી તે અંત સુધી એ ઘરેડ ચાલ્યાજ કરે છે. પ્રાપ્તિના સંતોષને બદલે જીવનમા વધુને વધુ પ્રાપ્તિ કરવાનો અસંતોષ જ અનુભવાય છે અને અમૂક કક્ષા વટાવ્યા પછી તો પ્રાપ્તિની તૃપ્તિ પણ અટકી જાય છે. સોના હજાર થવામાં જે તૃપ્તિ મળે છે તેનો દશમો ભાગ પણ લાખના દશ લાખ થતાં ભાગ્યે અનુભવાતો હશે. મને લાગે છે કે વધુ નુકશાન તો આવા જીવનમા સફળ ગણાતા માતાપિતાના બાળકોને થાય છે. કારણ કે નાનપણથી એમને જીવનની અમૂક પરિસ્થિતિ સ્વાભાવિક જ લાગે છે, ને ખરૂ જોતાં એમના માતાપિતાએ મહા પ્રયત્ને પ્રાપ્ત કરી હોય છે. એ ધોરણથી નીચે જવાનુ થતાં એ બાળકોને દુઃખ થાય છે. જીવનની વ્યાપક મુશ્કેલી અને ગરીબાઈનો એક અમૂલ્ય પાઠ એ છે કે માનવ પોતાનુ મન મારવાને ટેવાય છે. આવા બાળકો એ પાઠથી વંચિત રહે છે એટલુજ નહિ પરંતુ એને બદલે એ બિચારા પોતાને જે જોઈએ તે વહેલ, યા તો મળવું જ જોઇએ, અથવા તો મળે એજ સ્વાભાવિક છે એ ખોટો પાઠ શીખે છે. અને જ્યારે જ્યારે કોઇ પણ કર્મને લીધે ધાર્યું થાય નહિ, માગ્યું મળે નહિ ત્યારે ઉલ્ટા બીજા માણસો કરતાં વધુ દુઃખી થાય છે. સંતોષ કે આનંદની માત્રા વસ્તુમાં પોતાનામા નથી હોતી એ

એ સત્ય તેઓની કલ્પનામાં પણ હોતું નથી. તેઓ જાણતા નથી કે એવા સંતોષ કે આનંદનો આધાર વ્યક્તિની પોતાની અંતર અવસ્થા ઉપર અવલબે છે. એટલે પોતાને જે મળતું હોય છે તેનો આનંદ પણ સ્વપ્રયત્ને પ્રાપ્ત કરેલ વસ્તુમાં માનવને મળે છે તેવો તેમને મળતો નથી. એક ગરીબ માણસને કદાચ બાજરીનો રોટલો ખાવામાં જે સંતોષ થાય છે તેવો અને તેટલો સંતોષ શહેરની હોટેલમાં ખાનારને કે પોતાના સ્વાદિષ્ટ ભાણામાંથી ધનવાનને હંમેશા મળે છે એમ કહેવું મુશ્કેલ છે. સુંદરમાં સુંદર હવાવાળી સમુદ્રની સામે આવેલી હવેલીને ચોથે મજલે પોતાની માલિકીના બંગલામાં એશઆરામની સામગ્રીથી પરિવેષ્ઠિત વ્યક્તિ સુખીજ હોવી જોઈએ એમ માનીને એનાથી ઓછો ધનવાન માણસ એના જેટલા પૈસા પ્રાપ્ત કરવા અને એવું મકાન બાંધવા પ્રયત્ન કરે છે. પરંતુ બંગલાના માલિકોમાં કોઈક જ સુખી હોય છે એ હકીકત તે જોઈ શકતો નથી. જરૂરીઆતો પૂરી પડે એવી પરિસ્થિતિ એ સુખ પ્રાપ્તિની નિશાની નથી. એ તો ફક્ત દરિદ્રતાની ગેરહાજરી જ ગણાય.

સર્વ પ્રકારની સગવડો વાળા ઘરમાં રહેનાર ધનવાન કેવા વિચિત્ર પ્રકારનુ દુઃખ અનુભવી શકે છે તે જાણો છો ? કોઈકની સ્ત્રી ગમગીન રહે છે એનું દુઃખ એના પતિને છે. પોતાની આ અવસ્થા તે માણસ કોઈને કહી પણ શકતો નથી. મટાડવાના બધા પ્રયત્નો તે કરે છે એટલે કે તે પૈસા ખર્ચે છે, પણ પૈસા ખર્ચે છે તે તો પોતે પ્રયત્ન કરે છે તેની ખાત્રી કરવા. તેથી કાંઈ બેચેની દૂર થાય છે એમ નથી હોતું. વળી, વધારામાં ખૂબી તો એ છે કે ધનવાનની સ્ત્રીને બેચેન રહેવાનું કાંઈ કારણ નથી હોતું છતાં તે બેચેન રહે છે એનો ઉપાય એટલે કે સાચો ઉપાય કોઈ બતાવતું નથી. બધાજ એને એની મહત્તાનું એક માત્ર ચિન્હ પૈસો ખર્ચવાના ઉપાયો અને ઇલાજો બતાવે છે. કોઈ સાચો ઈલાજ બતાવનાર મળી જાય તો તેની સલાહ આ બીચારા ધન-

વાન સમજી શકતા નથી; અને સમજે તો સલાહનો અમલ કરી શકતા નથી.

## કાળા બજાર

એના વિશે સાંભળ્યું ઘણું હતું, પણ જોયું કોઇ જગ્યાએ ન હતું. એટલે કે કોઈ જગ્યાએ જાહેરમાં એનું પાટિયું મારેલું વાંચવામાં આવ્યું ન હતું, છતાં બધાં પાટિયાં મારેલા બજારો વચ્ચે એ બજાર ચાલે છે એમ જાણવા મળ્યું. એ એની ખાસ ખૂબી છે. હા, ગામડાઓમાં ખાંડ મળતી ન હતી અને ગોળ મળતો તે બહુજ ખરાબ હતો એ મેં જોયેલું, પરંતુ એ કેમ નથી મળતી એ પ્રશ્નના ઉત્તરમાં મિનિસ્ટરોની નાલાયકીથી માંડીને હિંદની સમસ્ત જનતાની અયોગ્યતા જવાબદાર છે એવા અભિપ્રાયો મેં સાંભળેલા. પરંતુ મારે કબૂલ કરવું જોઈએ કે આ વિકટ પ્રશ્નનો ઉકેલ હું બરાબર જોઇ શકયો નથી, કારણ કે એ કેમ ઉપસ્થિત થાય છે તેનાં કારણો હું બરાબર જાણી શકયો નથી. આજે હિંદને માટે જોઈતા ચોખા હિંદમાં પૂરતા પ્રમાણમાં પાકતા ન હોવાને કારણે અને રંગૂન, સિયામ વગેરે બહારના સ્થળોથી આવતા ચોખા બંધ થઇ ગયા હોવાને કારણે, વળી વિશેષમાં એકલા ઓસ્ટ્રેલીયાના ઘઉં અહિં આવતા હોવાથી ઘઉં અને ચોખાનો તોટો પડયો છે. આટલું હું સમજી શકું છું, પરંતુ અહિં જે ચોખા છે તે બહારથી લાવવાની ગોઠવણ થાય ત્યાં સુધીમાં રીતસર સરખા પ્રમાણમાં જરૂરીઆતને પહોંચી વળે એ રીતે સર્વત્ર કેમ નથી વહેંચી શકાતા. તેનો ઉત્તર હજી સુધી ચોક્કસપણે મને જડ્યો નથી.

હવેની સરકારો લોકનિયુક્ત હોઈ તેમણે જૂદા જૂદા ધંધાના લોકોને પોતાને સલાહ આપવા માટે જૂદી જૂદી કમિટીમાં લીધા તે એ હેતુથી કે પોતાના ધંધાની સ્થિતિ વિશે તેની જરૂરીઆત અને મુશ્કેલીઓ વિશે યથાર્થ ખ્યાલ એ લોકો સરકારને અને મિનિસ્ટરોને આપી શકે; પરંતુ બધે એ કાર્ય પ્રમાણિક પણે થયું લાગતું નથી. જે લોકો કમિટીમાં ગયા તેમણે પોતાના ધંધા

ને લાભ કેમ થાય, કેટલાકે તો પોતાને અંગત રીતે લાભ કેમ થાય એતાજ પ્રયાસો કર્યાં. આના પણ ઉદાહરણો છે. "અરે, સાહેબ, કમિટિના મેંમ્બરની વાતજ જવા દો ને. પેલા ખેડુતોને કેમીકલ ફર્ટીલાઇઝર એટલે રસાયણિક ખાતર પૂરૂં પાડવાનુ માથે લેનાર અને અત્યાર સુધી કોંગ્રેસના સ્તંભ ગણાનાર એમના જ વિશે જૂઓને. મેં જ્યારે અમૂક દવા માંગી ત્યારે શું કહ્યુ જાણો છો, 'જૂઓ માલ જોઇતો હોય તો હું રસીદ રૂપિયા ૩૦) ના ભાવથી કરી આપીશ. પણ ભાવ રૂપિયા ૭૫) ગણવાનો છે, બાકીના રૂપિયા ઉપરથી આપી દેવાના સમજ્યા. કબૂલ હોય તો કાલે બપોરે પૈસા લઈને આવજો.'" અલબત્ત, આ ફરિયાદ કરનાર વિશે પણ આપણે પૂછી શકીએ કે એમને રૂા. ૩૦)ને ભાવે માલ મળ્યો હોત તો એ પ્રમાણિક જ નફો લઈને એ માલ વેચત કે એ પોતે પણ રૂા. ૭૫) નો ભાવ લેત. માણસનું ચારિત્ર એટલું અગમ્ય છે કે આવી ફરિયાદ કરનાર પોતે પ્રમાણિક પણે વર્તે જ એની ખાત્રી રાખવી મુશ્કેલ છે. કારણકે demand & supply–માંગણી અને તે પૂરી પાડવાની શક્તિ એ બે વચ્ચે જ્યારે ફેર પડી જાય છે એટલે કે માંગણી વધારે હોય અને વસ્તુ કે માલ ઓછો હોય કે ઓછો હોય એમ દેખાડાય ત્યારે એ ઓછા માલના બને તેટલા વધારે પૈસા કરવાનો લોભ, બીજો કોઈ ભલે અટકાવે પણ વેપારી તો અટકાવી શકે જ નહિ એમ હું ધારૂં છું. આમાં કેળવાયલા કે ન કેળવાયલાનો પ્રશ્ન જ રહેતો નથી.

જો આપણે એમ પૂછીએ કે એમને એ કામ શા માટે સોંપવામાં આવ્યું? તો ઉત્તર મળ્યો કે એમણે કે એમના જેવા તો કેટલાઓએ કોંગ્રેસના ફંડમાં પૈસા ભરેલા તેમને નાખૂશ પણ કેવી રીતે કરી શકાય. આપણે પૂછીએ કે શું એમણે એ હિસાબે પૈસા ભરેલા કે કોંગ્રેસ જ્યારે પાવરમાં આવે ત્યારે આપણને License મળશે? આનો જવાબ કોણ આપી શકે? જાહેર કામ પણ જાહેર હિતને ખાતર કરવું, કોઈ પણ કામ

નિષ્કામ પણે કરવુ અને એ જાહેર હિતનુ કામ સફળ થયા પછી તેમાથી અંગત સ્વાર્થની આશા ન રાખવી, એ કેટલુ વિરલ છે અને સામાન્ય માણસ માટે કેટલુ મુશ્કેલ છે, તેનો કાંઈક ખ્યાલ હવે કોંગ્રેસ જ્યારે સત્તામાં આવી છે ત્યારે આપણા લોકોને કદાચ આવતો હોય તો કોણ જાણે. વળી, કેટલાકને એ લાભ લેવાનો વિચાર પાછળથી પણ ઉઠયો હોય તો નવાઈ નહિ. મહાસભા એટલે આદર્શવાદીઓનુ મડળ, મહાસભા એટલે તો ચારિત્રવાન લોકોની બનેલી સ્વાર્થ ત્યાગ કરનારાઓની સભા એ માન્યતા કેટલી પોલી હતી તે કદાચ હવે લોકોના જાણવામા આવવા લાગ્યુ હશે

એક જણ કહે," અનાજ, અનાજ શું કરો છો? તમારે જોઈએ તેટલુ અને જોઈએ તે હુ બ્લેક મારકેટમાથી લઈ આવું " વળી એક બીજા ભાઈ કહે, "આ તમાગ અમદાવાદના જ એક આગળ પડતા કોંગ્રેસવાદી શેઠને ત્યા ચોખા ભરેલા અને મારા તનારા જેવા કોઇકને ખબર પડી. તેણે ખાતાને ખબર આપી એટલે પોલીસે રેઇડ પાડયો. ત્યારે એમણે શું કર્યુ તે જાણો છો? ચોખા બ્હારો બ્હાર બોઇલરમા નાખી દીધા. આમ લોકને ચોખા ન આપ્યા અને પોતાનુ પાપ ચોખા નાશ કરીને ઢાકયુ " વળી, એક બીજા ભાઇ કહે, " કોલ્હાપૂરમા ત્રણ લાખ ગોળના રવા પડયા છે તે વરસાદ પડયા પછી ખરાબ થઈ જશે. અમદાવાદમાં એની બહુ જરૂર છે, કારણ કે એક માણસ ગોળમાથી ખાડ બનાવે છે. તેણે મગાવેલો ગોળ પણ અમદાવાદમા એમને એમ પડયો છે, કારણ કે ખાડ બનાવનાની રજા રદ કરી છે. આમ થવાનુ કારણ એ છે કે વેપારમા એના કોઇ હરિફે સરકારને એવી ફરિયાદ કરી છે કે ગોળમાથી જે ખાડ બનાવાય છે તે માણસને નુકશાન કારક છે.

વળી, કેટલાક તો ધોળા બગલા જેવા રહીને પણ કાળા બજાર કરે છે અને તે સાધારણ વેપારીઓ નહિ પણ કરોડાધિ-

પતિઓ. જેને માલ વેચે તેને દેખીતી રીતે સરકારી ભાવે આપે પછી એ એજન્ટ કાળા બજારમાં માલ વેચે એમાંજ એમનો ભાગ રાખેલો હોય. એટલે એવા લોકો બહારથી પ્રમાણિક રહીને કાળા બજારનો લાભ લે છે.

અને આ માલની વ્હેંચણીની વિચિત્રતાતો જૂઓ. કેલીકો મીલની ઝીણી સાડીઓ અને ટવીલ ડાંગના ધાંણુકાઓમાં રેશન કાર્ડ કાપડ તરીકે વેચાય છે; જ્યારે શહેરમાં જાડું કાપડ જ મળે છે. આ બીજા ભાઇઓ પાસેથી સાંભળેલી વાતોમાં મારા સ્વાનુભવની એક હકીકત ઉમેરૂં. અમદાવાદની એક મીલ મહીને દોઢ લાખ સાડીઓ પેદા કરે છે. તે જોવા હું ગયો ત્યારે તેના પ્રમાણિક માલિકે મને કહ્યું કે અમે દર મહિને દોઢ લાખ સાડીઓ પેદા કરીએ છીએ તે કયાં જાય છે, કેવી રીતે વહેંચાય છે તેની મને બિલકુલ ખબર પડતી નથી.

મંત્રીને મળીને પૂછીએ તો એમની બીચારાની સુશીળતનો પાર દેખાતો નથી. પ્રથમ તો બધી જરૂરીઆતની વસ્તુઓ એમના ઈલાકામાં ઉત્પન્ન થતી હોતી નથી. કેટલી તો બ્હારથી લાવવી જ પડે. વળી, તે મર્યાદિત પ્રમાણમાં મળે • એટલે તેની વ્હેંચણી પણ મર્યાદિત જ રહે. વળી, એ મંત્રીઓ પોતપોતાના પ્રદેશને માટે આખા દેશના કરતા જૂદી નીતિનું અનુસરણ કરી શકે નહિ. વળી, વધારામાં આપણા વેપારીઓ સારી રીતે અપ્રમાણિક એટલે કોઈપણ સરકારની વ્યાપારની નીતિનો યથાર્થ અમલ થવો મુશ્કેલ જ. સામાન્ય લોકો તો પોતાનામાં જાહેર નાગરિકતાની જવાબદારીનું ભાન નથી એ જાણ્યા વિના જ પોતાની કોઈપણ મુશ્કેલીને માટે બીજાનો જ વાંક કાઢવાના. એટલે કે વેપારીઓ કે 'સરકાર કે અંગ્રેજ. કે મિનિસ્ટર એમાંનું જ કોઈ દોષ પાત્ર. પરંતુ પોતે શા માટે કાળા બજારની કિંમત આપીને માલ લે છે અને એ રીતે કાળા બજારને ઉત્તેજન આપવામાં ભાગીદાર બને છે એ વિચાર પણ એમને ભાગ્યે આવે છે.

જીવનની ખાસ જરૂરીઆતો ઉપર એટલે કે અનાજ, કાપડ વગેરેની વ્હેંચણી ઉપર અંકુશ મૂકવાની સરકારને કયારે ફરજ પડે છે ? સામાન્ય સમયમાં નહિ જ પરંતુ કોઇ અસામાન્ય પ્રસંગે જ્યારે દેશ કોઇ ભારે વિકટ પરિસ્થિતિમાંથી પસાર થઇ રહ્યો હોય ત્યારે એટલે કે લડાઈના પ્રસંગમાં, દુકાળમાં, લોકોના હિતને ખાતર જરૂરીઆતનો જેટલો જથો હોય તેટલો પોતાના અંકુશમાં લઇને દરેક નાગરિકની જરૂર વિચારીને પ્રત્યેકને કેટલું મળવું જોઇએ, કેટલે ભાવે મળવું જોઇએ તે નક્કી કરે છે. અને યથા શક્તિ એની વ્હેંચણી માટે પણ વ્યવસ્થા કરે છે. હવે પ્રત્યેક નાગરિક પોતાની ફરજ સમજીને એ વ્હેંચણી અનુસાર વસ્તુનો ઉપયોગ કરે તો તાત્કાલિક કોઇને અછત જણાય નહિ અને માલનો જથો પૂરો થવા આવે તે પહેલાં સરકાર બ્હારથી તે મંગાવવાની અને ન મળી શકે તેમ હોય તો તેને બદલે બીજી વસ્તુ પૂરી પાડવાની વ્યવસ્થા કરી શકે. પણ આમ કયારે થાય ? જ્યારે પ્રત્યેક વ્યક્તિ એ કામમાં સહકાર આપે ત્યારે. બધા જ માણસો એટલું સમજે કે અત્યારે આપણે બધાએ જે કાંઇ છે તે વ્હેંચીને લેવાનું છે,—કોઇએ પોતાને માટે ખાસ હકો કે ખાસ જરૂરેનો અમલ કરવાનો આ સમય નથી, બધાએ થોડો થોડો ત્યાગ કરવાનો છે, થોડી થોડી અગવડ વેઠવાની છે તો આ મુશ્કેલીનો વખત પસાર થઈ જઈ શકે અને આખો સમાજ ધીમે ધીમે પાછો મૂળસ્થિતિ પર આવી શકે. પરંતુ જે દેશમાં સામાન્ય જનતાની જાહેર હિતની ભાવના પૂરતા પ્રમાણમાં જાગ્રત કે સક્રિય થઇ જ ન હોય ત્યાં સરકાર માલ ઉપર જેવો અંકુશ મૂકે કે તુર્ત દરેક માણસ એ વસ્તુ પોતાનાથી લેવાય તેટલી લેવા એટલે કે ખરીદવા જ માંડે છે. દાખલા તરીકે, અહિં એમ જાહેર થયું હતું કે ખાંડનો જથો હમણાં થોડો છે તથા સાણુ મેળવવા માટે થોડો સમય લાગશે એટલે તુર્ત દરેક વ્યક્તિ પોતાનાથી લેવાય તેટલો જથો લેવા માટે પડાપડી કરવા મંડી. આવી સ્થિતિમાં એક જ રીતે સરકાર [illegible] ટકાવી [illegible]

અને તે માર્શલ લૉ વડે. અર્થાત્, જે વ્યક્તિ એ પ્રમાણે ગમે તે ભાવ આપીને મુકરર જથ્થા કરતા વધારે માલ ખરીદતા પકડાય અથવા તો જે વેપારી મુકરર કરેલા ભાવ કરતાં વધારે લે તેને તુર્ત ફાંસી દેવી જોઈએ અથવા તો બજાર વચ્ચે ગોળીથી મારવામાં આવે તો જ એ અંકુશ ટકે. તે પણ ટકે તો ટકે. બાકી તો લોકોની બહુમતિ સમજણ પૂર્વક સહકાર આપે નહિ ત્યાં સુધી સરકારી કાનુન અસરકારક રીતે કામ કરી શકે નહિ, કેમકે ડેમોક્રસીનો અર્થ જ એ છે કે લોકોના હિતનું ચિંતન કરીને લોક નિયુક્ત સરકાર જે પગલું ભરે તેને જનતાના મોટા ભાગે સાથ આપવો જ જોઈએ. જો લોકોનો મોટો ભાગ એ પ્રમાણે સાથ ન આપે તો ગમે તેવું હિતકારી પગલું પણ સફળ નિવડે નહિ.

ઈંગ્લંડ વગેરે દેશોમાં આ સરકારી અંકુશ સફળ રીતે કાર્ય કરે છે, કારણ કે ત્યાંની જનતાનો મોટો ભાગ પોતાની નાગરિક તરીકેની જવાબદારી સમજે છે અને અદા કરે છે. આપણી સરકાર અને આપણી જનતાના બીનઅનુભવી પણા માટે પણ આપણે કેટલાક ટકા મૂકવા જોઈએ.

આમ તો મુંબઈનું જીવન બહારથી આટલું બધું સક્રિય દેખાય છે. પરંતુ તેનાથી કોઈપણ પ્રકારે ઉતરતું નહિ એવું એનું જીવન અથવા કહો કે એવા એનાં જીવનનો મોટો ભાગ દેખીતી રીતે નિર્જીવ એવા ટેલિફોનનાં દોરડાંને આભારી છે. ટેલિફોન ઉપર હજારો નહિ પણ લાખો રૂપિયા કોઈવાર આવે છે અને જાય છે. આ વિરાટ નગરીના અનેક વ્યાપારો વિશે ચારે બાજુએ, વ્યક્તિ વ્યક્તિ વચ્ચે, સંસ્થાઓ સંસ્થાઓ વચ્ચે, સર્વત્ર જાણે એક સૂક્ષ્મ વિનિમયની પ્રવૃત્તિ જે પ્રમાણમાં ટેલિફોન ચાલુ રાખે છે તે આ શહેરના બહારના ઘોંઘાટની સાથે સરખાવતા જેવો સૂક્ષ્મની પ્રવૃત્તિ ગણી શકાય. એમાં એક અમૂલ્ય ગણાય એકાંતમાં કામ એ છે કે વ્યક્તિ વ્યક્તિ વચ્ચે લગભગ બહારના માણસો વચ્ચે એવી આપ લે ગમે ત્યાં થઈ શકે છે.

વધારે જાણી શકે તો તે પચાસ ટકા જ, તે પણ કલ્પીને. આમ ઘર બજાર વચ્ચે ગમે તે વ્યક્તિ જોડે ગમે તે વિષયની આપ લે થઈ શકે છે એ ટેલિફોનનો મોટો આશીર્વાદ છે. આમ લાંબુ અંતર ક્ષણુના અપૂર્ણાંકમાં ટેલિફોન કાપે છે એટલું જ નહિ પરંતુ માણસોને અને હૃદયોને તે નજીક લાવી શકે છે ટેલિફોન પર રોમાન્સ પણ થાય છે અને એ શૂષ્ક યંત્ર હૈયાઓ ભગ્ન પણ કરે છે. કોઈવાર ટેલિફોન ઘાતક પણ નિવડે છે. એને લઇને આખા બજારમાં વજ્રપાત થાય છે, બધો રંગ ફરી જાય છે. વળી, ટેલિફોનની એક બીજી બાજુ જોવી હોય તો તમારે શેર બજારમાં જવું. જાણે યુદ્ધના ક્ષેત્રની વચ્ચે પડેલ કોઈ લડાયક યંત્ર એક પછી એક યોદ્ધાઓ લઇને તેનો અર્જુનનાં ગાંડીવની પેઠે પ્રયોગ કરે છે. અને એમાં પણ અવાજના થડકાર, વિચારના મોજા અને હૃદયના ભાવો પૂરતા પ્રમાણમાં પ્રગટે છે. એ જેમ આશીર્વાદ સમાન લાગે છે તેમ વારે વારે શાંતિ અને આરામનો ભંગ કરીને મુંબાઈનાં જીવનને શાપમય પણ બનાવી શકે છે.

કેટલીક વસ્તુઓ તો મુંબાઈમાં જ બને એમ આપણુને લાગે છે. નિયમિત સમયને અંતરે આવતી લોકલો, ટ્રામો અને બસોને પરિણામે અમૂક અમૂક સમયે અમૂક જગ્યાએ ચોમાસામાં જેમ પાણી ભરાય, એકઠું થાય અને પછી પાળ ભાંગીને વહી જાય તેમ મરિનલાઈન્સ, ચર્ચગેટ વગેરે સ્ટેશનો પાસે સવારે અને સાંજે અમૂક વખતે અમૂક રસ્તાઓ ઉપર માણસો અટકી જાય, ભેગા થઈ જાય અને પછી જ્યારે મોટરનો વ્યવહાર બંધ કરવામાં આવે ત્યારે જોશ ભેર વહેતાં પાણીના વ્હેળાની માફક વહે. આવું દ્રશ્ય મને લાગે છે કે મુંબાઈમાં જ શકય છે. એ ભેગા થયેલા માનવ સમુદાયની વિવિધતા અને વિચિત્રતા, પહેરવેશથી માંડીને મનોદશા લગીની, આપણે સાનંદાશ્ચર્ય થઇને વિચાર્યા જ કરીએ.

મુંબાઈમાં રહેવાનું થયું તે દરમ્યાન મુંબાઈમાં જે જે કળાધામો હોય તે સઘળા તો બનતે પ્રયત્ને જોવા એવી મારા

મનની ઈચ્છા હતી, કારણ કે બીજી વાર મુસાફરી કરવાનું કયારે બને તે અનિશ્ચિત હોવાથી એ કલાનાં ધામો જોવાના રહી જાય તો મારાં મનમાં એ ભય રહેતો કે હું સદા માટે કેટલીક સનાતન સૌંદર્યની કૃતિનાં દર્શનથી હમેશને માટે વંચિત રહી જઇશ. એટલે મુંબાઈનું પ્રિન્સ ઓફ્ વેલ્સ મ્યુઝીયમ હજી પૂરે પૂરૂં લડાઈ પછી પાછું ગોઠવાયું ન હતું તો પણ તેના ક્યુરેટરનાં સૌજન્યથી હું જે ભાગ જન સમાજ માટે ખુલ્લો નથી તે પણ જોઈ શકયો. ચિત્રકામ અને સ્થાપત્યમાં મુંબાઈનું મ્યુઝીયમ સમૃધ્ધ છે એમ કહેવું જોઈએ. સર દોરાબ ટાટાનો સંગ્રહ પણ સારો છે. મોગલ અને રજપૂત કળાનાં ચિત્રો, કેટલાક યૂરોપિયન મહાન્ ચિત્રકારોનાં અસલ ચિત્રો પણ અહિં છે. અહિંનું સ્થાપત્ય પણ સારા સારા નમૂનાઓવાળું છે હજી બધી મૂર્તિઓ વ્યવસ્થિત રીતે ગોઠવાઈ નથી, પરંતુ જો બરાબર ગોઠવવામાં આવે તો મદ્રાસથી મૂર્તિ વિધાનનાં સંગ્રહમાં બીજે નંબરે આ સંગ્રહ આવે. વળી, અહિં યૂરોપિયન અને ખાસ કરીને ઈટાલિયન કળાના જે નમૂના છે તે જોતાં આ મ્યુઝીયમ એકંદરે ઘણું ઉત્તમ ગણાય. વિરલ જાપાનીશ રાચરચિલાના નમૂનાઓ પણ અહિં સારા પ્રમાણમાં છે તથા મરેલાં પ્રાણીઓનો સંગ્રહ તો બીજા કોઈપણ મ્યુઝીયમ કરતાં અહિં ખૂબ સાયન્ટિફિક રીતે પધ્ધતિસર રજૂ થયો છે.

ખાનગી સંગ્રહોમાં મેં ટ્રેઝરીવાળાનું નામ સાંભળ્યું હતું. મી. એન સી. મ્હેતાને ઘેર પણ ચિત્રકામનો સારો સંગ્રહ છે એમ સાંભળ્યુ હતું. તથા લક્ષ્મીપત્ત સંગાણીયા નામના મારવાડી વેપારીને ત્યાં પણ સારો સંગ્રહ છે એમ પણ સાંભળવામાં આવેલું. મી. ટ્રેઝરીવાળા મરણ પામ્યા હોવાથી અને એમના પુત્રી અને પત્નિને મળવાના પ્રયત્નો કરવા છતાં એક જ વાર એમને મળવાનું થયું, જ્યારે એમણે ઘણી જ માયાળુતાથી જે મૂર્તિઓનો સંગ્રહ બહાર હતો તે મને બતાવ્યો પરંતુ ચિત્રોનો સંગ્રહ જે હિંદુ-

સ્તાનના સારા સંગ્રહોમાંનો એક ગણાય છે તે જોવાનો પ્રસંગ પ્રાપ્ત થયો નહિ. એમા મોટું આશ્વાસન એ મળ્યું કે તે સગ્રહ હિંદની સરકારે વેચાતો લીધો હોઇ એકાદ અઠવાડિયામાં જ તે દિલ્હી તરફ રવાના થવાનો હતો. આવો એક સારો સંગ્રહ હિંદમા રહ્યો અને સ્વર્ગવાસી ડૉ. આનદ કુમાર સ્વામીના સંગ્રહ પેઠે પરદેશ ન ખેચાઈ ગયો એ કાંઈ ઓછા ભાગ્યની વાત નહિ ગણાય. આમા મિસીસ અને મિસ ટ્રેઝરીવાળાએ સ્વાર્થત્યાગ અને દેશભક્તિ બન્ને ગુણો, એ સંગ્રહને વેચવામાં પ્રગટ કર્યા હતા એમ માનવાને કારણ છે. કાંસાની મૂર્તિના જે નમૂનાઓ જોયા તે ઉપરથી મી. ટ્રેઝરીવાળાનો ટેસ્ટ, એમની રૂચી ઘણી ઉચા પ્રકારની હોવી જોઈએ એમ મારે કહેવું જોઇએ.

લક્ષ્મીપત્ત સઘાણીઆનો નેપીયનસી રોડ ઉપરનો સંગ્રહ ટૂંકામાં ટૂંકા સમયમાં સંગ્રહાયલો એક મોટો સંગ્રહ ગણી શકાય. લગભગ ૩–૪ વરસના જ ટૂંકા સમયમાં આટલી બધી વસ્તુઓનો સંગ્રહ સઘાણીઆના જેટલી સપત્તિ, તથા વસ્તુઓનો સગ્રહ કરવાના આગ્રહ વિના ભાગ્યે જ થઈ શકે. કારણ કે સગ્રહાયલી વસ્તુઓ–નેપાળથી માંડીને દક્ષિણ હિદ સુધીની, જાપાનીશ અને ચાઈનીઝ બરણીઓથી અને ફુલદાનોથી માડીને યૂરોપિયન ઇટા· લિયન, ફ્રેંચ અને સ્વીશ ઘડિયાળોના વિવિધ નમૂનાઓ સૂધીની તથા હસ્તલિખિત પ્રાચીન પુસ્તકોની નકલો સુધીની વસ્તુઓ અહિં છે. અહિં જોયલી બ્રોંઝ (Bronze) ની ભરતની ધાતુની મૂર્તિઓ અત્યાર સુધી જોયલી મૂર્તિઓમા મોટી હતી અને તેમાની ૧૦–૧૨ તો ઉત્તમોત્તમ નમૂનામા મૂકાય તેવી હતી. નેપાલની કળા તથા બુદ્ધ સમયની અને ગુપ્ત સમયની કળાના કેટલાક નમૂનાઓ ઉત્તમ હતા. આખું સંગ્રહ જોતા સંગ્રહ કર્તાની સમૃદ્ધિની જેટલી છાપ પડતી તેટલી રૂચિની છાપ પડતી નહિ એમ મારે કહેવું જોઈએ. અને કોઈ વાર મારાં મનમાં એ પ્રશ્ન ડોકિયા કરી જતો કે આવો સંગ્રહ ખરેખર કોઈ વ્યક્તિની માલિકીનો હોવો

જોઈએ ખરો? કારણ કે ધંધામાં જે ચડતી પડતીના છાંયડા આવતા જ હોય છે તેમાં આવો વ્યક્તિએ કરેલો સંગ્રહ કેટલે અંશે સુરક્ષિત કે સુપ્રતિષ્ઠિત ગણી શકાય? અને સમાજ આખાનું ધન ગણી શકાય એવો સંગ્રહ વ્યક્તિ પોતાની સ્થિતિ અનુસાર વેચી દે તો તે સમાજની દ્રષ્ટિએ અને સંસ્કારિતાના સંરક્ષણની દ્રષ્ટિએ કેટલે અંશે વ્યાજબી ગણાય? મને લાગે છે કે આવા વ્યક્તિએ કરેલા સંગ્રહો પ્રજાએ કે પ્રજાકીય સરકારે યોગ્ય કિંમત આપીને પ્રજાને માટે ખરીદી લેવા જોઇએ.

મી. એન. સી મ્હેતાને ત્યાં પણ એમણે ભેગો કરેલો મૂર્તિઓનો અને ચિત્રોનો નાનો સરખો સંગ્રહ જોયો. એમના બીજા ચિત્રો પેટીમાં બધ કરેલાં હોઈ, એ ચિત્રો જોવાનો અવકાશ મને મળ્યો નહિ. તે જોવાની હોંશ મનમાં રહી ગઈ.

મુંબાઇના ખાનગી ઘરોમાં સર સી. વી મ્હેતાના દિવાનખાનામાં કેટલીક સુંદર વસ્તુઓનો નાનો સરખો સંગ્રહ ધ્યાન એંચે તેવો મને લાગ્યો. તેમાં એક ગરૂડ, એક નટરાજ અને એક ધ્યાનસ્થ શીવની મૂર્તિ સુંદર હતી. વળી, લેમ્પ હોલ્ડર્સ એટલે કે દીવાઓ પ્રગટાવવાની યોજના ઈલેક્ટ્રીક દીવાઓની હતી તો પણ સુંદર હતી. તેવું જ એક બીજું ઘર મી. કાંતિલાલ શાહનું હતું જેમાં એમણે છોકરાઓ માટે નાનું સરખું સંગ્રહસ્થાન બનાવ્યુ છે. ૭૦–૮૦ વર્ષ પૂર્વેના સ્ત્રીઓના કપડાના નમૂનાથી માંડીને ગુજરાતમાં થતાં રમકડાઓ અને બીજી કલામય સામગ્રી એમણે પોતાના બાળકો માટે અહિં એકત્ર કરી છે. આ વખતે એટલે કે મુંબાઈની કળા સામગ્રીનો મહોત્સવ હું માણતો હતો ત્યારે મને ખબર નહિ કે હૈદ્રાબાદમાં હજુ આનાથી વધારે સમૃદ્ધ અને સુંદર કલા સગ્રહ મારે માટે જોવાનો સરજાયલો હતો.

આટલુ મોટું આધુનિક શહેર હોવા છતાં પ્રાકૃતિક સૌંદર્યના સ્થાનો પૂરતા પ્રમાણમા મળી આવે છે એ મારા જેવા માટે

ઓછો આશ્વાસનનો અને આનંદનો વિષય નથી. મુંબાઇનો સમુદ્ર પણ એક ધારો નથી. જૂદે જૂદે સ્થળે એનું રૂપ જૂદું જૂદું દેખાય છે. મહાલક્ષ્મી પાસેનો નેપીયનસી રોડ સામે ઘુઘવાતો સમુદ્ર ચોપાટી ઉપરના સમુદ્ર કરતાં જૂદો છે. અને એપોલો બંદર પાસેનો અને સીવરીની પાસે જે છાછરો સમુદ્ર છે એ બધાનાં સ્વરૂપો જૂદા જૂદાં છે. મલબાર હીલ પાસે જે નવી હોટેલ પાણીની ટાંકીની સામે નીકળી છે ત્યા આગળથી મુંબાઈનું જે દ્રશ્ય દેખાય છે, તે દિવસે અને રાત્રે–દિવસના કે રાતના કોઇપણ સમયે જોવા જેવું હોય છે. અને આ ટેકરી ઉપર પગે ચાલીને ફરવાના જે રસ્તાઓ બનાવ્યા છે તેમાં મુંબાઇની મ્યુનિસિપાલિટીએ ખૂબ ઉત્તમ પ્રકારની ઉપયોગિતાની અને સૌંદર્યની દ્રષ્ટિનું મિલન સાધ્યું છે. પરંતુ આ વરલી પાસે જે ટેકરી છે તેની નીચે મકાનો બાંધવાની રજા મ્યુનિસિપાલિટી કે સરકાર શા માટે આપતી હશે. કાંઈ નહિ તો એક ટેકરી તો આખા મુંબાઇમાં એવી રહેવી જોઈએ, જેવી પ્રકૃતિએ મુંબાઇને આપી છે. જ્યારે જ્યારે એ રસ્તે થઈને હું ગયો છું ત્યારે એ સમસ્ત ટેકરી અને નીચેનો ભાગ એવો ને એવો ખાલી રાખીને એને એક બાગના રૂપમાં કે ફરવાની જગ્યાના રૂપમાં સાચવી રાખવો જોઇએ એવો દ્રઢ આગ્રહ મારાં મનમાં થયા જ કર્યો છે. હવે તો મુંબાઈ એટલું પ્રસર્યું છે કે જગ્યાની તાણને લીધે મુંબાઈની અસલ પ્રાકૃતિક સૌંદર્યવાળી ટેકરી અને તેની તળેટીનો ભોગ આપવાની જરૂર મને તો બિલકુલ દેખાતી નથી. આમ મરીનડ્રાઈવ અને બીજી બાજુ જુહુની સામે ખુલ્લો સમુદ્ર આવી રહ્યો હોવા છતાં મારાં મનમાં હમેશા સંશય રહ્યા કર્યો છે કે આ મુંબાઇગરાઓમાંથી કેટલા એ સમુદ્રનાં સૌંદર્યનો ઉપભોગ કરતા હશે. ચોપાટી અને મરિનલાઇન્સ ઉપરના દીવાની ત્રણ ગોળ કંઠીની પેઠે જતી સેરો તથા મુંબાઈ શહેરના તેજસ્વી વિજળીઓના દીવાઓવાળું વાતાવરણ બીજા ઘણા વિજળીના દીવાવાળા શહેરો કરતાં એના ઝગઝગાટથી દીવાઓની કળામય યોજના વડે તદ્દન જુદું પડી આવે છે. મુંબાઈની વિજળીના

દીવાથી આલોકિત રાત્રિ દિવસના પ્રકાશની સાથે સ્પર્ધામાં ઉતરવાનો પ્રયત્ન કરે છે. રેડિયો કલબની સામે એની પાળ બાંધતો જે સુંદર સમુદ્ર છે તથા તેની સામે થોડી દૂર પાલવા બંદરની માછીઓની વસ્તીના અને પોર્ટટ્રસ્ટના માણસોના મકાન દેખાય છે એના પ્રત્યે આ કલબના માણસોનું ધ્યાન દોરાતું હશે ખરૂં? ટેલિફોનના કટકટારામાંથી છૂટીને મોટરમાં જતાં જ્યારે નેપીયનસી રોડ ઉપરનો વિશાળ સમુદ્ર પટ ખુલ્લો થઈ જાય છે અથવા તો વાંદરાના પૂલ તળે નાનાં નાનાં હોડકાઓ કિનારા પર તરતા જણાય છે અથવા તો દૂરે દૂર સામે કિનારે આવેલ વનશ્રીના દર્શન થાય છે અથવા તો દાદર આગળ થઈને શીવાજી પાર્ક વટાવીને જતાં બન્ને બાજુ જે વૃક્ષની હારો રસ્તાને શોભાવે છે કે વિલેપાર્લે અને સાંતાક્રુઝના સબર્બમાં જે એક પ્રકારની મુંબાઈ બ્હારના વાતાવરણની છાપ આપણાં મન પર પડે છે, ઘોડબંદર રોડ ઉપરના ઘરોમાં જે મૌન શાંતિ અને સ્વસ્થતાની શકયતા છે એ બધાનો ખ્યાલ મુંબાઇમાં વસનારાઓને આવતો હોય તો કેવું સારૂં? પરંતુ મુંબાઇનું માનસ જોતાં એ બહુ શકય લાગતું નથી. અલબત્ત મુંબાઈમાં પણ અપવાદો તો બાદ કરવા જ પડે.

મુંબાઈનું વાતાવરણ ધનની જે અતિભક્તિ કરે છે તથા ધનપ્રાપ્તિને જીવનનું અંતિમ મૂલ્ય ગણે છે એ વગેરે વિચારો આપણને કાંઈક વધુ પડતાં માનસિક અભિપ્રાય જેવા લાગવાનો સંભવ છે. આપણને એમ પણ લાગવાનો સંભવ છે કે આખરે આ મુંબાઇવાળા માણસો પણ માણસ છે અને તેથી ગમે તેટલા ધન પાછળ લાગ્યા હોય તો પણ એમનામાં માણસાઈ જરૂર બાકી રહેતી હોવી જોઇએ. પરંતુ એ ધનપ્રાપ્તિની કામના કેટલી જીવન્ત કેટલી સબળ અને કેટલી સર્વગ્રાસી હોઇ શકે છે તેનો ખ્યાલ શેરબજાર કે કોટનબજાર જોયા વિના બહારના માણસને આવ મુશ્કેલ છે. મુંબાઈના માણસોને તો એ એક સ્વાભાવિક વ

જેવું અને તેથી જરા પણ આશ્ચર્ય પમાડે તેવું ન લાગે પરંતુ મુંબાઇ બહારના લોકોને તો એ એક અમૂલ્ય અનુભવ પૂરો પાડે છે. પૈસા પ્રત્યે આટલું આકર્ષણ, એની પ્રાપ્તિ માટે આટલો ઉત્સાહ, સાહસ અને એકાગ્રતા અન્ય કોઈ સ્થળે આટલા પ્રમાણમાં અને આવી પ્રત્યક્ષ રીતે જોવા મળવા કઠણ છે. શસ્તમાં પડનાર હરીફોની પેઠે ઘંટડી વાગતા પહેલાં સેંકડો સટ્ટો કરનારાઓ સજ્જ થઈ રહે છે અને ઘંટડી વાગતાની સાથે આખા વાતાવરણમાં એક પ્રકારનો વિદ્યુત્‌સંચાર થઇ રહે છે. માણસો જાણે કોઈ અજાણી શક્તિના પ્રવાહથી ખેંચાતા હોય, કોઈક જાતનો જાગ્રત અવસ્થાનો હિસ્ટીરીઆ હોય એમ અન્યને અસ્વાભાવિક પણ એ લોકોને માટે સ્વાભાવિક રીતે બૂમાબૂમ, દોડાદોડ અને ખેંચાખેંચ થઇ રહે છે. આશ્ચર્ય તો એ છે કે આ બધાની વચ્ચે જમીન ઉપર અને મેડે રહેલા માણસો જાણે કોઇ અદૃશ્ય ટેલિફોનથી જોડાતા હોય તેમ કેવળ સંજ્ઞાથી, નિશાનીથી ચોક્કસ ભાવ તાલના સોદાઓ કરી શકે છે અને મિનિટે મિનિટે બદલાતા ભાવો પ્રમાણે ચડતા ઉતરતા અવાજો વડે સેંકડો સોદાઓની શ્રેણી થયે જાય છે. જેઓ આમાં ભાગ લે છે તેઓ ભાવતાલ અને સોદામાં એટલા તો તલ્લીન થઈ ગયા હોય છે કે એમને કાળનું અને દિશાનું ભાન હોતું નથી; એમનાં શરીરનું સુદ્ધાં ભાન હોતું નથી આમ એક રીતે તેઓ મુક્ત અને સમાધિસ્થ કહી શકાય એવી અવસ્થામાં જતા રહે છે. શ્રી અરવિંદ અવિદ્યાની સમજુતી આપતા તેનું કારણ અનંત બ્રહ્મનું Exclusive concentration થાય છે એમ કહે છે તેનો એટલે કે એવા Exclusive concentration નો અન્ય વ્યતિરિક્ત એકાગ્રતાનો નમૂનો આ શેર અને કોટન બજારો પૂરો પાડે છે. વળી, અહિં આ હોલમાં ધન પ્રાપ્તિની વૃત્તિની પરમ એકાગ્રતા, ઉત્સાહ અને સામર્થ્યનો આવિર્ભાવ થાય છે તેનાં પ્રમાણમાં ચારે તરફ ટેલિફોનનાં દોરડાથી જોડાયલી ઓફિસોમાં જે ખળભળાટ થાય છે તે પણ કાંઇ ઓછો હોતો નથી. ત્યાં પણ સંખ્યાબંધ ટેલિફોનનાં યંત્રો મિનિટે મિનિટે

ઉપાડવામાં અને મૂકવામાં આવે છે અને એક્ષચેંજના હોલનું યુદ્ધનાં મેદાન જેવું વાતાવરણ હોતું નથી તો પણ મહાન સેનાપતિઓ અને અગત્યના લશ્કરી મથકોની સ્વસ્થતા, નિશ્ચય અને પલટાતી પરિસ્થિતિ પ્રમાણે પહેંતરાં બદલવાની શક્તિ એ ઓફીસોમાં ઓછી વ્યક્ત થતી નથી. લડાઈનાં મેદાનથી દૂર આવેલ છતાં લડાઈનાં મેદાનના ઉપર પ્રબળ અસર કરનાર મોટા મોટા સટ્ટો ખેલનારાઓનાં આ મથકો ઓછા અગત્યના હોતા નથી. આખા બજારનો રંગ કેટલીક વાર પડદા પાછળની એ ઓફિસોમાંથી બદલાય છે. અને નાના નાના સટ્ટો કરનારાઓ સેંકડોની ઉથલ-પાથલ રોજની ભલે કરે, પરંતુ ખરો આ ક્ષેત્ર ઉપરનો કાબૂ તો જે અડધો ડઝન સાહસિક અઠંગ અને મૂડીવાળા ખેલાડીઓ હોય છે તેમનાં જ હાથમાં ઘણું ખરૂં રહે છે. કોઈવાર 'ભણ્યો ભૂલે અને તારો ડૂબે' એમ એવા અઠંગ સટોડીઆમાંથી પણ કોઈ હમેશને માટે તારાજ થઈ જાય પરંતુ તેથી આ ક્ષેત્રના નિયમને બાધ આવતો નથી અને એવા ખરેલા તારાની જગ્યાએ કોઈ બીજો આવીને ઉભો જ હોય છે.

મુંબાઈ છોડતાં પહેલાં મુંબાઈની વિશિષ્ટતા ગણાય એવી ક્રીકેટ કલબ ઓફ ઈંડિયા, રેડિયો કલબ તથા વિલિંગડન કલબ મુંબાઈનાં સમાજની લાક્ષણિક સંસ્થાઓ તરીકે જોવાનો મારો વિચાર હતો. તેમાંની ક્રીકેટ કલબ અને વિલિંગડન કલબ હું જોઈ શકયો નહિ પરંતુ રેડિયો કલબ જોવાનો પ્રસંગ બે મિત્રોની સહાયથી પ્રાપ્ત થયો. આવી કલબો ત્રણ ચાર કામો એકી વખતે બજાવે છે અને એ રીતે એના જે સભ્ય થાય તેને ત્રણ ચાર રીતે તે ઉપયોગી પણ થઈ શકે છે. સૌથી પ્રથમ તો આ રેશ-નીંગના દિવસોમાં ખાદ્ય વસ્તુઓ મેળવવાની ભારે અછતને લઈને આવી કલબો ઘણા નફકરા માણસોને અને કુટુંબોવાળા માણસોને પણ મનમાનતી ખોરાકની વસ્તુ મેળવવાની ચિંતાથી મુક્ત કરે છે. આ એનો લાભ એટલો પ્રત્યક્ષ અને સંગીન છે કે એના મેમ્બર

ની સંખ્યા મર્યાદિત હોવા છતાં એને માટે જે પડા પડી થાય છે તે સમજી શકાય તેવી છે. બીજુ કાર્ય, ધંધા વેપારમાં મદદ કરવાનુ પણ આવી કલબો બજાવે છે. ત્રીજું ચોક્કસ માણસોને ખાત્રી પૂર્વક મળવાનુ સ્થાન આ કલબો જ હોય છે. વળી, વેપાર ઉપરાંત સામાજિક સબંધો સાધવાનુ, વિકસાવવાનુ, અરે પ્રેમ કરવાનુ પણ આવી કલબો એક ઉત્તમ સ્થાન પૂરૂં પાડે છે. મારા જેવા જીવનના દૃષ્ટાને અહિ જેટલી અવલોકનની, જ્ઞાનની અને આનંદની જેટલી સામગ્રી એકી જગ્યાએ અહિ કે આવી જગ્યાએ મળે છે તેવી અને તેટલી બીજે કોઇ સ્થળે મળવી વિરલ છે. અહિં જુવાનો જ નિર્મુક્ત પ્રાણુનો આનંદ ભોગવે છે એવું નથી પરતુ આધેડ વયના પુરૂષો અને સ્ત્રીઓ, વૃદ્ધો અને વૃદ્ધાઓ પણ અહિં પોતાની જુવાનીના સમયના ચટકા અને નખરાઓનો નિર્બાધ પણે અમલ કરી શકે છે ઉંમરે વધવા સાથે કેટલાક માણસો અંતરનો વિકાસ કેટલો ઓછો સાધે છે તેના આશ્ચર્ય-કારક નમૂનાઓ અહિં જોવા મળે છે. પહેરવેશની જૂદી જૂદી ફેશન, વાળને સજવાના જૂદા જૂદા પ્રકારો, બોલવા અને ચાલવાના વિવિધ ઢંગ, આકર્ષણ પ્રત્યાકર્ષણની સર્વ પ્રકારની ટ્રીક્સ વગેરે આ સ્થળે જેટલા પ્રમાણમાં અને જેટલી વિવિધતા સહિત જોવા મળે છે તેટલાં બીજા સ્થળે એટલે કે એક જ સ્થળે હું ધારૂં છું કે મળવા મુશ્કેલ છે,

જૂન મહિનાની ૨૧ મી તારીખ મારે માટે એક સ્મરણીય અનુભવવાળો દિવસ છે કારણ કે તે દિવસે જાણે કોઈ અજ્ઞાત સંકેતથી હોય નહિ તેમ મને એ પરસ્પર વિરોધી અનુભૂતિઓ તે જ દિવસે એક પરિચિત અને એક અપરિચિત વ્યક્તિ તરફથી મળી, જેનો સાર મારે માટે અમૂલ્ય નિવડ્યો. કોઈ વિશિષ્ટ ધંધામાં નોંધવા લાયક સફળતા ઘણી વાર માણસને સમસ્ત જીવનના પ્રશ્નો પ્રત્યે એક પ્રકારનું અતિશ્રધ્ધાળુ Self complacent 'હું બધું જાણું છું એવું' આત્મ સંતોષી વલણ સ્થાપન કરવામાં કારણભૂત

થાય છે. દાખલા તરીકે, પોતાના ધંધામાં સફળ થયેલ એન્જીનિયર તત્વજ્ઞાન અને સાહિત્ય વિશે પણ નવીન વિચારસરણી નહિ ધરાવી શકે એમ તો નહિ કહી શકાય પરંતુ એન્જીનિયર ખાતાનું એનું વિશિષ્ટ જ્ઞાન જીવનનાં બીજા સર્વે ક્ષેત્રમાં પણ એને કાંઈ વિરલ અધિકાર કે અસાધારણ પ્રમાણભૂતતા આપે છે એમ એવા માણસો કેટલીક વાર માની લે છે તેનો નમૂનો મારા એક પરિચિત સહાધ્યાયી મિત્રને ૨૩ વર્ષને અંતે મળવાનું થયુ ત્યારે મને જોવા મળ્યો.

એમણે આ જીવન ધન ઉપાર્જન કરવાની પ્રવૃત્તિ કરી છે અને એમાં પ્રશસ્ય સફળતાં એક ક્ષેત્રમાં આવશ્યક ગુણો તેમનામાં હોવાને લઈને મેળવી પણ છે. અલબત્ત એમણે મળેલી નવરાશનો ઉપયોગ જેમ કેટલાક લોકો જૂદા જૂદા વિષયોનો અભ્યાસ કરે છે તેમ તેમણે યોગનું તથા તત્વજ્ઞાનનુ સાહિત્ય વાંચવામાં કર્યો હશે. એટલે જ્યારે અમે એક સામાન્ય સન્મિત્રની સાથે મળ્યા ત્યારે સ્વાભાવિક રીતે જ પરસ્પરના અનુભવોની, જ્ઞાનની, ભાવનાઓની તથા બાહ્ય પરિસ્થિતિની–કૌટુંબિક વગેરે માહિતિની આપ લે કરવાની આશા–ઓછામાં ઓછી–રાખી હતી. પરંતુ અમારા મેળાપનો આરંભ થતાં સાથે મારા એ મિત્રે યોગ સાધનાનું પોતાનું જ્ઞાન મારા પ્રત્યે એટલા ઉત્સાહ પૂર્વક સતત ધારા રૂપે વહેવડાવવા માંડયું કે મને પોતાને મૌન ધારણ કરીને શ્રવણ કરવું એજ યોગ્ય અને શકય લાગ્યું. જ્યારે લગભગ અડધા કલાકને અંતરે અમારા સામાન્ય મિત્રે તેઓ પોતાની જ્ઞાન ગંગા અવિરત પણે વહાવે જતા હતા તેની આવશ્યકતા વિશે શંકા જણાવી ત્યારે તો ઉલટો એમનો જ્ઞાન ગંગા વહાવવાનો ઉત્સાહ અને વેગ દ્વિગુણીત થયા અને મને એમના એ જ્ઞાન પુવારાનો વિરલ લાભ મળ્યો. મૌનનો ગુણ પણ કેટલો ઉપયોગી અને આવશ્યક છે તે મેં બરાબર અનુભવ્યુ. આખરે જ્યારે લગભગ એક કલાક પૂરો થયો ત્યારે અમારા સામાન્યમિત્રે ફરીને એ

હકીકત ઉપર એમનું ધ્યાન દોર્યું કે એમણે જેમ આર્થિક સફળતા પ્રાપ્ત કરવા પાછળ આ ૨૫ વર્ષનો સમય ગાળ્યો હતો તેમ મેં શ્રી અરવિંદના આશ્રમમાં એજ સમય સાધના કરવામાં ગાળેલો છે ત્યારે પણ એમના માનસ ઉપર પોતાના વ્યવહારની કે વર્તનની ઉપયોગિતા વિશે લેશ પણ શંકા થઈ હોય એવું મને જણાયું નહિ. પોતાના જ્ઞાન વિશે આવી નિ:શંક પ્રતિતિ હોવી વિરલ છે. આપણે જે જાણીએ છીએ તે ત્રિકાલબાધિત છે એવું બુદ્ધિના પ્રદેશના જ્ઞાન વિશે માનવું એ અપૂર્ણ જ્ઞાનની નિશાની અત્યારે ગણાય છે, પરંતુ એ બધું પોતાનાં જ્ઞાન વિશે દૃઢ નિશ્ચય વાળા મિત્રને માટે ઉપયોગી ન હતું. મને અસંતોષ તો એ પણ રહી ગયો કે એમણે એમનાં કુટુંબની, જીવનની કે જીવનનાં અનુભવોની માહિતિની આપ લે કરવાનો આ મળેલો પ્રસંગ એમને એમજ વીતી જવા દીધો અને એ વિશે મારાં મનમાં જે વસવસો રહ્યો તેનો અલ્પાંશ પણ એમને થયો હોય એમ મને લાગતું નથી. આખરે સામાન્ય મિત્રના આગ્રહને વશ થઈ આશ્રમને આવશ્યક એક જરૂરીઆતની વાત કરીને અમે છૂટા પડ્યા.

તેજ દિવસે દૈવ સંજોગે એક બીજા નવા જ સદ્‌ગૃહસ્થનું ઓળખાણ થયું, જે પોતાની લાઈનમાં મારા સાહાધ્યાયી મિત્ર જેટલા જ પ્રવીણ અને જાણીતા નીવડેલા છે. ખૂબી તો એ હતી કે એમના પોતાના ખાસ વિષય ઉપરાંત ધર્મ અને તત્ત્વજ્ઞાનનું એમનું વાંચન મારાં સહાધ્યાયી મિત્રના કરતા કયાંયે ચઢી જાય એવું હતું એમ મને જણાયું. ખરૂં જોતાં હું એ ગૃહસ્થની નિપુણતાનો લાભ લેવા અને ઉપયોગ કરવા માટે જ એમને મળવા ગયો હતો. એટલે કે મૈત્રીનો કે પરિચિતતાનો અહિં સવાલ જ ન હતો. જ્યારે એમણે જાણ્યું કે હું પોંડિચેરી લાંબો સમય રહ્યા પછી આવ્યો હતો ત્યારે એમણે સાચી જીજ્ઞાસા પૂર્વક મારી સાથે વાત કરવાની શરૂઆત કરી. એમના વર્તનમાં

સભ્યતા, નમ્રતા અને જિજ્ઞાસા હતા એમ કહું તો તે વર્ણન કદાચ ઓછું પડે એમ લાગે છે, કારણ કે મત સહિષ્ણુતા અને ઉદારતા પણ પૂરતા પ્રમાણમાં એમના ચારિત્ર્યના ગુણ હતા એમ મેં જોયું. શ્રી અરવિંદ, એમનું દર્શન, પ્રાચીન વેદાંત, બુધ્ધ ધર્મ, શ્રી અરવિંદની સાધનાનો માર્ગ એમ અનેક વિષયો ઉપર જે વિષયોનું એમનું વાંચન, સારૂ જેવું ગણાય તેવું હતું તે વિષયો ઉપર એમણે મને પ્રશ્નો કર્યાં અને મારૂં જે વકતવ્ય હતું તે શાંતિ જિજ્ઞાસા અને શ્રધ્ધાપૂર્વક સાંભળ્યું. છેવટે જ્યારે એમના પોતાના વિષયની નિષ્ણાતતાનો લાભ લઇને અમે નીકળ્યા ત્યારે એમણે કરેલી સેવા માટે એમને ધનનો બદલો આપવા માંડ્યો અને જ્યારે તેમણે તે લેવાની ના કહી ત્યારે આગ્રહપૂર્વક તે સ્વીકારવાને કહ્યું, ત્યારે ખૂબ વિવેકપૂર્વક એમણે તે લેવાની ના પાડી. આગ્રહભર્યું આમંત્રણ સ્વીકારીને બીજે દિવસે જ્યારે હું તેમને મળ્યો ત્યારે તત્વજ્ઞાન અને સાધના વિષયમાં એમનો રસ કેટલો સાચો અને જીવન્ત હતો તથા એ વિષયમાં એમણે પોતાના ધંધામાં પ્રથમ સ્થાન જાળવીને પણ કેટલું સારૂં વાંચન તથા મનન કર્યું હતું. એની સાથે સાથે જ્યારે મેં એમની જિજ્ઞાસાવૃત્તિ, નમ્રતા અને શ્રધ્ધા બીજે દિવસે પણ જોઇ ત્યારે તે દિવસે રાત્રિનાં એકાંતમાં આંતર નિરીક્ષણ વખતે મને આ બે મુલાકાતોમાંથી શીખવાનો પાઠ સ્પષ્ટતા પૂર્વક સમજાયો. તે એ કે પોતાના ખાસ વિષયમાં નિષ્ણાતપણું અને સફળતા જીવનનાં સર્વ ક્ષેત્રોમાં ખાસ કરીને આધ્યાત્મિક ક્ષેત્રમાં પણ પોતાને પ્રમાણભૂતતા આપે છે એવું અંતરમાં સાચી જિજ્ઞાસા કે આધ્યાત્મિક જીવન પ્રત્યે સાચું વલણ સાથે હોય છે. [illegible] સફળ વ્યક્તિ એ પ્રમાણે પોતાના કાર્યક્ષેત્રની બહાર [illegible] શ્વાસની અતિમાત્રા ધરાવે નહિ એવું નથી હોતું. [illegible] અને શ્રદ્ધાવાળી વ્યક્તિઓ પણ પોતાના વિશિષ્ટ [illegible] હોઇ શકે છે. એટલે કે આધ્યાત્મિક જીવન માટેની [illegible] સાને અને કોઈ વિશિષ્ટ ક્ષેત્રમાં મહતી સફ[illegible]

કશો સીધો સંબંધ છે નહિ. કયાં મારા સહાધ્યાયી મિત્રનું પોતાનાં ક્ષેત્ર બહારનું નિશ્ચયાત્મક, આત્મસંતોષી અને લગભગ એક આંખવાળા જેવું એકપક્ષી જ્ઞાન (કે અજ્ઞાન!) અને કયાં આ અજાણ્યા સદ્‌ગૃહસ્થની એ વિષયના અભ્યાસ છતાં નમ્રતા અને જીજ્ઞાસા? એટલે કે બુધ્ધિની શકિતથી, જીવનમાં સફળતા મેળવવાની શકિતથી, આ અંતરજ્ઞાન મેળવવાની જીજ્ઞાસા અને સાચી આધ્યાત્મિકતાની અભિપ્સા એ કોઈ જુદી જ વસ્તુ છે. એ પ્રતિતિ મને એકકે દિવસે થયલા બે જુદી જુદી વ્યક્તિઓના થયેલા અનુભવમાંથી મળી. મને લાગે છે કે ભગવાને એ શીખવવા માટે જ આવી પરસ્પર વિરોધી વલણ વાળી બે સફળ વ્યકિતઓની મુલાકાત મને કરાવી હતી.

આશ્ચર્યજનક તો મુંબાઈમાં એ છે કે મુંબાઈનાં ઘરોના નામો આપણી કલ્પનામાં આવી શકે તેવા જ કેવળ નહિ પરંતુ કલ્પનાને પણ વટાવી જાય તેવા હોય છે. ત્યાં આગળ કુંજોનો, વિલાસોનો, વિલાઓનો અને ભવનોનો પાર નથી. શકય અને અશકય એવા નામો જોડે આ બધા દેશી વિદેશી નામો જોડવામાં આવે છે. સ્ત્રીઓ અને પુરૂષોના શકય નામો પણ તેમાં આવી જાય છે. મંઝીલો અને વ્યુ પણ હોય છે. પરંતુ માણસોના નામો ઉપરાંત ગુણવાચક નામોનો પણ અભાવ હોતો નથી. એટલે એમાં આરામ, નિરાંત અને શાંતિ હોય છે, પણ મકાનોના નામની બાબતમાં જો હદ આવી હોય તો તે મેં દિલ્હીમાં કરોલ બાગમાં જોઈ. ઝપાટાબંધ પહરગંજ પાસેથી અમારી કાર જતી હતી ત્યારે કરોલ બાગને રસ્તે ઓચિંતું મેં પાટિયું વાંચ્યું, "સત્ય" અને મને થયું કે જેને માટે માનવોએ પોતાના જીવન અર્પણ કરેલા છે, એને માટે વરસોની તપસ્યા પણ કરેલી છે એ વસ્તુ અહિં ઈંટ, માટી અને લાકડાના સમૂહ રૂપે મૂર્તિમંત ઉભેલી જોઈને કોને તે જાણવાનું મન નહિ થાય? મકાનના નામો તો ઘણા હોય છે, પરંતુ દિલ્હીના કરોલ બાગના આ વિચિત્ર માલિકે

રોલાના મકાનનું નામ પાડયું તે મને લાગે છે કે મકાનના નામોની નામાવલિમાં પણ વિરલ છે.

મફતલાલનો ન્હાવાનો હોજ એ મુંબાઇ શહેરની એક અગત્યન ઢબની જરૂરીઆત પૂરી પાડે છે અને એનો લાભ પણ મુંબાઈની જાહેર જનતા, સ્ત્રીઓ અને પુરૂષો, પૂરતા પ્રમાણમાં લેતા હોય એમ જણાય છે એ પણ એક સંતોષજનક હકીકત છે. ત્વા સેંટ્રલ સ્ટેશનનું અસ્તિત્વ સમસ્ત મરિનડ્રાઇવ ઉપરના મકાન તથા ઇલેક્ટ્રીક લોકલ ગાડી, એ હું જ્યારે હતો ત્યારે અસ્તિત્વમાં ન હતું.

અનાજ મળવાની મુશ્કેલી વિશે આટલું બધું સાંભળેલું હોવા છતાં મારે કબૂલ કરવું જોઇએ કે મુંબાઈના જેટલા માણસો સાથે મારે પ્રસંગ પડ્યો—અને તે સંખ્યા બહુ થોડી ન હતી—તે બધાના કુટુંબમાં કોઈ જરૂરીઆતની ગેરહાજરી હોય એમ મને કદિ પણ આભાસ થયો નથી. ઉલટું કેટલીકવાર મને પ્રશ્ન થતો કે અનાજ મેળવવાની આટલી બધી મુશ્કેલી વચ્ચે પણ આટલા બધા ખાદ્ય પદાર્થ મળી શકે છે ત્યારે એવી કોઇ મુશ્કેલી ખરેખર છે કે નહિ ?



# મુંબાઈથી દિલ્હી

મુંબાઈમાં થોડા દિવસ રહીને હવાઈ જહાજની એક જ ટિકીટ મળતાં હું એકલો દિલ્હી જવા નીકળ્યો. નાનુભાઈ પાછળથી આવી પહોંચશે એ ધારણાએ શ્રી. અરવિંદનિકેતન ચલાવનાર સુરેન્દ્રનાથ જૌહર અને સ્વામી અભયદેવ એ બે મિત્રોનું આગ્રહભર્યું આમંત્રણ દિલ્હી જવાના બે ત્રણ કારણોમાંનું એક હતું. ગુજરાતની મુસાફરી અત્યાર પહેલાં પૂરી કરીને જ્યારે હું મુંબાઈ પાછો આવ્યો ત્યારે મારા મિત્ર ડૉ. કાનુગા ત્યાં જ હતા. અને એમની તબિયતમાં નોંધવા જેવો સુધારો થયો હતો તે જોઈને મને ઘણો આનંદ થયો. હું જે પ્લેઈનમાં દિલ્હી જવા નીકળ્યો તેમાં જ ડૉ. કાનુગાનો પુત્ર ડૉ. જીતેન્દ્ર પણ અકસ્માત મળી ગયો. એ સરદાર વલ્લભભાઈને મળવા માટે જતો હતો. મારો વિચાર પણ સરદારને બને તો મળવાનો હતો. લડાઈ પછીના અને લડાઈ દરમ્યાન પણ ઈંગ્લાંડમાં દાક્તરોની સેવા એક પ્રજાકીય કાર્ય બનાવવામાં આવ્યું છે અને જનસમાજની તંદુરસ્તીની જવાબદારી ત્યાંની સરકારે પોતાને માથે લીધી છે, કારણ કે સામાજિક જીવનની એ એક પ્રાથમિક જરૂર છે. શહેરના વિભાગો કરીને દાક્તરોને તે વહેંચી આપવામાં આવે છે અને દાકતરોને પગાર સરકાર તરફથી મળે છે. વળી, આપણે ત્યાં દાકતરો કમાણી ઉપર-ખાનગી પ્રેકટીસમાંથી થતી કમાણી ઉપર નજર રાખે છે ત્યારે ઈંગ્લાંડ વગેરે દેશોમાં પોતાની વિદ્યામાં પ્રગતિ અને શોધ-ખોળ કરવા ઉપર પણ ઘણું ધ્યાન અપાય છે, વગેરે બાબતો જીતેન્દ્ર સાથેની વાતમાં જાણવા મળી. લડાઈ દરમ્યાન આખો

વખત લંડનમાંજ રહેવાનું થયું હોવાથી- અંગ્રેજ પ્રજાના, એના સામાન્ય નાગરિકમાં પણ, જે દેશપ્રેમ અને ચારિત્ર રહ્યાં છે તે નજરોનજર જોવાની અનેક તકો જીતેન્દ્રને મળી હતી, તે ઉપરથી ઇંગ્લાંડ માટે એને એક પ્રકારનું માન અને આકર્ષણ થયાં હતાં એમ મને લાગ્યું.

દિલ્હી નજીક આવતાં આકાશમાંથી દિલ્હી, નવી દિલ્હી અને આજુબાજુના સ્થળો ભૂમિતિના આકારમાં દોરેલી ડીઝાઇન જેવા દેખાયા. અને જ્યારે દિલ્હી ઊતર્યા ત્યારે સાંજના પાંચ વાગી ગયા હતા. છતાં નીચે ઊતરતાં વાર સૌથી પહેલી અસર દિલ્હીની અસાધારણ-લગભગ અસ્વાભાવિક ગણાય એવી-ગરમીની લાગણીની શરીરે થઈ. મુંબાઈથી કરાયેલો ટ્રંકફોન મોડો મોડો પણ શ્રી. જૌહરને મળી ગયો હતો એટલે તેઓ એરોડ્રોમ ઉપર આવ્યા હતા. અનેક લડાઇઓ લડીને થાકી ગયેલા પરંતુ ખડતલ યોદ્ધા જેવી એમની ખખડી ગયેલી મોટરકાર મુંબાઈનાં વાહનોની સરખામણીમાં જુદી પડી આવતી હતી. ઘણાં વર્ષો કામ આપેલું હોવાને લીધે જ્યાં સુધી કામ આવે ત્યાં સુધી લેવું એવો શ્રી જૌહરનો નિશ્ચય જણાતો હતો. જીતેન્દ્ર એકલો હોવાથી એને સરદારને ઘેર મૂકીને પછી મારે ઉતારે જવું એવું ઠરાવી ઔરંગઝેબ રોડ પર અમે ન્યુ દિલ્હી ગયા. શહેર તરીકે દિલ્હી થોડું રજવાડી તો લાગ્યું એમ કહેવું જોઇએ. પૂરતાં ખુલ્લા મેદાનો અને પહોળા રસ્તાઓ રાખીને ખૂબ યોજના પૂર્વક બાંધેલુ ન્યુ દિલ્હી આરોગ્યની દૃષ્ટિએ ઘણું સારૂં છે. વડોદરા, નિઝામ, ત્રાવણકોર, પતિયાળા એમ રાજ્યોની કોઠીઓ વટાવીને વધતી જતી હિંદુ-મુસ્લિમ વચ્ચેની વિરોધી લાગણીને લઇને કાંઈક અંશે ઉજ્જડ નહિ તો, થોડી આવક્તવાળા બની ગયેલા કોનોટ સરકલના બે ચક્રોને વટાવીને બાબર લેનમાં અમે પહોંચ્યા.

તે જ દિવસે રાત્રે શ્રી. અરવિંદનિકેતનની ઓફીસમાં શ્રી. અરવિંદના કેટલાક શિષ્યો અને ભકતોને મળવાનું રાખ્યું હતું, ત્યાં

દોઢેક કલાક વાતચીત કરીને અમે ઉતારે ગયા. અહીં શ્રી અરવિંદની કવિતાનું વાંચન, અને વ્યાખ્યાનનો ભાગ કેટલાક ભાઈઓને ઘણો ગમ્યો. બાકીના સવાલોમાના કેટલાક તો સામાન્ય કુતૂહલવૃત્તિના અને મોટા ભાગના સાધનાની ક્રિયાને લગતા હતા. "અભીપ્સા"–aspiration–વ્યક્તિની ચેતનામાં જાગ્રત થતી કોઈ પૂર્ણતા માટેની, કોઈ દિવ્ય વસ્તુ માટેની વાંછના–એને 'વાંછના' કહી શકાય ? કે અસ્પૃહા ? જગતની કોઈ વસ્તુથી સંતોષ માનીને બેસી ન જનાર માનવના અંતરાત્મામાં જલતી કોઈ અગમ્ય અગ્નિજ્યોત,–એનું સ્થાન અને એની અગત્ય સમજાવવાનો પ્રયત્ન કર્યો. આપણા દેશમાં પ્રચલિત આધ્યાત્મિક સાધનાપ્રણાલીઓમાં માનસિક પ્રકાર કોઈ કોઈ વ્યક્તિને આકર્ષે છે. એ સાધનાનો માર્ગ મન વડે, બુદ્ધિ વડે નિશ્ચિત અને તેથી ખાતરીભર્યો લાગે છે. પછીથી એમ થાય છે કે અસલ તો યોગ ગુરુગમ્ય હતો એટલે ગુરુ શિષ્યોનો અધિકાર કે તૈયારી જોઈને એ માનસિક સાધના પ્રણાલીમાં એને દોરતો. એને પરિણામે વ્યક્તિ જે પરિણામો મેળવતી તે મર્યાદિત હોય પણ જેટલે અંશે પ્રાપ્તિ કે ઉન્નતિ થતી તે બરાબર હતી. અસલ ગુરુને જોવાનું મુખ્ય તો એ રહેતું, કે શિષ્ય સાધના કરવા માટેની નિઃસ્વાર્થ આત્મશોધકની ભૂમિકાએ પહોંચ્યો છે કે નહિ, એટલે કે એણે પોતાની પ્રકૃતિને એ ઉન્નતિનું કાર્ય સાધવા માટે પૂરતી શુદ્ધ કરી છે કે નહિ. ટૂંકામાં, સાધના એના જીવનનું એક સજીવ અને જ્વલંત લક્ષ છે કે માણની કામનાઓ કે મહત્વકાંક્ષાનો જ પ્રકાર છે. પરંતુ આજે એ માનસિક પ્રણાલીઓ પણ ઘણે અંશે લુપ્ત થયેલ છે અને પુસ્તકોમાંથી સાધના કરવાની પદ્ધતિ વાંચીને સાધના કરવા માંડનારા ઘણા નીકળે છે. તેઓ સાધના શું છે તે પણ ભાગ્યે સમજતા હોય છે એટલે આજકાલના બુદ્ધિપ્રધાન જમાનામાં જ્યારે લોકોને આધ્યાત્મિક જીવન પ્રત્યે સક્રિય આકર્ષણ વધતું જાય છે ત્યારે ગુરુઓ જેના મળવા મુશ્કેલ છે તથા જેની પધ્ધતિ પણ માન[illegible] છે તેને [illegible] અરવિંદ જે

સંગીન મનસીત્વ–ચિત્તંત્ર–ના જ્ઞાન ઉપર સાધનાનો પાયો મૂકે કે તે અતિ ઉપયોગી છે. ફક્ત મુશ્કેલી એ નડે છે કે લોકોના મનમાં સાધના વિષેના જે જૂના સંસ્કાર છે તેની સાથે આ નવી પદ્ધતિ મેળ ખાતી દેખાતી નથી; જો કે છે વધારે સાચી અને સંગીન. અભીપ્સા–કોઈ ઉચ્ચ વસ્તુની પ્રાપ્તિ માટેની ચેતનાની ગતિ–એમાં કામના કે ઇચ્છા નથી. કામનામાં આપણે વસ્તુની પ્રાપ્તિ કે ઇન્દ્રિયની તૃપ્તિ માટે વલખાં મારીએ છીએ યા તો દૃઢ સંકલ્પ કરીને તેની પાછળ પુરુષાર્થ કરીએ છીએ. પણ આખો વખત અપ્રાપ્તિનો અજંપો અને પ્રાપ્તિ પછીનો અસંતોષ રહે છે જ. વળી કામના, ઇચ્છા, વગેરેમાં "પ્રાપ્ત કરવાનું" "મેળવવાનું" હોય છે. 'થવું' 'થવાનુ" હોતું નથી. જો આપણે છોડને સચેતન કલ્પીએ તો એનામાં વધવાની વૃત્તિ, પુષ્પ અને ફળ પોતાને થાય એવી ભાવના અભીપ્સા ગણાય. પોતે ઉચ્ચ સ્થિતિરૂપ, ચેતનારૂપ, પ્રભુરૂપ બને એવી સતત જાગ્રત ચેતનાની ભાવના એજ અભીપ્સા. શ્રી અરવિંદની સાધનામાં એવી અભીપ્સા સતત જાગ્રત રાખવી એ સાધકના સ્વપ્રયત્નનો અગત્યનો ભાગ છે. એને માટે દિલ્હીના ભાઈઓને સમજાવવાનું એ હતું કે અભીપ્સા જીવનના કોઈ પણ ક્ષેત્રમાં કાર્ય કરનાર વ્યક્તિ પોતાનામાં જાગ્રત રાખી શકે છે,–જાગ્રત રાખવાને પ્રયત્ન કરી શકે છે. આનો મોટામાં મોટો લાભ એ છે કે સાધનામાથી અમુક પ્રક્રિયા કરીને અમુક સ્થિતિ કે સિદ્ધિ કે અનુભૂતિ મેળવીશું એ પ્રકારનુ અપૂર્ણ ધ્યેય મૂકી દેવું પડે છે અને સાધનામાંથી કામના અને મહત્ત્વાકાંક્ષા ઘણે અંશે દૂર થઈ જાય છે. મતલબ કે સાધનાને પરિણામે કાંઇક અંગત ખાસ વસ્તુ–સ્થિતિ કે સત્ય પ્રાપ્ત કરવાનું છે એ અર્ધસત્ય દૂર થાય છે. અને વધારામાં અભીપ્સાને સર્વ સ્થિતિમાં પોતાના અંતરમાં જાગ્રત રાખવાનો પ્રયત્ન કરતાં એક પ્રકારનું ધ્યાન, એટલે કે સમગ્ર ચેતનાની એક બિંદુના ઉપર એકાગ્રતા, થઈ રહે છે.

આ પ્રમાણે જુદા જુદા મુદ્દાઓ પર વાતચીત કરીને રાત્રે સૂતાં પહેલા સ્વામી અભયદેવ રહે છે ત્યાં મેહરૌલી કુતુબમિનાર પાસે વહેલી સવારે જવાનો નિશ્ચય કરીને લ્હેહરને ત્યાં આરામ કર્યો. રાત્રે પણ ગરમ પવન ચાલુ હતો. અમો બહાર સૂવા છતાં ગરમીની લાગણી ઓછી થઈ નહિ. સવારે વહેલા ઉઠીને મેહરૌલી જવા નીકળ્યા. એ જ જૂની ખખડધજ કાર, રસ્તામાં પ્રાચીન દિલ્હીના અવશેષો, એક પ્રાચીન શિક્ષણ સંસ્થા, તથા બાદશાહી હમામખાનું વગેરે જોયાં. એમાંનાં ઘણાં ખરાંનુ–ખાસ કરીને વિશાળ, અત્યારે સૂકાઈ ગયેલાં તળાવને કિનારે જે હમામખાનું છે તેનું સમસ્ત સ્થાપત્ય હિંદુ છે. એ વિશે મારા મનમાં તો જરા પણ શંકા નથી, એવી તો ઘણી યે હિંદુ ઇમારતોનો અને શિલ્પકાર્યોનો મુસલમાન રાજ્યમાં કબજો લેવાયો હતો અને ત્યાર પછીના જમાનામાં એ બધી બાદશાહોને નામે કે મુસલમાની રિયાસતોને નામે જમા થયેલી છે. મેહરૌલી પહોંચીને સરદાર વલ્લભભાઈ જોડે ટેલીફોન પર વાત કરી. સાંજનો વખત મળવા માટે અનુકૂળ હતો તે ઠરાવ્યો અને એમના આગ્રહને લઈને જમવાનું પણ એમને ત્યાં જ રાખ્યું.

શ્રી. અરવિંદ નિકેતનને મારા આવવાની ખબર તારથી આપી હતી એટલે પૂરતા પ્રમાણમાં એના વ્યવસ્થાપકો બહારના દિલ્હી આસપાસના સાધકોને અને ભકતોને બોલાવી શકયા નહિ. તો પણ ચાલીસ પચાસ ભાઈઓને એમણે બહારગામથી બોલાવ્યા હતા. એમની જોડે વાર્તાલાપ અને ધ્યાનનો કાર્યક્રમ હતો. વાર્તાલાપના મુખ્ય વિષયોમાં તે વખતે આખા દેશના મનને અકળાવી રહેલો હિંદુ–મુસ્લિમ ઝઘડાનો પ્રશ્ન મુખ્ય હતો. એને અંગે આધ્યત્મિક જીવન ગાળનારાઓએ કેવું વલણ લેવું, કેમ વર્તવું વગેરે પ્રશ્નો પણ છે. વ્યકિત માટે વલણ કેવું હોવું જોઈએ એ સમજાવવું તો સહેલું છે પરંતુ સામાજિક રીતે સંગઠન કરવું કે કેમ? કરવું તો એમાં કેવા મુદ્દાઓ પર કાર્ય કરવું? છૂપી રીતે

હથિયારો મેળવવાં કે નહિ? બચાવ માટે વ્યવસ્થિત સંસ્થા યુવાનોની કે ગામ લોકોની—ઊભી કરવી કે નહિ? વગેરે ઘણા અટપટા પ્રશ્નો લોકના મનમાં ઊભા થયા જ કરતા હતા. ક્રૂરતાને ખાતર ક્રૂરતા આચરવી હીન છે. સામી બાજુના અત્યાચારો જેવા અત્યાચારો કરવા એ પાપમાં કે અધમતામાં શરત મારવા જેવું છે. બુદ્ધિમાન સમજું કે સ્વસ્થ માનસવાળા કોઈને એવાં કાર્યો માટે ઉત્તેજન અપાય જ કેવી રીતે? કોઇ પ્રકૃતિના આવેશમાં એવું કરે, વેરના ઊભરામાં કે ઝનૂનમાં આવી જઈને અતિશયતા આચરે તો એને ઉત્તેજન જરૂર ન આપીએ પણ અમુક સંજોગોમાં તે ક્ષમ્ય ગણી શકાય. યથાશક્તિ વિચારોની આપલે કરી તથા ધ્યાન પોણોએક કલાક થયું.

થોડો વખત વાટ જોઇને કુતુબમિનાર પાસેજ હતો તે જોવા અમે નીકળ્યા. ઇતિહાસના એક સ્મરણચિહ્ન તરીકે મિનાર એટલો જાણીતો છે કે એના બાહ્ય સ્વરૂપ વિષે નવેસરથી માહિતી આપવાની જરૂર નથી. કુતુબમિનાર જોયા પછી મારા મનમાં જે એક નિર્ણય બંધાયો તેને બીજા પુરાતત્ત્વશોધકોનો અને વિદ્વાનોનો ટેકો છે કે નહિ તે હું જાણતો નથી. પરંતુ વિગતવાર સમીક્ષા કરીને હું એ નિર્ણય ઉપર આવ્યો છું કે સુલતાન કુતુબુદ્દીને આ મિનારો ચણાવ્યો નથી. પાસેજ જેનાં ખંડિયેર રૂપે અવશેષો તે મળી આવે છે એવા હિંદુ કે જૈન મંદિરના થાંભલાઓ આ સાક્ષી પૂરે છે. આજુબાજુની ભીંતો, કોટ, પગથિયા વગેરે આ અસલ મંદિરના જુદા જુદા ભાગોથી ચણી લીધેલા સ્પષ્ટપણે જોઈ શકાય છે. વળી કુતુબમિનારની બાજુમાં જ જે દરવાજો અને કોટ જેવી ભીંત છે તે પણ જાણે અપૂર્ણ રહી ગઇ હોય, ઉતાવળમાં બાંધી હોય અથવા પૈસાને અભાવે અટકી ગઈ હોય એમ એમાં વપરાએલી સામગ્રી અને એની વર્તમાન સ્થિતિ જોતાં જણાય છે. આપણે એ પણ યાદ રાખવાનું છે કે કુતુ હિન્દુસ્તાન સમસ્તનો જ બાદશાહ હતો નહિ. એણે

અને દિલ્હી જીત્યાં અને એ બે ઇલાકાઓના ઉપર પોતાની દૃ
અને સ્થિર અમલ જમાવતાં એને વખત લાગ્યો હોવો જોઈ
એના નાના રાજ્યની આમદાની એટલી બધી અઢળક કહી
હોઇ શકે કે એમાંથી બચાવીને એ બે ઇલાકાનો રાજા કુતુ
મિનાર જેવું સ્મારક રચી શકે. વળી હિન્દુ રાજ્યોની કે પ્રજા
લૂંટને પરિણામે પણ એ કાર્ય તે કરી શકે એ સંભવિત લાગ
નથી, કારણ મહમદ ગીઝનીના વખતથી લૂંટો ચાલુ હતી એટ
પૂરતું ધન એ પહેલા લુંટાઈ ગએલું હોવું જોઇએ. ] વખતન
સ્વતંત્ર હિંદ પર ચડાઇ કરવાનાં બે સબળ રહ્યોમાંનું એ
મુસલમાન ધર્મનો પ્રચાર-પ્રજાને વટલાવીને મુસલમાન કરવાન
વૃત્તિ-ધાર્મિક હતું. અને બીજું વધારે સબળ કારણ કદાચ અઢ-
ળક લૂંટ મેળવવાનો લોભ હતો. કુતુબમિનારની સામે ત્રીસ-
ચાલીસ ફૂટ ઊંચા કુતુબનું અનુકરણ કરતો એક મિનારો કોઈ
પાછળના બાદશાહે શરૂ કરેલો ઊભો છે. અને શોધકોએ એ
બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજી હતો એમ ઠરાવ્યું લાગે છે. આ
વાત જો સાચી હોય તો તે કાંઈક સમજાય તેવું છે, કારણ કે
અલ્લાઉદ્દીન દક્ષિણ હિંદુસ્તાનના દેવગિરિ શહેરને લૂંટીને અઢળક
સંપત્તિ ત્યાંથી લાવ્યો હતો. છતાં કુતુબ જેવો મિનાર બાંધવાનું
એણે માંડી વાળ્યું અને તે પૈસા ઓછા હોવાને કારણે હોય, તો
મારી દલીલ એ છે કે કુતુબુદ્દીન માટે એ કાર્ય એના કરતાં
અનેકગણું વધારે મુશ્કેલ હોવું જોઇએ, એટલે, બીજી કોઈ નિર્ણ-
યાત્મક સાબિતી કે પુરાવો પ્રાપ્ત ન થાય ત્યાં સુધી હું પોતે તો
એવા નિર્ણય પર આવ્યો છું કે કુતુબમિનારને ઠેકાણે કોઈ હિંદુ
રાજાને-કદાચ પૃથ્વીરાજનો-વિજયસ્તંભ હશે અને એ વિજયસ્તં-
ભને અનામત રાખીને લાલ પથ્થરની લાદીઓ તેની સપાટી પરના
કોતરકામને છોલી નાંખીને કે ઢાંકી દઇને ચોંટાડવામાં આવી હશે.
અને એ રીતે કુતુબમિનાર બંધાયલો હોવો જોઇએ. અલબત્ત,
અચલિત દંતકથા આ નિર્ણયને ટેકો આપે છે પણ તે કેટલે

અને વ્યવસ્થિત રીતે તોડવામાં આવ્યાં હતાં ને તે પણ બૌદ્ધ અને આર્ય સંસ્કૃતિનાં સંસ્કારકેન્દ્રોને છિન્નભિન્ન કરવાના હેતુથીજ. છેક ૧૫૬૨ના વિજયનગરના રીનસરના વિધ્વંસ સુધી એ ધર્માંધતા, ઝનૂન અને વિનાશકવૃત્તિનો પડઘો પંડયો છે. એટલું જ નહિ, પરંતુ હિંદની સ્વતંત્રતાની ઉષામાં જ રાજકીય જીવન વિષે જાગ્રત થતા મુસ્લિમ માનસમાં એ જ તત્ત્વો પાછાં કેટલાં જોશભેર ઊભરાવા લાગ્યા છે તેનો પુરાવો છેલ્લાં પાંચ વર્ષનો આપણો રાજકીય ઈતિહાસ પૂરો પાડે છે.

બીજી દ્રષ્ટિએ વિચાર કરતાં એમ પણ લાગે છે કે જે પ્રજા પોતાના સંસ્કારના કેન્દ્રોનુ–વિદ્યાલયો, મંદિરો શહેરો કે સ્મારકોનું –રક્ષણ કરવા જેટલાં શક્તિ, સંગઠન; વ્યવસ્થિત સામાજિક જીવનવાળી નથી તેની સંસ્કૃતિ–અને વધુ નિર્બળ હોય તો તે પોતે પણ–વિનાશ પામે એ પણ એક રીતે યોગ્ય નથી ? આપણી નવી રાષ્ટ્રચેતનાએ આ બાબતમાં નિર્ણય કરી લેવો જોઈએ. એ જૂના પ્રતિકોના વિનાશ વિષે ભલે આપણે ઉદાસીન રહીએ પણ રાજકીય સ્વતંત્રતા, સ્વમાન વગેરે હકોનું રક્ષણ કરવાની શકિત તો આપણી પ્રજાએ કેળવવી જ પડશે. પીછેહઠ કરનારાં બળોનો સામનો, જરૂર પડયે, કરવાને આપણી પ્રજાએ તૈયાર રહેવું પડશે. ધર્માંધતા, ભીષણતા, ઝનૂન અને જુલ્મનો આશ્રય લઈને સામાન્ય લોકમાં ભયનું વાતાવરણ જાગ્રત કરીને સત્તા હાથ કરવા ઈચ્છનારાઓને આપણા સામાન્ય નાગરિકે એ વસ્તુ સમજાવી દેવી જોઈશે કે આજકાલનો સ્વતંત્ર હિંદી એવા કોઈ પણ ઉત્પાતને પહોંચી વળવાને તૈયાર છે. એને માટે આત્મભોગ આપતાં તે સંકોચ પામશે નહિ એટલું જ નહિ પણ એને માટે તે વ્યવસ્થિત અને સંગઠિત થયેલો છે.

દિલ્હીની આજુબાજુના શહેરનાં ખંડિયેરો વિખરાયલાં ચારે તરફ જોવામાં આવે છે. અહીં પુરાવિદોએ સાત દિલ્હી શહેરો

થયાં હતાં એમ કહેલું છે તે સાચું લાગે છે. ઈન્દ્રપ્રસ્થ, જૂનું દિલ્હી, મહંમદ તઘલખનું દિલ્હી એમ જુદાં જુદાં શહેરો સમયે સમયે ઊભાં થયાં હશે એમ સ્પષ્ટ લાગે છે. બે ત્રણ શહેરોની આજુબાજુના કોટના ભાંગેલા અવશેષો આજે પણ જોઈ શકાય છે. છેલ્લાંમાં છેલ્લો કિલ્લો, મોગલ બાદશાહોનો બાંધેલો લાલ કિલ્લો, સલામત સ્થિતિમાં છે. બીજા જોવા લાયક સ્થળોમાં જમનાઘાટ, નિઝામાબાદ તરફ આવેલી જમનાની નહેર, તેની પાસે જામિયા મિલિયાની યુનિવર્સિટી, હુમાયૂંનો મકબરો, તથા રણિલાનું બંધાવેલું મંદિર હતાં. બીજા પણ એક બે સ્થળો જોઈ શક્યો હતો. જેમાં દિલ્હીનું મ્યુઝીયમ પણ હતું. પુરાણો કિલ્લો કોઈ હિંદુ રાજાનો બંધાવેલો હશે એમ પ્રથમ દૃષ્ટિએ મને લાગ્યું. કોટની રચના, તળે વહેતી પાણીની નહેર, બીજી બચાવની યોજનાઓ મુસ્લિમ સમય પહેલાંની હોવાનો સંભવ વધારે છે. શરૂઆતના મુસ્લિમ બાદશાહોએ આવા તૈયાર કિલ્લાકોટનો લાભ લીધો હોય એ જ વધારે સ્વાભાવિક પણ લાગે છે. આ કિલ્લાની આજુબાજુ જે ટેકરાઓ છે ત્યાં વ્યવસ્થિત ખોદકામ કરવામાં આવે તો પ્રાચીન શહેરના અવશેષો મળી આવવાનો સંભવ છે. ઘરબહારોની અને વસતીની ફેરબદલીઓ અહીં ઘણીવાર અને ઘણા પ્રમાણમાં ઐતિહાસિક સમયમાં જ થયેલી છે એટલે એવા અવશેષો મળી આવવાનો પૂરો સંભવ છે. લગભગ હજાર વર્ષ પૂર્વેનું કોઈ ચણતર પૂરેપૂરું અખંડિત રૂપમાં આજે ન પણ મળી આવે, તો પણ ઇતિહાસની અને શિલ્પ વગેરે વિષયની ઘણી સામગ્રી મળી આવે, એ સંભવિત છે. મેકસનોર્ડએ દિલ્હી માટે કહ્યું છે તેમ "દિલ્હી ઇતિહાસની ભાંગેલી આરસી જેવું છે, એના એક એક ટુકડામાં એક એક સામ્રાજ્યની ચડતી પડતીનું પ્રતિબિંબ પડેલુ છે"

:

પૃથ્વીરાજના સમયથી માંડીને રજપૂત હિંદ જ્યારે માહોમાંહેની તકરારોમાં પડયું હતું અને એક શહેર માટે, એક કન્યા માટે કે

સાચા યાને માની લીધેલા અપમાન માટે એક જ ધર્મના એક જ સંસ્કારવાળા હિંદુ રાજાઓ માંહોમાંહે લડતા હતા ત્યારે, અફઘાનિસ્તાનની સરહદથી આખો પંજાબ વીંધીને મુસલમાન લશ્કર છેક દિલ્હી સુધી કેવી રીતે આવી શક્યું એટલુ જ નહિ પરંતુ એક સમર્થ શૂરવીર રાજવીને હરાવી શક્યું એનો ઉત્તર આપણને એ સસ્કૃતિની પછીથી થયેલી પડતીમાં બરાબર જોવા મળે છે. જ્યારે એ મુસ્લિમ સલ્તનત અવ્યવસ્થિત થઈ ગઈ, પડતી દશામાં આવી ગઈ, અને એનો મરણકાળ પત્યક્ષ જણાવા લાગ્યો ત્યારે પણ રાજસ્થાનના આપણા રાજવીઓ પોતાના સંકુચિત સ્વાર્થી આશયો, મતભેદો અને કુંડાળાઓને બાજુ પર મૂકીને પરદેશી અંગ્રેજોને કે દક્ષિણમાંથી આવતા મરાઠાઓને રોકવા માટે પોતાનું સંગઠન કરી શકયા નહિ. વ્યક્તિગત શૂરવીરતા, હિંમત તથા ઉચ્ચ આશયોનું વ્યક્તિગત અનુસરણ આખા સમાજને સુરક્ષિત બનાવી શકતું નથી કે પ્રજાને રાજકીય પરાધીનતામાં જઈ પડતાં અટકાવી શકતું નથી, એ કેવળ રાજસ્થાનના જ નહિ પરંતુ સમગ્ર હિંદના રાજ્યોના ઇતિહાસ ઉપરથી જણાય છે. બહારથી થોડી સંખ્યામાં આવનાર આ પરધર્મી રાજસત્તાને વટલાવવાની પ્રવૃતિમાંથી પોતાની સત્તા જમાવવાનું એક બહુ સહેલુ સાધન મળી ગયું. ફરજિયાત ધર્માંતરથી એટલે કે વટલાવવાથી કોઈ માણસ પોતાનો અસલ ધર્મ ગુમાવતો નથી એ સાદું સત્ય પણ તે વખતનો સમાજ જાણે સમજતો ન હોય એમ આપણને લાગે છે. પરિણામે, વટલાયલા હિંદુઓએ જ પરદેશી અને પરધર્મી રાજ્યસત્તાને વધારવામાં ઘણો મોટો ફાળો આપ્યો અને સત્તા વધતાં પાછા વધુ હિંદુઓ પરધર્મમાં વટલાવાયા અને થોડા ધર્માંતર કરવાને, લોભના માર્યા, લલચાયા. આમ એ વિષચક્ર ચાલું રહ્યું અને હિંદુ સમાજે પોતાનાં અગત્યનાં અંગો ગુમાવ્યાં. મેવાડનો રજપૂતજાયો મહોબતખાન ચડાઈ લઈ આવવામાં મદદભૂત થતો, તો ખંભાતનો વટલાવેલો હિંદુ મલેક કાફુર છેક દક્ષિણ

સુવા માદરાના નારા કરતો અને વટલાવતો ચડાઈ લઈ ગયો. સામાજિક અને રાજકીય દ્રષ્ટિએ આમ હિંદ નિર્બળ બન્યું.

શા માટે આ બધા વિચારો મારા મનમાં અહીં આવે છે? કદાચ પુરાણા કિલ્લાના વાતાવરણની અસર તો નહિ હોય? હિંદુઓનાં વર્ચસ્વવાળા હિંદે મારા મન ઉપર અસર કરી હશે. બાકી, જે ઘટના ઇતિહાસમાં બની ગઈ છે તેને કોઇ પણ પ્રયત્ને મિથ્યા કરી શકાય તેમ નથી એટલે ઐતિહાસિક સંજોગોને લઇને ઊભી થયેલી પરિસ્થિતિનો અને પ્રશ્નોનો સામનો જીવંત પ્રજાએ કરી લેવો જોઇએ અને એવા કોયડાઓના ઉકેલ પણ લાવવા જોઇએ એ જ ઉચિત ગણાય. હમણાં જ સ્વતંત્ર થયેલી આપણી પ્રજાએ હિંદુ–મુસ્લિમ પ્રશ્નનો ઉકેલ બાંધછોડ કરીને કે સંગઠન કરીને કે બન્નેનો આશ્રય લઇને કરવો જોઇએ એ વિચારવાનું છે.

હુમાયૂનો મકબરો એની પ્રમાણસરતા માટે લાક્ષણિક ગણાય તેવો છે. એની પ્લીન્થ, મકાનનો ઉઠાવ અને એમાં ઊભી કરવામાં આવેલી આકૃતિઓ સારી અને પ્રમાણસર છે. ઉપર જઇએ ત્યારે ઘુમટની આજુબાજુના રસ્તાઓ એકબીજા જેવા જ દેખાય છે એટલે ભૂલમાં પડી જવાય એવા છે. ઉપરથી જોતાં દિલ્હીનો થોડો ભાગ પરંતુ મુખ્ય તો જમનાનો પટ, રેલવેલાઇન વગેરે દેખાય છે. મકબરાની આજુબાજુ હરિયાળાં મેદાનો છે. તેમને લીલાં રાખવા માટે લાંબા લાંબા નળના સાંધાઓ કરીને પાણી પૂરું પાડવામાં આવે છે. એક નળની ચકલી ઢીલી હોવાથી પાણી બહાર ઉભરાતું હતું. બે પોપટ સામસામા બેસીને એ નિરર્થક વહી જતું પાણી શાંતિથી અને ઠાવકાઈ પૂર્વક પીતા હતા, જાણે માણસો જેનો બગાડ કરતા હતા તેનો પોતે સદુપયોગ કરે છે એવા અર્ધ આત્મભાનપૂર્વક તે પોતાની તરસ છીપાવતા હતા.

હુમાયૂનો મકબરો જોઇને એક બીજો વિચાર પણ મને

આવ્યો અને તે એ કે જ્યારે જ્યારે મુસ્લિમ સત્તાની સ્થાપના જ્યાં જ્યાં થઈ છે ત્યાં ત્યાં અને ત્યારે ત્યારે પૂર્વેની હિંદુ કે કોઈ પણ બીજી સત્તાનાં મંદિરો, મકાનો, સ્થાપત્યનાં કાર્યો ભાગ્યે જ અખંડિત રહેલાં જણાય છે. સામી બાજુએ, મુસ્લિમ સત્તા થોડાં થોડાં ભાગોમાં સ્થપાયા પછી પણ હિંદુ રાજાઓ–રજપૂતો, મરાઠાઓ અને શીખો–કેટલીયે વાર જુદે જુદે સ્થળે સત્તા પર આવ્યા. પરંતુ એમાના કોઈએ આ પ્રખ્યાત મુસ્લિમ સ્મારકો, ઈમારતો કે મસ્જિદોને તોડી નથી લાગતી. કુતુબમિનાર અને આ મકબરા જેવાં સ્મારકો પંજાબના શીખોએ જ્યારે દિલ્હી સર કર્યું ત્યારે કે માધોજી સિંધિયાએ ઈ. ૧૭૬૧માં મરાઠાઓ દિલ્હીમાં આવ્યા. ત્યારે શા માટે સલામત રહેવા દીધા હશે? હિંદુઓની સર્વ ધર્મ પ્રત્યેની સહાનુભૂતિ હશે કે પ્રજાની અસ્મિતાની લાગણી, સ્વમાન અનેસસ્કૃતિ–ગૌરવ ઓછાં હશે? કારણ કે જ્યારે નાલંદ, તક્ષશિલા અને વિજયનગર માટીના ભેગા મળી ગયાં છે ત્યારે આ મુસ્લિમોના વિજયના પ્રતિક જેવા સ્મારકો શા માટે સહી લેવામાં આવ્યા હશે એ સમજી શકાતું નથી. અલબત્ત, એથી હિંદનું સ્થાપત્ય સમૃદ્ધ બન્યું છે અને હિંદની પ્રજામાં પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવાની શક્તિ સમર્થરૂપે પ્રગટે તો આ સ્મારકો સ્થાપત્ય કલા ઉપરાંત ઇતિહાસનાં ચિહ્નો તરીકે પણ ઉપયોગી ગણાય તેવાં છે. પરંતુ હિંદમાં રહેતા, અથવા તો પાકિસ્તાનમાંના કે ત્યાં જઈ વસેલા મુસ્લિમો એમને હિંદુઓ ઉપરના પોતાના વિજયના અને સામ્રાજ્યના પ્રતિકો તરીકે ગણતા હોય કે માનતા હોય, તો મને લાગે છે કે એ સ્મારકો હિંદની એકતા થતી અટકાવશે એટલુ જ નહિ પરંતુ ધર્માંધતા અને ઝનૂનની વૃત્તિઓને મુસ્લિમોમાં જાગ્રત કરશે અને વેગ આપશે. આ કેવળ કલ્પનાથી ઉપજાવેલો ભય નથી. એ દિલ્હીમાં જે કાવતરૂં પાકિસ્તાન સ્થાપના કરવા માટેનું પકડાયું અને જેને પરિણામે ત્રણ ચાર દિવસ રીતસર આપણી જનતા જાણીતી હોય કે નહિ પણ પાકિસ્તાનમાં તો

"દિલ્હી ચલો"—એ બાળકો અને જુવાનો માટે એક સ્વાભાવિક સૂત્ર બનેલું છે. શીખો અને હિંદુઓનાં પાકિસ્તાનમાં ગયેલાં ધાર્મિક સ્થળોનો કોઈ બંદોબસ્ત નથી પણ દિલ્હી, આગ્રા, અજમેર, લખનૌ વગેરે મુસ્લિમોનાં છે એ લાગણી પાકિસ્તાનમાં તો રાજ્યની નીતિનો એક ભાગ થઇ રહેલી છે. એ જાણવા માટે ત્રિકાળદર્શી થવાની જરૂર નથી. ભાગલા પડવાથી શાંતિ મળશે એ ખ્યાલ કેટલો કરુણતા ભરી રીતે અસત્ય હતો એ તો આપણા નેતાઓને અને પ્રજાને હકીકત થયા પછી સમજાયું,–જે મુસ્લિમોના માનસ પરથી દીવા જેવું જોઈ શકાય તેમ હતું. આનો એક શકય ઉકેલ એ છે કે હિંદમાં રહેતા મુસ્લિમોએ ધર્મને રાજકારણથી તદ્દન અલગ કરી નાંખવો જોઇએ અને હિંદી તરીકે પોતાની બધી જવાબદારી અદા કરવાને તૈયાર રહેવું જોઇએ. આ કેટલે સુધી શકય છે એ કહેવું મુશ્કેલ છે. કદાચ જ્યારે માનવજાતિ સાચી સંસ્કારીતા પ્રાપ્ત કરશે, ત્યારે આવી કળાસામગ્રીની કીંમત સમજતી થશે.

જમના નદી દિલ્હીથી આગળ જતાં જળપૂર્ણ થતી હોય તો ભલે, પણ અહીં દિલ્હી આગળ અને દિલ્હીના પ્રમાણમાં તે એક ક્ષુદ્ર નદી લાગે છે. અને છતાં દિલ્હીની જનતા આ નદીમાં સ્નાન કરવાને મોટી સંખ્યામાં આવે છે એ હકીકત કોઈ પણ સમાજના જીવનમાં ગમે તેવી ક્ષુદ્ર નદી પણ કેવો અગત્યનો ભાગ ભજવે છે તે બતાવે છે. મૂળ આગળથી નહેરો કાઢી છે તેને લઇને જમનાનો પટ ક્ષીણ થયો હશે. ધોબીઓ પણ આ નદીનો સારા પ્રમાણમાં ઉપયોગ કરે છે. જમનાના માઇલેક વિસ્તારવાળા રેતાળ કિનારાની એક બાજુ પર ૩૦ થી ૫૦ ફૂટ પહોળો પાણીનો પટ લગભગ નહિવત્ લાગે છે. પણ દિલ્હીની ગરમી સાથે સરખાવતાં આ છાતી અને કમ્મર પુર પાણીનો પટ પણ ઠંડક આપે એવો છે. અને ખૂબી તો એ છે કે આટલા છીછરા

પાણીમાં તરવાનું શીખનારા હોય છે! બે ત્રણ દિવસ મેં રોજ જમનામાં સ્નાન કર્યું પણ દીલ્હીની ગરમી તો પાણીની બહાર આવતાં સાથે પહેલા જેવી જ ક્રૂર જણાતી.

જમના નદીની પાસે આવેલા દરિયાગંજમાં શ્રી અરવિંદના એક શિષ્યને ત્યાં વાર્તાલાપ અને ધ્યાનનો કાર્યક્રમ રાખ્યો હતો. ત્યાં આગળ પુરાતત્ત્વ ખાતાના ડૉ. પુરીને પોંડીચેરી બહાર પહેલવહેલું મળવાનું થયું.

બીજે દિવસે દિલ્હીનુ સંગ્રહસ્થાન–મ્યુઝીયમ–જોવા ગયા. પ્રાચીનકાળના અવશેષોને ખોદી કાઢીને મળી આવેલી વસ્તુઓને સમય પ્રમાણે ક્રમવાર ગોઠવવાનો પ્રયત્ન આ મ્યુઝીયમમાં થયેલો જોઇને આનંદ થયો. મોહે–જો–ડેરોનો યુગ અત્યાર સુધીમાં જૂનામાં જૂનો ગણાય છે. ત્યાંથી મળેલ મુદ્રાઓ, મૂર્તિઓ, રમકડાં, વાસણો, ઘરેણાં વગેરે અહીં એકત્ર થયાં છે. ત્યાર પછીના યુગના અને પરદેશના પણ–સમકાલીન એવા–પદાર્થો અહીંના સંગ્રહમાં છે. મરનાર માણસના જીવન દરમ્યાન જે જે વસ્તુઓ તેને જરૂરી હોય તે સઘળી વસ્તુઓ તેના શબની સાથે દાટવાનો રિવાજ હતો. આ ઉપરથી તે જમાનાના લોકોના સામાજિક જીવન વિષે માહિતી મળી શકે છે. અહીં એ પ્રમાણે દાટેલા ઊંટો અને ઘોડાઓના માટીના નમૂના એટલા તો સુંદર છે કે એમને બનાવીને મૂકનાર પ્રજાઓ અસંસ્કારી હતી કે પ્રાથમિક દશામાં હતી એમ માનવું અશક્ય લાગતું નથી. અહીં ચોક્કસ માહિતી આપે એવા જુદા જુદા નકશાઓ પણ ભીંત ઉપર ટાંગ્યા છે. પ્રાચીન અવશેષોને સમયના ક્રમવાર ગોઠવ્યા છે તે સિવાય આ મ્યુઝીયમમાં વિશેષતા નથી,–સામાન્ય સંગ્રહસ્થાન કરતાં પણ ઓછું સમૃદ્ધ લાગે છે.

મ્યુઝીયમના મકાનથી થોડે દૂર સર ઑરેલ સ્ટાઇન તરફથી મધ્ય એશિયાના રણમાંથી મળી આવેલી સચિત્ર ધ્વજાઓ તથા પડદાઓ તથા બીજા ચિત્રોનો એક વિરલ સંગ્રહ એક હોલમાં

ચિત્રોને નુકશાન ન પહોંચે એ રીતે મઢીને રાખેલાંમાં આવ્યો છે. સેંકડો ચિત્રો અહીં રજૂ થયાં છે અને તેમાં બુદ્ધનું જીવન એ મુખ્ય વિષય છે. ચિત્રોની શૈલી સ્પષ્ટ પણે હિંદુસ્તાનની ચિત્રકળાની અસરવાળી છે. લાકડાની વસ્તુઓ પણ મળી આવી છે. સર ઓરેલ સ્ટાઈનની શોધખોળને પરિણામે હિંદ, તિબેટ મધ્ય એશિયા ધર્મની અને કળાની પ્રવૃત્તિઓથી પરસ્પર જોડાયલાં હતાં એટલુ નિર્વિવાદ જણાય છે. સેંકડો વર્ષો સુધી આ ધજા અને કપડાં પરના ચિત્રો, તથા કાગળ•પૂરનાં ગ્રંથો જેવા નશ્વર પદાર્થો રેતીના ઢગલા તળે સહીસલામત સચવાઈ રહ્યા છે એ એક આશ્ચર્ય છે.

અહીં રેલવે સ્ટેશનની પાસે 'ગુજરાતી મંડળ' એક ગલીને નાકે ભાડે રાખેલા મકાનમાં પોતાની સભાઓ ભરે છે. અને ત્યાં ગુજરાતી નિશાળ પણ ઓરડાઓમાં બેસે છે. દિલ્હીમાં ગુજરાતીઓની સંખ્યા બહુ મોટી નથી તો છેક નજીવી પણ ન ગણાય. અહીંના મંડળની બે ત્રણ વ્યક્તિઓને સાહિત્યમાં અને કેળવણીમાં રસ છે. નોકરી અને વેપાર જેવા સ્વકેન્દ્રિત હેતુ માટે દિલ્હી આવનાર ગુજરાતીઓમાં પોતાના વ્યવસાયની બહારની પ્રવૃત્તિઓમાં ઘણો જ ઓછો રસ હોય એ સ્વાભાવિક છે. આવી નાની દેખાતી સંસ્થા પણ ઘણીવાર ઉપયોગી સેવા બજાવે છે. કોઈપણ અજાણ્યા અને નવા આવનાર ગુજરાતીને આ મંડળ બનતી મદદ કરે છે, ભરોસાદાર માહિતી પૂરી પાડે છે. સામાન્ય વખતમાં અહીં સ્થાયી રહેનારાઓ માટે એક નાની શાળા પણ ચલાવે છે. સંકટના સમયમાં એકબીજાને બોધ આપી શકે છે. સુંદરમ્‌ની કવિતાનું વાંચન અને તેના પર થોડું અહીં વિવેચન કર્યું: "એક મેં તો ભાળી ભાળી, એક તેજની પંખિણી નિરાળી કે" –શ્રી અરવિંદના દર્શનનું સૉનેટયુગલ "શ્રી અરવિંદ" અને "સુધા બધી" એ ચાર કાવ્યો વાંચીને એની સમજૂતિ આપી ત્યાં

શ્રી અરવિંદ અને આશ્રમ વિષે માહિતી પણ પ્રશ્નો કરનાર ભાઈઓને પૂરી પાડી. કાળા બજાર તે શું તેનો અનુભવ પણ આ ગુજરાતી મંડળની સભામાં હાજરી આપવા જતાં મને પ્રત્યક્ષ થયો. અમારી મોટરમાં પેટ્રોલ ખૂટી પડવાનો ભય હતો. એટલે મોટરના માલિકે એને પેટ્રોલની દુકાન આગળ લીધી રીતસર કુપન આપીને પેટ્રોલ લીધું એમ લાગ્યુ. મોટર ચાલુ થયા પછી પેટ્રોલની સ્થિતિ વિષે પૂછ્યુ ત્યારે એમણે સ્ફોટ કર્યો કે હમણાં જે પેટ્રોલ લીધું તે કાળા બજારમાંથી હતુ. મેં એમને કુપન હતી તે વિષે કહ્યું ત્યારે એમણે મને સમજાવ્યું કે એ કુપન તો કેટલા વખતથી એમણે એ પ્રમાણે સલામત રાખી છે! અને પેટ્રોલના પૈસા કાળા બજારના ચૂકવ્યા છે! એટલે કે કોઈ તપાસનાર આવી પડે તો કુપન વપરાય, નહિ તો કુપન કાયમ રાખીને પેટ્રોલ ખરીદી શકાય અમને ધોળા બજારની વચ્ચોવચ્ચ આવેલું કાળું બજાર એકવાર તો જોવા મળ્યું! જેને પેટ્રોલની જરૂર જ છે તેને બીજું સૂઝે પણ શું? સામાજિક જીવનનું ધોરણ અને નાગરિક હક સાથે જવાબદારીનું ભાન પણ આપણી પ્રજામાં વધશે ત્યારે આવી બદીઓ નાબૂદ થઈ શકશે.

પાછા ફરતાં દિલ્હીમા શીખોનું પ્રખ્યાત ગુરુદ્વાર સીસગંજ જોવા ગયા. તે દિલ્હીના એક મુખ્ય રસ્તા પર આવેલું છે અને થોડાં જ વર્ષો પર કેટલાક પૈસાદાર શીખ કોન્ટ્રાકટરોએ આરસપાણ વગેરે લાવીને એને શણગારવામાં આગળ પડતો ભાગ લીધો છે. મકાનની બાંધણી કાંઈક અંશે ભારે છે, તો પણ સુંદરતા પર દુર્લક્ષ કર્યું નથી. મેડે શીખોને મફત જમાડવાનુ લંગૂર પણ છે. ખુલ્લે માથે ગુરુદ્વારમાં પ્રવેશ કરવાની મનાઈ હોય છે એટલે માથે કાઇ પહેરીને કે ઓઢીને પ્રવેશ કરવો પડે છે. શીખ સમાજ ની આ ગુરુદ્વારના લંગૂરની વ્યવસ્થા, એટલે કે કોઈ પણ શીખને ભેદ વગર ગુરુદ્વારમાં ભોજન આપવાની યોજના શીખ જાતિમાં

સરક્ષણનુ અને એમના જળવાઈ રહેલા સગઠનનુ એક બળવાન સાધન છે. અસલ તો, લડાઈમા લડતા શીખો માટે ખાવાનો પ્રશ્ન ગુરુદ્વાર લડાઇના સ્થાનની પાસે હોય, યા તો શીખો લડાઈના સ્થાન તરફ જતા રસ્તામાં ગુરુદ્વારો આવતા હોય તો, બહુ સહેલાઈથી ઉકલી જતો અહીં દિલ્હીમા શીખોની સખ્યા સારા પ્રમાણમા છે. એટલે હિંદના ભાગલા થયા છે તેમા શીખોનુ પોતાનુ જુદું વ્યક્તિત્વ સચવાય એવી કોઈ ગોઠવણ થઈ શકી નથી તો પણ હિંદુ બહુમતી સાથે પોતાનુ રાજકીય ભાવી જોડવામા શીખ નેતાઓએ દીર્ઘદર્શીપણું વાપર્યુ છે અને દિલ્હી સુધી એમની વસતી અને તીર્થો પ્રસરેલા હોવાથી હિંદુઓ સાથેનો એમનો સહકાર વધારે સક્રિય અને જીવત બની શકશે, તથા સ્વતત્રતાના જમાનામા બન્ને સમાજો પોતપોતાના વિશિષ્ટ માર્ગે પ્રગતિ સાધી શકશે સમજુ મુસલમાનો પણ આ માર્ગનુ અનુસરણ કરશે એવી આશા આપણે રાખીએ છીએ. મુસ્લિમોમા કેટલે અશે દેશભક્તિ છે—એટલે કે કેટલે અશે તેઓ પોતાની જાતને હિંદી ગણે છે અને તે પ્રમાણે વર્તે છે તેના પર એનો આધાર રહેલો છે.



# સરદારની મુલાકાત

હું ને જીતુ (ડૉ. કાનુગાનો પુત્ર) અકસ્માત મુંબઈથી ઉડતા હવાઈ જહાજમાં એકઠા થઈ ગયા. અમે દિલ્હી પહોંચ્યા. સાંજે લગભગ પાંચ વાગે પણ ત્યાંની ગરમી મને ઘણી જ વધારે લાગી. જીતુને સરદારને ઘેર મૂકીને હું સુરેન્દ્રનાથ જૌહરને ઘેર જૌહરની કારમાં પહોંચ્યો. બીજે દિવસે (૧૯૪૭ મે) સવારે મેહરોલી (કુતુબમિનારની નજીક)માં શ્રી. અરવિંદ નિકેતનમાં પહોંચ્યા પછી પહેલું કામ સરદારને ટેલિફોન કરવાનું હતું. આમ કરવામાં મારા મનમાં એક બે ગણત્રીઓ પણ હતી. સરદારનું મારૂં ઓળખાણ ૧૯૨૩ પહેલાંનું—ત્યાર પછી અમારો સંબંધ બહારથી નહિ જેવો જ—થોડાક પત્રવ્યવહાર બાદ કરતાં રહ્યો હતો. જેમ એ મારા વિષે થોડી ઘણી માહિતી મેળવતા તેમ એમની રાજકીય કારકિર્દી મેં તો દિનપ્રતિદિન અનુસરી હતી. છતાં ૨૩–૨૪ વર્ષના ગાળામાં વ્યક્તિ બદલાય એ સાદી હકીકત માટે આપણે તૈયાર રહેવું જોઈએ. અને એવા પલટામાં વ્યક્તિગત સંબંધમાં પણ ફેરફાર થાય તેને સ્થાન હોવું જોઈએ. વળી સરદાર તો રાજકારણમાં આગળ આવી ગયેલા એટલુ જ નહિ પણ હવે તો હિંદના રાજકર્તામાં પણ પ્રવેશ પામ્યા હતા. એમને કામનો બોજો પણ ઘણો હોય. આ બધી બાબતનો વિચાર કરીને કોઈ પણ પ્રકારનું અયોગ્ય દબાણ ન થાય એ ધારણાએ ટેલિફોનથી પૂછાવવું યોગ્ય લાગ્યું. ટેલિફોન પર એમની જ સાથે વાત કરતાં અમારા પૂર્વના સંબંધમાં કોઈ પણ પ્રકારનો ફેર થયેલો પરસ્પર જણાયો નહિ. આગ્રહ પૂર્વક એમણે સાંજે જમવાનું આમંત્રણ

આપ્યું જેથી વાતો કરવાને નિરાંતનો વખત મળે. બહારના કોઈ આમત્રિત તે દિવસે હતા નહિ એટલે અમે નિશ્ચિંત હતા.

મારી સ્મૃતિ ૨૭ વર્ષનો કાળનો પટ વિંધીને અમદાવાદના માવલંકરના ઘરની પાસે ભદ્રમાં વલ્લભભાઈનું ઘર હતું ત્યાં પહોંચી ગઈ. કોલર અને હાફકોટ પહેરેલા અક્કડ ડોકવાળા વલ્લભભાઈ દેખાયા. મહાત્માજીના આવ્યા પછી ખેડા સત્યાગ્રહ પરત્વે નડીઆદ અનાથાશ્રમમાં એકલું પહેરણ પહેરીને આવતા વલ્લભભાઈ દેખાયા. કોલર ન હતો છતાં ડોકની અક્કડાઈ એની એ હતી! પછી તો અમદાવાદની ખાડિયાની નાકે આવેલી 'ભજીયા કલબ' જેણે અમદાવાદના અને આડકતરી રીતે ગુજરાતના જાહેર જીવનમાં ઘણો મોટો ભાગ ભજવ્યો છે તેમાં વલ્લભભાઈ તદ્દન સરળતાથી બોલતા ચાલતા જોયા. એ ભજીયા કલબ કોઈ નિયમ કે ધોરણવાળી કલબ ન હતી પણ ચારપાંચ સાથે ઉછરેલા બાલ લંગોટીઆ ભાઇબંધોએ મોટી ઉમ્મરે પણ પરસ્પર મૈત્રી જાળવવા અને સંબધ જાગતો રાખવા શરૂ કરેલી નાની સરખી મંડળી હતી. એમાં કોઈ બહારનો માણુસ ફી ભરીને સભાસદ થઈ શકતો નહિ. ત્યાંના સભાસદ ડૉ. કાનુગા, દિવાન માસ્તર અને લલ્લુભાઈ જોડે ડૉ. ચંદુલાલ, ડૉ. હરિલાલ, હું, વલ્લભભાઈ, સ્વામી અદ્વૈતાનંદ વગેરે બહારના ગમે તે જઇ શકતા. નિર્દોષ વાતચીત, ગપ્પાં, ભજીયાં, ચ્હા, જ્યાફત, આઈસ્ક્રીમ, તોફાન વગેરેમાંથી અજાણ્યે મ્યુનિસિપાલિટી, ગુજરાત વિદ્યાપીઠ, સત્યાગ્રહ એમ અનેક વસ્તુઓ ત્યા શરૂ થઇ. એમાં સરકારના અધિકારીઓ, મોડરેટો, વકીલ મંડળમાથી કોઈ—એમ ગમે તે વર્ગના માણુસો આવતા, ચાહ–બીડી પીને મશ્કરીમાં ભાગ લેતાં, એ મંડળીમાં 'તું તાં' કરતા વલ્લભભાઈ નજરે પડે છે. પછી તો ગુજરાત પ્રાંતિક સમિતિની ઓફિસમાં, મ્યુનિસિપાલિટીમાં, જાહેર સભાઓમાં ધીમે ધીમે વલ્લભભાઈ અગ્રસ્થાન લેતાં સેવાનું ક્ષેત્ર વધારતા જાય છે. અને જ્યારે ૧૯૨૦ની મહાસભા સાબરમતીને સામે કિનારેડીલાવલા

સારાભાઈના ખેતર ઉપર ભરાઈ અને સ્વાગત કમિટિના પ્રમુખ સરદાર બન્યા ત્યારે સરદાર ગુજરાતના મટીને હિંદના થયા. મહાસભાની ટિકિટ અંગે કવિ ન્હાનાલાલને લાગેલુ અપમાન અને ગુસ્સે થઇને તેઓ વલ્લભભાઇને ઘેર ભદ્રમાં એક સવારે લડવા ગયેલા તે પ્રસંગ; અને શાંત રહીને વલ્લભભાઈએ મેડાના છજામાથી એમને આપેલો ઉત્તર "જાવ, જાવ, લડયા તમે, બૈરાઓ માટે ગરબીઓ લખો તમે શુ લડવાના હતા?" તે ઉપરાંત તેમને મોઢેથી સાભળેલા એમના જીવનના ટુચકાઓ અને પ્રસંગો અને ખૂબ મુક્તહાસ્ય કરતા વલ્લભભાઈ એ બધું સીનેમાપટની ઝડપે મારા મનની દૃષ્ટિ આગળથી પસાર થઈ ગયુ બીજુ તો ઘણુ જે અહી લખતા અતિવિસ્તાર થાય, પણ પસાર થઈ ગયુ એકાદ મિનિટમા.

ઠરાવ્યા પ્રમાણે સાજે ઔરંગઝેબ રોડ ઉપર આવેલા સરદારને બગલે પહોચ્યો દિવસના ગરમી બહુ હોવાથી દિલ્હીમા સાજના પાચ છ વાગ્યા પછી જ કેટલાક લોકો બહાર નીકળે છે અને પોતાનુ કામકાજ કરે છે. સાંજે સાત વાગે જ્યારે હુ ત્યા પહોચ્યો ત્યારે ગરમી બહુ ઓછી થઈ ગઈ હતી અને વલ્લભભાઈ જીતુ અને મણીબ્હેન બાગમાં ફરતાં હતાં ૨૫ વર્ષને અતે મળતા હોવાથી કઇક અસાધારણતા અને ઉત્સુકતા અમારા મળવામાં હોય એ સ્વાભાવિક છે. ખૂબ હર્ષપૂર્વક ભેટયા પછી એમની તબીયત વિષે પૂછતાં કાંઇક ઉદાસીન ભાવે "ચાલે છે, રગશીયુ ગાડું',—એવો ઉત્તર મળ્યો. મારે સૌથી પહેલા તો એમની એ ઉદાસીનતા સામે વાધો લઇને એમને તો સવાસો વર્ષ જીવવાનુ હવે જરૂરી બન્યુ છે તે કહેવુ પડયુ. હિંદને અત્યારે (૧૯૪૭ મા) એમની સેવાની એટલી બધી જરૂર છે કે પોતાની તદુરસ્તીને સરદારે અંગત કાળજીના વિષય કરતા જાહેર દ્રવ્ય તરીકે ગણવી જોઈએ. વળી સ્વતંત્રતા પ્રાપ્ત થયા પછી એટલા બધા પ્રશ્નો અને કોયડાઓ જાહેર જીવનમા ઉપસ્થિત થયા છે

એના ઉકેલને માટે સરદાર પટેલની શક્તિઓની ખૂબ આવશ્યકતા રહેલી છે. તેથી કરીને માનવ પ્રયત્નથી લઈ શકાય એવી કાળજી પ્રભુમા વિશ્વાસ રાખીને સરદારે અને તેમની આજુબાજુના માણસોએ એમની તંદુરસ્તીની લેવી જોઈએ—આ મુદ્દા પર અમારી વાત થોડો વખત ચાલી. દેશના નક્કી થઈ ચૂકેલા ભાગલા સ્વીકાર્યા વિના ચાલે એમ હતું કે નહિ એ મુદ્દા ઉપર વાત કરવી મને નિરર્થક લાગી. કારણ કે જે બાબત થઈ ચૂકી છે અને એ પંડિત નેહરૂ અને સરદાર પટેલ અને અન્ય દેશનેતાઓને અનિવાર્ય લાગી તે સિદ્ધ થઈ ચૂકેલી હકીકત ઉપર ચર્ચા કરવાથી કશો વ્યવહારૂ લાભ ન હતો. પરંતુ ભાગલાની તરફેણમાં એમણે એ દલીલો કરી તે મને સબળ લાગી. અને તે એ કે મજૂર પક્ષ જ્યારે ઇંગ્લાંડમાં સત્તામાં હોય અને હિંદને સ્વતંત્રતા આપીને બ્રીટીશ સરકાર પોતાનુ સામ્રાજ્ય અહિંથી સંકેલી લેતી હોય ત્યારે કોઈ પણ ભોગે એ વસ્તુ સ્થિતિનો લાભ લેવો જોઈએ. કારણ કે રાજકીય પક્ષોની તડકાછાંયડીમાં ફરીને ચર્ચીલનો એ પક્ષ સત્તામાં આવે તો હિંદની રાજકીય સ્વતંત્રતા પણ અનિશ્ચિત સમય સુધી પાછી ઠેલાય એમાં શંકાને અવકાશ જ નથી. બીજું કે પાકિસ્તાન મેળવવા માટે સઘળા પ્રકારની હલકામાં હલકી યુક્તિઓ અજમાવનાર મુસ્લીમો દિલ્હીની મધ્યસ્થ સરકારની કોઈ પણ રાષ્ટ્રીય યોજનાને એક જ સરકારમાં રહીને સલામત પાર પાડવા દેશે કે કેમ એ શંકા ભરેલુ હતું. અલબત્ત ક્રીપ્સની દરખાસ્તો વધુ ખેંચતાણ કર્યા વગર સ્વીકારાઈ હોત તો મુસ્લીમ લીગની માગણી પાછળથી જેટલી જોરદાર બની તેટલી બની શકત કે કેમ એ એક પ્રશ્ન છે. પણ એ ગઇ ગુજરી પર અનુમાનો બાંધવા શા કામનાં? એટલે બ્રીટનની ઝૂંસરીમાંથી મુક્તિ મેળવીને એને પરિણામે ઉપસ્થિત થતી મુશ્કેલીઓનો સામનો સ્વતંત્ર હિંદે કરી લેવો એવો નિર્ણય બીજી કોઈ ગતિ ન હોવાથી અનિવાર્ય જેવો થઈ પડે છે. પરંતુ કટોકટીનો પ્રશ્ન

આવીને હિંદની પ્રજા સામે ઊભો છે તે દેશના ભાગલાને નભાવી લેવાનો નથી પરંતુ તેને મટાડીને એકતા સ્થાપન કરવાનો છે. હિંદ એક અને અવિભાજ્ય બને અને હિંદના રાજપ્રકરણનું પ્રેરક સૂત્ર એકતા સ્થપાય નહિ ત્યાં સુધી થઈ રહેવું જોઇએ. એને માટે જરૂર હોય તો સમજૂતી અને ભ્રાતૃભાવ, શકય અને હિતકર લાગે ત્યાં આગળ બાંધછોડ, અને સમાધાન જરૂર ગણાય ત્યાં આર્થિક દબાણ, સામાજિક જીવનમાંથી અને રાજકીય જીવનમાંથી કોમવાદને દેશવટો, શકય તેટલા પ્રકારોએ હિંદુ અને મુસ્લિમોએ પરસ્પર આપલે અને મિલનના પ્રસંગો ઉપસ્થિત કરવા,—પરંતુ અનિવાર્ય થઇ પડે તો યુદ્ધ કરીને પણ હિંદને પાછો એક અને અવિભાજ્ય કરવો જોઇએ. આ જરૂર સૌથી પહેલાં તો હિંદની કેવળ ભૂગોળની પરિસ્થિતિને લશ્કરી દૃષ્ટિએ હિંદના રક્ષણ માટે આવશ્યક બને છે. હિંદમાં વસતી જુદી જુદી જાતોની વસ્તી એવી તો પરસ્પર ગુંથાયેલી છે કે એ રીતે હિંદના રાજકીય ભાગલા પાડવા એ બહુ જ કૃત્રિમ અને હાનિકારક પ્રયોગ છે. આ બાબત ઉપર સરદાર સાથે વાતચીત થઈ તેમાં એમના સમજવામાં આ બધા મુદ્દાઓ સારી રીતે આવેલા છે એ જોઇને ઘણો આનંદ થયો. અમારા બેના સરખા મિત્ર ડૉ. કાનુગાની માંદગી વિષે વાતચીત થઈ. એકંદરે છેલ્લા ત્રણ વરસની જેલ પછી સરદાર વલ્લભભાઈમાં થયેલું ખૂબ ઉન્નતિકારક પરિવર્તન જોઇને મને ઘણો આનંદ થયો.

સરદાર વ્યવહારને જાણનાર, સામાન્ય માણસના હેતુઓને બરાબર સમજનાર, ખૂબ વ્યવહાર કુશળ વ્યક્તિ છે. સરદાર આદર્શને વ્યવહારની દૃષ્ટિએ જોનાર રાજકીય પુરૂષ છે. એમની સામાન્ય ટેવ થોડું બોલવાની છે. પરંતુ એમની માનસિક પ્રવૃત્તિ ઘણી વેગપૂર્વક મૌનમાં પણ ચાલતી હોય છે. અને એ માનસિક પ્રવૃત્તિમાં વ્યવહારની સમજણ, બુધ્ધિની સૂક્ષ્મતા અને લાગણીનો વેગ ત્રણે એકી સામટાં કામ કરતાં હોય છે. જાહેર જીવનનાં

આરંભમાં પ્રતિસ્પર્ધીઓ પ્રત્યે તેઓ વ્યક્તિગત વલણ લેતા હશે પરંતુ છેલ્લા ૧૭–૧૮ વર્ષથી પોતે અમૂક જાહેર સંસ્થાના સિધ્ધાંતના, કે જનતાના દ્રષ્ટિબિન્દુના પ્રતિનિધિ તરીકે જ વર્તન કરતા સફળ રીતે શીખ્યા છે. ઉચ્ચ કક્ષાની વ્યવસ્થાપક શક્તિ, પોતાના હાથ તળે કામ કરનારને જવાબદારી આપીને કામ વસુલ કરવાની શક્તિ તથા જાહેર કામ એટલે જાણે કે મફતીયું, ધર્માદા અને તેથી ઉપકાર કરતા હોય એવી રીતે કરવાનું–એ વૃત્તિને સચોટ ફટકો સરદાર વલ્લભભાઈએ અનેકવાર આપ્યો છે. જાહેર કાર્ય એટલે સેવાની અમૂલ્ય તક છે અને એ અમૂલ્ય તક માટે, એમાં ઊંચી કક્ષા સાધવા માટે અધિકાર પ્રાપ્ત કરવો જોઇએ એ બાબતનો સદાગ્રહ રાખવાથી વલ્લભભાઈ બીજા નેતાઓ જેટલા લોકપ્રિય થઈ શકતા ન હતા, એમાં ખરૂં જોતાં એમની એક લાક્ષણિક શક્તિનો આવિર્ભાવ રહેલો છે. એટલે કે સરદાર પટેલ લોકપ્રિયતાના ઉપાસક નથી પણ લોકહિત કરવા પ્રયત્ન કરનાર સેવક છે. કેટલીયે વાર જાહેર કાર્ય કરનાર પોતાની સંગીન સેવાઓ અને સ્વાર્થત્યાગને પરિણામે સંસ્થામાં, સરકારમાં કે લોકની નજરમાં સત્તા, અમલ–એટલે કે શકિત–મેળવે છે અને એ શકિત પ્રાપ્ત કર્યા પછી સેવાની ધગસ ઘણાઓમાં ગૌણ બની જાય છે, અને શકિત, અમલ કે સત્તા પ્રાપ્ત થઇ હોય, જનતામાં જે સ્થાન પોતે મેળવ્યું હોય તે કેમ ટકાવી રાખવું એ વૃત્તિ આગળ પડતી થાય છે. આરંભમાં ઘણી સારી અને સાચી સ્વાર્થત્યાગની સેવાઓ કરનારાઓ પણ આ મહત્વકાંક્ષાના ભોગ બને છે અને તેથી રાજકીય ક્ષેત્ર આત્મોન્નતિ સાધનાર માટે એક પ્રકારની ભૂલભૂલામણી જેવું ક્ષેત્ર બની રહે છે. સેવા કરવા નીકળે છે અને જઇને પહોંચે છે પ્રમુખની ખુરશી માટેની તકરાર પર, કે ચુંટણીમાં ન છાજે એવી અધમ નીતિઓવાળી સ્પર્ધામાં ભાગ લેનાર હરિફાઇની અવસ્થાએ. આવો સત્તાલોભી હોવાનો આરોપ શરૂઆતમાં સરદાર વલ્લભભાઈના શિસ્ત પાલનના આગ્રહ માટે કરવામાં આવ્યો હતો. પરતુ એ

આગ્રહ જાહેર સંસ્થાને અને જાહેર જીવનને શુદ્ધ રાખવા માટે કેટલો આવશ્યક હતો તે ત્યાર પછીની ઘટનાઓ એતો ઘણાંને હવે સમજાઈ તો હશે. પ્રધાન અને ગૌણુનો ભેદ પણ જાહેર જીવનમાં સરદાર જાણે છે. એટલે નાની ભૂલોને તેઓ જતી કરી શકે છે. પરંતુ વધારે ઉપયોગી ગણાય એવી બાબતની ભૂલો કે ક્ષતિઓને તેઓ જાહેર જીવનમાં ચલાવી લેતા નથી એ તદ્દન વ્યાજબી છે. રાજકીય ક્ષેત્રમાં ભાવના અને સક્રિય સંગઠન, વ્યવસ્થા તથા કાર્યક્રમનું ઘડતર અને તેને પાર પાડવા માટે આવશ્યક ગતિ અને વેગ એ બધાનું સમપ્રમાણ બહુ જ વિરલ છે. જ્યાં ભાવનાશીલ પણું છે ત્યાં વ્યવહારનું જ્ઞાન નથી. જ્યાં યુક્તિવાદ વડે બૌધિક નિર્ણય થાય છે ત્યાં વ્યવહારને અને નિર્ણયને કશો સંબંધ દેખાતો નથી. જ્યાં વ્યવહાર દક્ષતા છે ત્યાં આદર્શ નથી હોતો એટલું જ નહિ પરંતુ ઘણું ખરૂં કુટિલતા અને સ્વાર્થ હોય છે. વળી આપણા જેવા તાજા પરતંત્રમાંથી છૂટેલા દેશમાં સ્વાર્થ ત્યાગ અને શહિદીની આજુબાજુ–સાદાઇ અને ત્યાગની આજુબાજુ એક એવા પ્રકારનું આભાચક્ર ઊભું થાય છે જેને લઈને ઉચ્ચ પ્રકારનું રાજનીતિજ્ઞપણું, સચિવ વિદ્યાનું નૈપુણ્ય, ઉચ્ચ પ્રકારનું મુત્સદ્દીપણું કે દૂરદેશી અને વિશાળ છતાં સૂક્ષ્મનયનનું દર્શન મુશ્કેલ બને છે. આપણે ત્યાં અત્યારે એકેક ક્ષેત્રમાં અને છૂટા છૂટા ગુણની માત્રામાં અસાધારણ ગણી શકાય એવી વ્યક્તિઓ છે. ઉદાહરણ તરીકે, અહિંસાને જીવનનું સૂત્ર બનાવવા મથનાર મહાત્મા ગાંધી છે. રાજકીય પ્રશ્નોને સૂક્ષ્મ બુધ્ધિથી સમજનાર મુત્સદ્દી સર ચીમનલાલ સેતલવડ છે. આન્તર રાષ્ટ્રીય પ્રશ્નો ધ્યાનમાં લઈને સમાજવાદનો આદર્શ રાજકીય ક્ષેત્રમાં ઉતારવા મથનાર પરતંત્ર અને દલિત માનવતા માટે ઝૂંબેશ ઉઠાવી ત્યાગ કરનાર જવાહરલાલ નહેરૂ છે. પરંતુ ગઈ પેઢીના નેતાઓમાં લોકમાન્ય તિલકમાં જે વિરલ શક્તિઓની સમતુલા હતી તેવી આપણા જમાનામાં સરદાર વલ્લભભાઈ

સિવાય બીજા કોઈમાં હોય તેમ જણાતું નથી. આમ તો સરદાર મહાત્માજીના અનુયાયી ગણાય છે અને મહાત્માજી પ્રત્યે એમનું ઋણ ઘણું મહાન છે તો પણ એમની સમગ્ર પ્રકૃતિનું બંધારણુ એમને લો. તિલકના રાજકીય દ્રષ્ટિબિંદુ પ્રમાણે ચલાવતું જોવામાં આવે છે. એ બે પુરૂષોની રાજકીય ક્ષેત્રમાં સરખામણીના મુદ્દાઓ વિચારતાં પહેલાં વ્યકિત તરીકે બંનેમાં રહેલા એક બે મોટા ભેદો તરફ ધ્યાન ખેંચવું આવશ્યક છે. તિલક સ્વરાજની ચળવળમાં પડેલા તે સ્વયં પ્રેરણાથી—સરદારની બાબતમાં મહાત્માજી કારણુ ભૂત બન્યા છે. તિલક પોતાના રાજકીય કાર્યને હિંદુ ધર્મ શાસ્ત્રોમાંથી અને દર્શનમાંથી પ્રમાણો આપીને હિંદી જનસમાજના મનને પ્રતિતી ઉપજાવી શકે એટલા પાંડિત્યવાળા હતા. સરદારને પોતાની રાજનીતિની પાછળ કોઈ આદર્શનું પીઠબળ હોવાની જરૂર પણ ઓછી લાગે એવું એમની પ્રકૃતિનું બંધારણ છે. અને એવા આદર્શના ટેકા માટે એમણે મહાત્માજીની પાછળ ઉભા રહેવું પસંદ કરેલું. જ્યારે તિલક જરૂર પડે તો મહાત્માજીની સામે સબળ તાત્વિક વિચાર સરણી રજૂ કરી શકે અને પોતાના સિધ્ધાંતને અને કાર્યક્રમને વળગી રહી શકે એવા પુરૂષ હતા. તિલકને વેદના અભ્યાસમાં અને ગીતાના વિવરણમાં ઘણો રસ. સરદારને મૂળથી એનો રસ નહિ પાછળથી કેમ લેવો તે પણ ગૌણ રહેલો, એમને કોઈ પણ વિષય ઉપર ગ્રંથ લખવાનું સૂઝે પણ નહિ.

આ બે મુદ્દાઓ ધ્યાનમાં લીધા પછી એમની વચ્ચેનું સરખાપણું નજરે ચડે એવું આગળ પડતું છે. બન્નેની સંકલ્પશકિત સમર્થ અને બન્નેની દેશ ભકિત અડગ. બંને જન્મથી ચોખ્ખા. બને પોતપોતાના પ્રાંતથી વિશિષ્ટતાને મૂર્ત કરનાર લાક્ષણિક નમૂના જેવા. એકમાં મહારાષ્ટ્રી ચારિત્ર, ગુણો અને આત્મા પ્રગટ થાય છે તો બીજામાં ગુજરાતની વિશિષ્ટતાઓ અને ગુજરાતી ચારિત્ર રજૂ થાય છે. બંને સમગ્ર હિંદના રાજકારણમાં મોખરે આવ્યા

તે પોતાના પ્રાંતમાં પોતાનું નેતાપણું સ્થાપન કરીને આવ્યા. તિલકને માટે શ્રી. અરવિંદે જે લખ્યું "Though he has ideas, he is not an idealist" "એમની પાસે આદર્શો છે પણ એ પોતે આદર્શવાદી નથી." તે સરદાર માટે એટલું જ સાચું છે. વળી તિલક જેમ "Academic Politician" રાજકીય વિષયનો અભ્યાસ કરીને બનેલા પુસ્તકિયા મુત્સદી" ન હતા તેમ સરદાર પણ નથી. રાજકીય પુસ્તકો વાંચીને જીવનની વાસ્તવિકતાઓને જોયા વિના દેશ અને કાળની વિશિષ્ટ પરિસ્થિતિ જાણ્યા વિના રાજકીય ક્ષેત્રમાં કમર કસી ધસી આવતા વિદ્યાર્થીઓ ઘણા છે તેઓ પ્રજાના વધારે ગંભીર, ચેતનતત્ત્વ જોડે સંબંધમાં આવી જ શકતા નથી, ફક્ત ઉપરછલ્લા માનસને ઉશ્કેરી શકે છે અને તેના પર પોતાના રાજકીય કાર્યનું ભંડોળ જમાવવા પ્રયત્ન કરે છે, તિલકની પેઠે સરદાર રાજકીય "વાદો" થી અસ્પૃષ્ટ રહીને સીધા જ કાર્યક્ષેત્રમાં સફળ નીવડી આવેલ વ્યક્તિ છે. દેશદાઝ એ જ જાણે એમનો "વાદ" બની રહેલો લાગે છે. સરદારને અનુકુળ સંજોગો મળ્યા એટલે સ્વતંત્ર હિંદનું ભાવિ ઘડવામાં ભાગ લેવાનું એમને માટે સરજાયું છે અને તેથી એમની શક્તિઓને આગળના કોઈ પણ રાજકીય પુરૂષને મળ્યો ન હતો તેવા લાભ અને કાર્યક્ષેત્ર મળેલાં છે અને એમણે હિંદની ચિરંજીવી સેવાઓ પણ કરી બતાવી છે.

સાધારણ જનતાની મહત્તાનું માપ બહુ જ અસ્પષ્ટ, અસ્થિર અને એક જાતની, અનેક સસ્કારોના એકત્રિત કાર્યને પરિણામે બંધાયલી, ગ્રથીને આભારી હોય છે. આંતરજીવન, આધ્યાત્મિકતા વગેરે તત્ત્વો હિંદની જનતાની ચેતનામાં એક પ્રકારનું વિશિષ્ટ ઉચ્ચ સ્થાન ધરાવે છે અને તેને આકર્ષે છે. એને માટે તેને એક પ્રકારનો પક્ષપાત બંધાયલો હોય છે. જે ક્ષેત્રમાં જાતિ, ધર્મ કે આધ્યાત્મિકતાને કશો સીધો સંબંધ હોતો નથી તેમાં પણ હિંદની

તે વિકાસ પામ્યા છે, અને મુદ્દલે ન હતા તે અસ્તિત્વમાં આવીને અંકુરિત થયા છે, એ જોઈ શકશે.

અમદાવાદની ભઠ્ઠીયા–કલણમાં તેઓ હતા તે સમયે વલ્લભભાઈની પ્રકૃતિમાં જે હાસ્યરસ ઉત્પન્ન કરવાની અને માણવાની શક્તિ હતી–જે મશ્કરાપણું હતું, તે હું ધારૂં છું કે હું એમને દિલ્હીમાં મળ્યો ત્યારે કાંઈક ઓછું થઇ ગયું હોય એમ લાગ્યું. જેઓ વલ્લભભાઇને હિંદના મહાન નેતા તરીકે જાણે છે તેઓમાંનો મોટો ભાગ એમના ટીખળીપણાને તો કયાંથી જ જાણી શકે! પરંતુ જાહેર કાર્ય કરવાને અંગે સરદારે ક્રમે ક્રમે ઘણી તટસ્થતા મેળવી છે અને ઈશ્વરમાં એમની શ્રધ્ધા વધારે સક્રિય અને જીવન્ત બની છે. છેલ્લા ત્રણ વરસના અહમદનગરના કારાવાસ દરમિયાન હું માનું છું કે એમને શાંતિની, આત્મનિરીક્ષણની અને મનનની અનેક તકો મળી લાગે છે અને તેમનો એમણે સારો લાભ પણ લીધો જણાય છે. આમ માનવ પ્રકૃતિની સ્વાર્થવૃત્તિઓને અને વ્યવહારમાં પ્રગટતી કુટિલતાઓને સારી રીતે જાણનાર સરદાર માનવની ઉચ્ચ શકયતાઓને પણ અનુભવ દ્વારા જોઈ શકયા છે એ એમની પોતાની ઉન્નતિને માટે તો અમૂલ્ય વસ્તુ છે જ પરંતુ જે ક્ષેત્રમાં તેઓ કામ કરે છે તે રાજકીય ક્ષેત્રને જેવો તેવો લાભ નથી. થોડા બોલા સરદાર જ્યારે બોલે છે ત્યારે એમની વાણીમાં તર્ક સમર્થિત નિર્ણય કાર્યક્ષમ દુર્ધર્ષ સંકલ્પ અને લાગણીની જ્વલંત ઉષ્મા એ બધાં તત્વો છૂટા ન પાડી શકાય એ રીતે એકરસ થઈ ગયાં હોય છે. એમની પ્રકૃતિનું બંધારણ દૃઢ નિશ્ચયી અડગ યોદ્ધાનું રહેલું છે અને એ શક્તિ પ્રજાને રાજકીય સ્વતંત્રતાની સાધના કરવા માટે તેમણે સમર્પણ કરી હોવાથી એમનો અંતર વિકાસ એ નિઃસ્વાર્થ સેવા દ્વારા નિર્માણ થયો લાગે છે. અત્યારના હિંદના મંત્રી મંડળમાં સરદારનું વ્યક્તિત્વ અનોખું છે અને હિંદની અત્યારની પરિસ્થિતિમાં જે કિંમતી સક્રિય ફાળો સરદાર હિંદનાં રાષ્ટ્રીય ઘડતરમાં આપી શકે

તેમ છે તે બીજી કોઈ વ્યક્તિ આપી શકે તેમ નથી એમ કહેવામાં હકીકતનું જ વિધાન છે. ખૂબ પ્રેમ પૂર્વક અને જાણે કે ભજીયા કલબના દિવસોમાં મમતા હોય એ સ્વાભાવિકતાથી અને પ્રેમના ઉમકળાથી અમે મળ્યા, એ મેળાપનું સુખદ સ્મરણ હું માનું છું કે બન્ને પક્ષે ચિરસ્થાયી રહેવાને સર્જાયું છે.

નીકળવાના દિવસે ફક્ત છૂટા પડતી વખતે વિદાય લેવા માટે જવાનું થયું ત્યારે ખૂબ કામમાં હોવા છતાં થોડીક મિનિટ અમે મળી શકયા તે વખતનું વાતાવરણ પહેલી મુલાકાત કરતાં કાંઈક જુદું અને વધારે વ્યવહારૂં હતું તો પણ તે મારફત અંગત સંબંધની વિશિષ્ટ લાગણી અમે બન્ને અનુભવી શકયા હતા. એરોપ્લેનમાં ટિકિટ મળવાને ચોવીસ કલાક રાહ જોવી પડે એમ હોવાથી અને એ ચોવીસ કલાકમાં અમે મુંબાઈ પહોંચી જઈએ તેમ હતું તેથી પાછા ફરતા અમે ફ્રન્ટીયર મેલમાં મુસાફરી કરી. દિલ્હી છોડયા પછીનો પ્રદેશ ઘણો જ શુષ્ક અને પત્થરો ટેકરીઓ વગેરેથી ભરેલો હતો આ ટેકરીઓ રૂક્ષ અને સૂકી હતી. બપોરના વખતમાં તપતા ખડકોમાંથી જાણે ગરમીની ઝાળ નીકળતી લાગતી હતી. અહિં ખેતી કરનાર ખેડૂતને પોતાની મહેનતના બદલામાં પૂરતું મળી શકે એવી કુદરતી પરિસ્થિતિ જ નથી. એટલે અહિં જે દેશી રાજ્યો આવેલા છે તેના રાજવી-ઓએ આ ખેડૂતોને કરના ભારથી મુક્ત કરવા જ જોઈએ એમ લાગે છે. દિલ્હીથી અમારી સાથે થઈ ગયેલ એક શીખ ઓફિસર અને એક રજપૂત ઓફિસર રજા ઉપર હતા તથા પંજાબના બે ચાર મુસ્લીમો પણ એક ડબ્બામાં ભેગા થઈ ગયા. પાકીસ્તાન અંગે ઉપસ્થિત થયેલ પરિસ્થિતિ વિશે કોઈએ ચર્ચાનો આરંભ કર્યો નહિ. જો કે બધાના મનમાં એ પ્રશ્ન નિઃશંકપણે ઘોળાઈ રહ્યો હતો.

---

કામ આરંભ કરવાથી જ હવાઈ વિમાનની મુસાફરી વધારે લોકપ્રિય બનવાનો સંભવ છે. કેસોદમાં પહેલ વહેલો કાઠિયાવાડી જનતાનો સીધો પરિચય મને થયો. રંગબેરંગી પોશાક, પોતાના જ સ્થાનિક વાતાવરણમય માનસ, સરળતા અને સાદાઈ, પોતાનાં વતન પ્રત્યે અતુલ આકર્ષણ વગેરે ગુણો અને એના જ સહગામી દોષો એરોડ્રોમ ઉપર ઊતરીને થોડા સમય માટે ફરતા પણ જોઈ શકાતા હતા.

કેસોદ પછી કાઠિયાવાડ અને કચ્છને જોડનાર દરિયાના કિનારાઓનું દૃશ્ય બહુ સુંદર હતું. એ પાણીની પટીના બે કિનારાઓ લગભગ એકી વખતે જોઈ શકાય એવા હતા અને બન્ને બાજુની પાણીની સ્થિતિ પણ જુદી જુદી હતી. કાઠિયાવાડનો કિનારો વધારે શાન્ત લાગતો હતો, જ્યારે કચ્છ તરફ પાણી જરા વધારે તોફાની હતું. પણ સૌથી રમણીય તો આ પાણીના વિશાળ વિસ્તાર પર થતી ભુરા અને લીલા રંગની રમત હતી. પવનના ફૂંકાવાને લઈને પણ પાણીની સપાટી ઉપર જુદી જુદી ભાતો પડતી હતી અને એક વિશિષ્ટ પ્રકારની સુશોભનની યોજના જોઈ શકાતી હતી. વિમાનમાંથી ભુજનો કિલ્લો અને ખેતી વગરના કચ્છના રેતાળ અને ખડકવાળા પ્રદેશો દેખાયા. આની સાથે ૩૦ વર્ષ ઉપરની સંસ્મરણની નોંધપોથી જોડાયલી છે. તે વખતે જામનગર ઊતરીને ઈ. સ. ૧૯૧૮માં રોજી બંદરથી હું મુંદ્રા બંદર ગયો હતો અને મુંદ્રાથી ઊતરીને ભુજ કચ્છની એક માત્ર રેલ્વેમાં હું પહોંચ્યો હતો. એ રોજી બંદરની વિચિત્ર દાણની ઓફિસમાં જામનગર અને કચ્છના ઓફિસરોનું કોઈ ચૌદમી પંદરમી સદીનું રાજતંત્ર હોય એવા સંસ્કાર હજી પણ મારાં મન પર તે સમયના પડેલા ફરીને જાગ્રત થયા. તે વખતે બંદર ઉપરથી સ્ટીમરે પહોંચવું એ કચ્છના સ્ત્રી પુરુષોથી અને બહારના મારા જેવા ખડતલ માણુસથી જ

# કચ્છ અને દ્વારકા

કચ્છ જવાનું એક માત્ર કારણ બીડદામાં વર્ષોથી રહેતા શ્રી અરવિંદના શિષ્ય વેલજીભાઇ ઠાકરશીને મળવાનું હતું. એમણે હું બહાર જવાનો છું એમ સાંભળીને મને આગ્રહ ભર્યું આમંત્રણ પણ આપ્યું હતું. કેટલીક બાબતમાં એમનાં મનનું સમાધાન થવા માટે પણ ત્યાં જવાની જરૂર મને જણાઇ હતી. આ બધું છતાં જો મારે ગાડીથી કે સ્ટીમરથી જવાનું હોત તો હું ધારૂં છું કે એ મુસાફરીનું સાહસ હું માથે લેત નહિ. પરંતુ મુંબાઇથી જામનગર અને ભુજ હવાઈ જહાજ જાય છે એટલે આ વિચારનો અમલ મને શકય લાગ્યો. ચારેક દિવસમાં પાછા આવવાનો કાર્યક્રમ ઘડીને અમે બે જણાં મુંબાઈથી ભુજ જવા માટે એરોપ્લેનમાં નીકળ્યા. મુંબાઈથી નીકળ્યા ત્યારે છેક કેસોદ સુધી ખાસ જોવા લાયક દશ્ય અરબી સમુદ્ર સિવાય અમને જોવા મળ્યું નહિ એનું મુખ્ય કારણ તો વાદળાઓ ખૂબ હતાં તે હતું. જ્યારે એરોપ્લેન કેસોદ ઊતર્યું ત્યારે અમને જણાયું કે સિંધિયાની આ લાઈન હજી પ્રાથમિક દશામાં છે અને એરોડ્રોમનું આ મેદાન ખરી રીતે કંપનીએ કે સરકારે તયાર કરેલું નથી પરંતુ ખડકવાળી જમીન હોવાને લીધે કુદરતે જ તે બનાવ્યું છે. અલબત્ત એ જમીનને કાંઈક સપાટ કરવામાં આવી છે, પરંતુ મુંબાઈ કે અમદાવાદની પેઠે કે બેંગલોરની પેઠે સીમેન્ટ નાંખીને આ રન-વે હજી તૈયાર કરવામાં આવ્યો નથી. એક રીતે આવી અપૂર્ણ તૈયારી છતાં કામ શરૂ કરવાનું સાહસ ખેડવા માટે સિંધિયા કુંપનીને આપણે અભિનંદન આપી શકીએ, કારણ કે

કામ આરંભ કરવાથી જ હવાઈ વિમાનની મુસાફરી વધારે લોકપ્રિય બનવાનો સંભવ છે કેસોદમાં પહેલ વહેલો કાઠિયાવાડી જનતાનો સીધો પરિચય મને થયો. રંગબેરંગી પોશાક, પોતાના જ સ્થાનિક વાતાવરણમય માનસ, સરળતા અને સાદાઈ, પોતાનાં વતન પ્રત્યે અતુલ આકર્ષણ વગેરે ગુણો અને એના જ સહગામી દોષો એરોડ્રોમ ઉપર ઉતરીને થોડા સમય માટે ફરતા પણ જોઈ શકાતા હતા.

કેસોદ પછી કાઠિયાવાડ અને કચ્છને જોડનાર દરિયાના કિનારાઓનું દૃશ્ય બહુ સુંદર હતું. એ પાણીની પટીના બે કિનારાઓ લગભગ એકી વખતે જોઈ શકાય એવા હતા અને બન્ને બાજુની પાણીની સ્થિતિ પણ જુદી જુદી હતી. કાઠિયાવાડનો કિનારો વધારે શાન્ત લાગતો હતો, જ્યારે કચ્છ તરફ પાણી જરા વધારે તોફાની હતું. પણ સૌથી રમણીય તો આ પાણીના વિશાળ વિસ્તાર પર થતી ભુરા અને લીલા રંગની રમત હતી. પવનના ફૂંકાવાને લઈને પણ પાણીની સપાટી ઉપર જુદી જુદી ભાતો પડતી હતી અને એક વિશિષ્ટ પ્રકારની સુશોભનની યોજના જોઇ શકાતી હતી. વિમાનમાંથી ભૂજનો કિલ્લો અને ખેતી વગરના કચ્છના રેતાળ અને ખડકવાળા પ્રદેશો દેખાયા. આની સાથે ૩૦ વર્ષ ઉપરની સંસ્મરણની નોંધપોથી જોડાયલી છે. તે વખતે જામનગર ઊતરીને ઈ. સ. ૧૯૧૮માં રોઝી બંદરથી હું મુંદ્રા બંદર ગયો હતો અને મુંદ્રાથી ઉતરીને ભૂજ કચ્છની એક માત્ર રેલ્વેમાં હું પહોંચ્યો હતો. એ રોઝી બંદરની વિચિત્ર દાણની ઓફિસમાં જામનગર અને કચ્છના ઓફિસરોનું કોઈ ચૌદમી પંદરમી સદીનું રાજતંત્ર હોય એવા સંસ્કાર હજી પણ મારાં મન પર તે સમયના પડેલા ફરીને જાગ્રત થયા. તે વખતે બંદર ઉપરથી સ્ટીમરે પહોંચવું એ કચ્છના સ્ત્રી પુરૂષોથી અને બહારના મારા જેવા ખડતલ માણસથી જ

થઈ શકે, એ એવી કસોટીભર્યું કામ હતું. કચ્છના નાવિકો તો જગતના કોઈ પણ નાવિકો સાથે સફળ સ્પર્ધા કરી શકે તેવા હતા. સમુદ્રની ભરતી કે ઓટ ગમે તે સ્થિતિમાં એ લોકો પોતાના મછવાને, પવનની ગમે તે દિશા હોય તે છતાં, સ્ટીમર પાસે પહોંચાડી દેતા. અને એ સ્ટીમર પણ કોઈ મોટા જહાજને સ્ટીમરમાં ફેરવી નાંખેલી હોય એવી નાનજી શેઠના નામ સાથે જોડાયલી જામનગર અને કચ્છ વચ્ચેની સ્ટીમ નેવીગેશન કુંપનીની સ્ટીમર હતી. મછવો જેવો સ્ટીમર પાસે પહોંચે કે તુર્ત ઉતારૂઓને ઉપર ચઢવાનો દાદર તો કોણ જાણે કયારે ય નીચે ઉતારવામાં આવતો હશે, પરંતુ સ્ટીમરની કેબિનોની બારીમાંથી અને ઉપરના ડેક પરથી દોરડાંઓ મછવા પર લંબાયા અને એ દોરડાંઓ ઝાલીને સબળ ઉતારૂઓ સ્ટીમર ઉપર ચઢવા લાગ્યા! હું પણ એ ક્રિયા કરીને ઉપર પહોંચેલો. આ ધસારામાં વૃદ્ધ સ્ત્રીઓ અને બાળકો તથા માંદા મુસાફરોની શી અવસ્થા થતી હશે તેની તો ફક્ત કલ્પના જ કરવી રહી! આખરે સ્ટીમરમાં બેસીને ડેક ઉપરથી તોફાની પવનના સુસવાટા અનુભવતા અમે કચ્છ પહોંચ્યા ત્યારે તોફાની પવન ઉપરાંત ભરતીનો સમય પણ હતો. એટલે ઉતારૂઓને લેવા આવેલ મછવામાં બેસીને કચ્છી લાસ્કરની અજબ ચાલાકીને લઈને અમે કિનારે સલામત પહોંચી શકયા. અહીં પાછી કાઠિયાવાડ જેવી જ દાણની ઓફિસની વિધિ કારી અને રૂપિયાનો બદલો તથા જકાતી સામાન વિશેની તકરારો જોવા મળી. બહાર નીકળીને કચ્છી રેંકડાવાળા જોડે ભાડું ઠરાવી હું ભિડદા જવા નીકળ્યો. સાંજે અમારો રેંકડો ભિડદાને રસ્તે પડયો અને કહેવાતા ૧૫ ગાઉનું અંતર કાપવા માટે એક રાત અને થોડા કલાક લાગશે એમ જાણવામાં આવેલું. પરંતુ બીજે દિવસે સવારે મને જણાયું કે અમે ભિડદાથી હજી ઘણા માઈલ દૂર હતા અને કચ્છના દડવાળા રસ્તાઓમાં ગતિ કરતાં ગાડું હાંકનાર ઊંઘી જતો એટલું જ નહિ પરંતુ બળદિયા પણ ઊભા

રહી જતા અને હુ ગાડાવાળાને જગાડતો ત્યારે તે પાછો થોડો સમય બળદોને હાકતો અને વળી પાછા બળદો ઊભા રહી જતા! આ ક્રિયાને પરિણામે સવારના મને જણાયુ કે બિડદા પહોચતા સાજ પડે તો નવાઈ નહિ. એટલે ગાડાવાળાનુ ભાડુ ચૂકવીને ઊટ ભાડે કરી કાઈક વધારે વેગપૂર્વક જવાનો પ્રયત્ન કરતા હુ સવારે દશ વાગે બિડદા પહોચી શકયો ઊટની પહેલી અને છેલ્લી એ મુસાફરીને પરિણામે એ અતર ચાલ્યા જેટલો થાક લાગ્યો હતો તે ઊતારતા એક દિવસ થયો ત્યાર પછી ૧૮-૨૦ દિવસ એકાન્તમા બિડદા ગામમા રહીને સપૂર્ણ શાતિમા મે બે ત્રણ પુસ્તકો લખેલા તથા ભાઈ વેલજીભાઈનુ સ્વાગત અને આતિથ્ય માટે ઉપકાર માનીને પાછા ફરતા હુ ભૂજ આવ્યો હતો અને ભૂજથી તુણાવ સુધી કચ્છની એક માત્ર રેલ્વે લાઈનમા મુસાફરી કરી હતી સ્ટીમરમા આ વખતનો અનુભવ જુદો જ હતો કારણ કે જૂન મહિનો હોવાથી દરિયો ખૂબ તોફાની થયો હતો અને સ્ટીમર પણ રાત્રે ચદ્રના તેજમા ગતિ કરતા ખૂબ ઝોલા ખાતી હતી આ વખતે હુ ડેક ઉપર જ રહ્યો હતો અને આજુબાજુના ડઝનબધી મુસાફરોએ ડેક ઉપર આવીને ઉલટીઓ કરીને વાતાવરણને બગાડયુ ન હોત તો આ તોફાની સમુદ્રની મુસાફરીના અન્તમા મને જે થોડો અણગમો થયો તે પણ થયો ન હોત

લગભગ ૩૦ વર્ષે જ્યારે ભૂજના એરોડ્રોમ પર ઊતર્યો ત્યારે જમાનાએ સાધેલી પ્રગતિનો કેટલો બધો લાભ હુ લઈ રહ્યો હતો એનુ મને ભાન થયુ સાથે સાથે મે એવી પણ આશા રાખેલી કે મુબાઈથી ભૂજ પહોચતા જે ત્રણ દિવસ લાગતા હતા તેને બદલે ચાર કલાકનો ટૂકો સમય હવે લાગે છે તો કચ્છના વાહન વ્યવહારમા પણ કાઈક અનુરૂપ પ્રગતિ થઈ હશે! પરતુ એરોડ્રોમ પર ઊતરતા જ મને જણાવા લાગ્યુ કે કચ્છ અને પ્રગતિ એ બે વસ્તુ પરસ્પર વિરોધી છે! સિધિયા કુપનીના મેનેજરનુ ધ્યાન

અમે એરોડ્રોમ ઉપર જે સમય નકામો જતો હતો તે દરમ્યાન આ બાબત પર દોર્યું તથા એરોડ્રોમની સાથે જોડાયલો રસ્તો જે પ્રાથમિક અવસ્થામાં હતો તે નજરે નજર જોયો ત્યારે "તમે કચ્છમાં છો, આ કાંઇ મુંબાઈ નથી" એ મેનેજરના વાકયનો અર્થ હું તો પૂર્વેના અનુભવને લીધે બરાબર સમજી ગયો.! લગભગ પોણો કલાક વાટ જોયા પછી એરોડ્રોમથી ભૂજ પહોંચાડનાર સિંધિયા કુંપનીની મોટર બસ ઉપડી તેથી ગામની ઓફિસમાં જઇને મેં પાછા ફરવાની એરોપ્લેનની ટિકિટ લઈ લેવી સલામત ધાર્યું, કારણ કે બીજા વાહનનો ઉપયોગ કરવાનો આવે તો કચ્છથી નીકળીને મુંબાઈ પહોંચતા એક અઠવાડિયું થઈ જાય. અહીં જ અમને પ્રથમ ગ્રાસે મક્ષિકા જેવું થયું. કરાંચીથી આવનાર પ્લેનમાં અમુક જ બેઠકો ભૂજથી બેસનાર લોકોને માટે ખાલી રાખવામાં આવેલી હોવાથી બે કે ત્રણ ઉપરાંત વધારે ઉતરૂઓને માટે ભૂજથી સગવડ મળવી મુશ્કેલ હતી. તેમાં વળી સિંધિયાનો ભૂજનો મેનેજર જરા અસંતુષ્ટ પણ થયો હતો એટલે ભૂજ માટેની મુસાફરી શરૂ કરતાં પહેલાં વેલજી ઠાકરશીએ અમને કલ્યાણજી ધનજીની પેઢીનું તારનું સરનામું આપ્યું હતું તેની અમે શોધમાં પડ્યા. એમ તો અમે કલ્યાણજી ધનજીની પેઢીને અર્જન્ટ તાર તો કર્યો જ હતો. પરંતુ એ તારની કાંઇ પણ અસર થઇ જણાય નહિ. ભૂજમાં મેં જે સામાન્ય લોકો જોયા તે એક વિશિષ્ટ જાતિની છાપવાળા, ઉંચા બાંધાના અને લશ્કરના સિપાઈ તરીકે ઘણાં જ સુંદર નીવડે એવા મને લાગ્યા. અહિંનો પહેરવેશ પણ આકર્ષક છે અને આખી પ્રજામાં સ્વચ્છતાનો પ્રચાર થાય તો એની સ્વાભાવિક સુંદરતા પણ વધારે દીપી નીકળે. કલ્યાણજી ધનજીની પેઢીનો ભૂજનો વ્યવસ્થાપક નિરાશાજનક નીવડયો. કલ્યાણજી શેઠ કચ્છનાં રાજ્યને ઘણી વસ્તુઓ પૂરી પાડવાનું કામ કરતા હોવા જોઇએ એમ આ રાજ્યમાં અને બહાર એમની પેઢીની શાખાઓ અને તેઓ જે માલ આયાત કરતા હતા તે ઉપરથી

જણાય છે. કલ્યાણજી પેઢીના માણસ મારફત વિમાનની ટિકિટ મેળવવામાં અમે વધારે સફળતા મેળવી શકયા નહિ એટલું જ નહિ પરંતુ ભૂજથી બિડદા વહેલાં પહોંચવા માટે એને એક મોટર કે બસની ગોઠવણ કરવાને કહ્યું તે કામમાં પણ એ બિચારો એટલો જ નિષ્ફળ નિવડયો. પેઢીના અતિથિઓ કદાચ વેપારી લોકો જ થતા હશે એથી કરીને હોય કે આતિથ્ય કેમ કરવું તેની એને સમજણ જ ન હોય પરંતુ એણે અમારી ન્હાવા ખાવાની કે એવી કોઈ બીજી જરૂર વિશે તપાસ કે પૂછપરછ પણ કરી નહિ અને ખરૂં જોતાં ૩૦ વર્ષ પહેલાનો કચ્છનો અનુભવ તાજો થયેલો હોવાથી હું પોતે તો સમજી જ ગયો હતો કે મુંબાઈથી ભૂજ પહોંચવું જેટલુ સુલભ છે તેના કરતા ભૂજથી બિડદા પહોંચવું એ ઘણું જ મુશ્કેલ કાર્ય કચ્છમાં હોય છે. ખાનગી મોટર કારો, સરકારી મોટર કારો એમ અનેક સ્થળોએ પ્રયત્ન કરવાની અમારી સૂચનાનો એક જ રામબાણ જવાબ એ હતો કે કચ્છમાં મહારાવ અને કલ્યાણજી શેઠ સિવાય બીજા કોઈ પાસે મોટર નથી. અમે અમારી નજરે બેત્રણ મોટર કારો જોઈ પરતુ અજાણ્યા હોવાથી અમે એમને કેમ મેળવવી એ વિશે ઉપાય કરી શકયા નહિ. ગામમાં વસંતરાય પટણી કચ્છની હાઈ સ્કૂલના હેડ માસ્તરના ઘેર નાગર ચકલામાં તપાસ કરી તો જણાયું કે એ ભાઈ ગુજરાતમાં કેળવણી પરિષદ્ મળવાની હતી તેમાં ભાગ લેવાને ગયા છે. આખરે ભૂજથી બિડદા જવાની ગોઠવણ કરવાને બદલે અમારે ન છૂટકે ભૂજથી માંડવી જતી બસમાં જગા લેવાનું નકકી કરવું પડયું અને એ તુર્તમાં ઉપડતી હોવાથી ન્હાવા ખાવાનું માંડી વાળવું પડયું. નફામાં ભૂજથી માંડવી અને માંડવીથી પાછા બિડદા એમ સીધીભાઇનો ડાબો કાન કરવાની ક્રિયા અમારે ફરજિયાત સ્વીકારવી પડી, કારણ કે બિડદા જવાનો રસ્તો ભૂજથી માંડવીનો રસ્તો ફંટાતો હતો તે છતાં ત્યાં પાછું ગાડું મળવાની અને ચાલ્યા રસ્તે જાણવાની મુશ્કેલીને લઈને અમારે તે માંડી

વાળવું પડયું અને માંડવીમાં કલ્યાણજી ધનજીની પેઢીમાં પહોંચાને બિડદા જવાનો પ્રયત્ન કરવો એજ અમને યોગ્ય લાગ્યું. ભૂજથી માંડવીનો રસ્તો એકંદરે ઘણો સારો ગણાય તેવો છે. શરૂઆતમાં તો ટેકરીઓ ઉપર થઇને એ રસ્તો ચઢાણો ચઢતો ઉતરતો કેવળ રણ જેવા વનસ્પતિ હીન પ્રદેશમાં થઇને જાય છે અને કોડાઈ, બિડદા વગેરે ગામો આવે છે ત્યારે જ કાંઇક વનસ્પતિ દેખાવા માંડે છે. આખો વખત આ રેતાળ પ્રદેશમાં પવન જોશભેર ફૂંકાયા કરે છે અને ધૂળ ઊડી ઊડીને ગમેતેવા સારાં કપડાંઓને પણ મેલાં કરી નાંખે છે. કચ્છમાં કપડાં સ્વચ્છ રાખવા તે લગભગ અશકય જેવું કામ મને લાગે છે, કારણ કે પવન સાથે આ ઉડતી ધૂળ અટકાવવી અસંભવિત છે, તે સાથે અહિં મીઠા પાણીનો પણ અમૂક જગ્યાએ ખાદ કરતાં સુકાળ નથી. અહિ પણ પેલાં અમદાવાદમાં જોયેલા કરીર-કેરડાના ઝાડો સતત ધૂળિયો પવન ખાઇ ખાઇને એવા તો ધૂળિયા થઇ ગયા હતા કે એની ડાળીઓ લીલી છે અને ફુલ ફુલગુલાબી રંગના છે એ માનવું પણ મુશ્કેલ પડે. અહિં રસ્તા ઉપર ખરસાણીનાં ખૂબ ઝાડો આવે છે અને ખરસાણી એક મોટા વૃક્ષ જેવી થઇ શકે છે એ તો મેં પહેલ વહેલું કચ્છમાં જ જોયું. જાડા થડવાળી ખરસાણી દશથી પંદર ફુટ જેટલી ઉંચી અને ઘટાદાર અહિંના રસ્તાની બાજુએ મેં જોઇ. સાડા ત્રણેક વાગે અમે માંડવી પહોંચ્યા ત્યારે સમુદ્રની ખાડીના અને તેના કિનારે પડેલા ઇમારતી લાકડાંના જગના દર્શન થયા. માંડવી બહુ સારી રીતે ખીલવી શકાય તેવું બંદર લાગે છે. અહિં જયકૃષ્ણ ઇંદ્રજીએ સમુદ્ર કિનારેથી ઉ
મકાનોને દાબી દેતી રેતી અટકાવવા માટે એ
અને ટેકરીઓ ઉપર મર્યાદ વેલનાં
જગ્યા માંડવી પહોંચ્યા પછી અમે
હજારો મણ રેતી ઊડીને સમુદ્ર કિ
લાતીઓને પાછળથી પૂરી દેતી હ.

આરંભેલો પ્રયોગ રાજ્ય તરફથી ચાલુ રાખવામાં આવ્યો હોય એમ જણાયું નહિ. કલ્યાણજી ધનજીની પેઢીનું માંડવીનું મથક ભૂજવાળા મથક કરતાં કાંઈક વધારે વ્યવસ્થિત અને સમૃધ્ધ લાગ્યું. એક મોટું આલિશાન મકાન જેના તળિયે ઓફિસ અને જેની ઉપર રહેવાની જગ્યા છે તથા બાજુમાં અતિથિઓ માટે રહેવાની અને સૂવાની સગવડ છે તે મોટર બસના સ્ટેન્ડની પણ છેક નજીક છે તથા બીજી બાજુએ સમુદ્ર કિનારાની પણ પાસે છે એ એનું મોટું આકર્ષણ ગણી શકાય. અહિ તપાસ કરતા અમારો તાર પહોંચ્યો હતો એમ જણાયું. પરંતુ અહિંના કારકુને શેઠ ગેરહાજર હોવાથી એમને કે ભાઈ વેલજીભાઈને અમારા આવવાની ખબર આપવાની તસ્દી લીધી હતી નહિ. સવારના સ્નાન કર્યા વગર અને ખાધા વગર હતા એટલે ન્હાવા માટે પૂછપરછ કરતાં એવું પાણી બતાવવામાં આવ્યું જે વડે ન્હાવાથી શારીરિક સ્વચ્છતામાં ખાસ ઉમેરો થાય એવું અમને લાગ્યું નહિ. અહિં પણ માંડવીથી બિડદા જવા માટે બની શકે તેટલું ઝડપી વાહન એટલે કે મોટરકાર અમારે માટે મેળવવા અમે ઓફિસના મુખીને કહ્યું. ૧૧–૧૧॥ કલાકની ગેરહાજરીના પરિણામે પાછા ફરીને એણે અમને લાગણી પૂર્વક જણાવ્યું કે માંડવીમાં જે ત્રણ મોટરનું અસ્તિત્વ છે તેમાંની બે કોઈ કામસર બહાર નીકળી ગઈ હોવાથી મળી શકે તેમ નથી, અને ત્રીજીને સુધારવાની આવશ્યકતા હોવાથી તેના એકેએક ભાગો છૂટા કરી નાંખવામાં આવ્યા છે. માંડવીની મોટરકાર વિશે મળેલી આ ચોકકસ માહિતી અમારી પરિસ્થિતિ માટે ખાસ ઉપકારક હતી નહિ. અને બિડદા પહોંચવા માટે સાંજ પડતાં પહેલાં જે સમય અમારી પાસે હતો તે ઘણો જલદી વહી જતો હતો એમ પણ અમને જણાયું. આખરે જડવાદી યંત્ર મેળવવાની અશક્તિ હોવાથી અમે પ્રાણીવાહનનું આલંબન એટલે કે ઘોડાગાડી મેળવવાનો એ જ મહાશય મારફત પ્રયત્ન કર્યો. અડધો પોણો કલાકના અન્તે

માલુમ પડયું કે માંડવીમાં કુલ ૧૧ ઘોડાગાડીઓમાંની બધી જ કોઈ ધનવાન મેમણો લગ્ન પ્રસંગે આવેલા હોવાથી એમને લઈને જોવાના સ્થળો પ્રત્યે ઊપડી ગઈ હતી. આ જ્ઞાન મોટરના જ્ઞાનની પેઠે ઘણું ચોક્કસ અને વિશ્વાસપાત્ર હતું, પરંતુ તેથી બિડદા ગામ નજીક આવે એમ હતું નહિ. આખરે શુદ્ધ સ્વદેશી બળદગાડી જેને કચ્છી ભાષામાં રેંકડો કહે છે જેમાં કમાન નામે હોતી નથી; જે લગભગ દશમી સદીથી આજ સુધી પરિવર્તનશીલ આ જગતમાં અપરિવર્તનની સ્થિતિમાં ચાલુ રહેલ છે તે ચિરસ્થાયી સનાતન, અવિકારી, બળદના રેંકડાનો અમે આશ્રય લીધો. બે જુવાન બળદ અને તેનો જુવાન હાંકનાર જેણે અમને બે કલાકમાં બિડદા પહોંચાડવાનું વચન આપ્યું તેને પ્રથમવાર જોતાં અમને પણ એમ થયું કે એ વચન પાળવાની તે શક્તિ ધરાવે છે. પરંતુ ભાવના અને સિધ્ધિ, પ્રયત્ન અને પ્રાપ્તિ, માનવીની ધારણા અને પ્રકૃતિની યોજના,' એ બધાં સીધી લીટીમાં અને ધાર્યા પ્રમાણે કદી ઊતરતાં નથી. માંડવીથી બિડદા જવાનો રસ્તો પાંચ ગાઉનો એટલે લગભગ ૧૦ માઈલ જેટલો ગણાય. પરંતુ એ કાંઈ મુંબાઇના ટાર વાળા રસ્તા ઉપર અડધા કલાકમાં વટાવવાના દશ માઇલ ન હતા. રાત્રે આઠ વાગ્યા પછી તારા પ્રકાશિત વિશાળ ભૂમિ વિસ્તારમાં એ ગાડું હાંકનાર પોતાનો રસ્તો કેવી રીતે શોધી કાઢતો હતો તે તો કોયડો જ છે, કારણ કે ગાડાંઓના અનેક ચીલાઓ અનેક દિશામાં જતા હતા. છેવટે આંબાવાડિયાંઓ આવ્યા તે ઉપરથી અને બીજી નિશાની ઉપરથી, એટલે કે ભૂજથી માંડવી જતી સડક અમારી ચીલાની પાસે આવી પહોંચી તે ઉપરથી અમે બિડદાની સમીપતા જાણી શકયા. બિડદા ગામ મોટું ગણાય તેવું છે પરંતુ અમારે તો ભાઈ વેલજી ઠાકરશીએ ગામ બહાર બાંધેલા સાધના-શ્રમમાં જવાનું હતું એટલે ગામમાં પેસતાંજ આવતી પાંજરાપોળ આગળ થઈને એમનાં આશ્રમ ભણી ફંટાયા. રાત્રે લગભગ

૧૦ાા વાગે કદાચ ગાડાવાળો ભૂલથી જ અમને ભળતી જગ્યાએ લઇ ન જાય તેટલા માટે અમે તારા જડિત રાત્રીની એ નિસ્તબ્ધતામાં વેલજીભાઈને બૂમો પાડી. પરિણામે આશ્રમમાંથી બે ત્રણ વ્યક્તિઓ પ્રત્યુત્તર આપતી સામે ધસી આવતી જણાઇ. અને અમે ભૂજથી બિડદાની મુસાફરીનો શ્રમ અને ઉદ્વેગ એમનાં પ્રેમભર્યાં સ્વાગતમાં અને પરસ્પર હર્ષમાં તથા અણધારી રીતે અમે આવ્યા હોવાથી પોતે ઇચ્છા પ્રમાણે સ્વાગતની વ્યવસ્થા 'ન કરી શકયા તેની પશ્ચાતાપની લાગણીમાં અમે ભૂલી ગયા. અનેક વર્ષોનો સંસર્ગ તદ્દન નવીજ પરિસ્થિતિમાં ફરીને સ્થાપન થયાનો પરસ્પર આનંદ અમે અનુભવી રહ્યા. જ્યારે હું પ્રથમ બિડદા ગયો હતો ત્યારે વેલજીભાઈના પિતા ઠાકરશી જીવતા હતા અને એમનું કુટુંબ બિડદામાં મુણીનું ઘર હતું ત્યાર પછી તો વેલજી-ભાઈએ પોતાની સંપત્તિનો ત્યાગ કરીને ગામથી દૂર એક આશ્રમ બનાવ્યો છે, જેમાં એ પોતે, જીવીબ્હેન, મગન અને બીજા એક બે ભાઈઓ રહે છે. આશ્રમ બંધાયા પછી હું અહિં પહેલાંજ આવ્યો અને યુદ્ધનાં વર્ષો દરમિયાન કેટલીક આંતરિક મુશ્કેલીઓની નડતર થયલી હોવાથી વેલજીભાઈના નાડીતંત્ર ઉપર કાંઈક અસર થયલી જણાઇ.

• મોડી રાતે પણ કચ્છની ધુળનું સ્નાન કરેલું હોવાથી અમે સૌથી પ્રથમ નહાવાનું પસંદ કર્યું. અને અમે નહાઇએ તે દરમિયાન પૂરી અને શાકની રસોઈ પણ બની ગઇ. જમ્યા પછી સૂવાને બદલે અમે વાતો કરી અને બીજે દહાડે સવારે આશ્રમનું દૃશ્ય સૂર્યના તેજમાં પહેલ વહેલું જોયું. આશ્રમની આજુબાજુ હજી વાડ બંધાઈ નથી એટલે એની અંદર વાવેલાં આંબાનાં વૃક્ષો પૂરતાં સુરક્ષિત નથી, તથા અહિં પોપટ અને બીજા પંખીઓ હરેક પ્રકારના પાકને નુકશાન કરે છે તેને અટકાવવાનો કોઇ અસરકારક પ્રબંધ જણાયો નહિ. કચ્છ અને બિડદાનું ગામ ગમે તેટલા *જુનવાણી હોય પણ આ આશ્રમનું મકાન અને તેની

અંદરની સગવડો બની શકે તેટલાં અર્વાચીન ઢબનાં હતાં. આશ્રમનો વિશાળ હોલ અને તેની ઉપર અગાશી આજુબાજુના પ્રદેશનું દૃશ્ય જોઈ શકાય તેટલા ઉંચા છે. અને એની પ્લીન્થ-ઓટલો પણ પૂરતી ઉંચાઇ વાળો છે. કોઇ જાહેર પ્રવૃત્તિ વિનાનું આ નાનાં સરખા આશ્રમનું બંધારણ પહેલી નજરે કોઇને વિચિત્ર લાગે તેવું છે પરંતુ કચ્છી પ્રજાનો મોટો બુધ્ધિમાન ભાગ બહાર ગામ રહે છે અને એનો મુખ્ય વ્યવસાય સાહસ ખેડીને ધન પેદા કરવાનો હોય છે, એટલે તળ કચ્છમાં બહુ જ ઓછા માણસો મળી આવે છે જેઓનો અદ્યતન વિચારધારા સાથે જીવન્ત સંબંધ હોય. કેટલાક અધિકારીઓ અને શાળામાં કામ કરતા નાગર શિક્ષકો બાદ કરતાં કેળવાયલા માણસો પણ મળવા મુશ્કેલ છે. કારણ કે અહિં અક્ષર કેળવણીમાં કોઈ માનતું જણાતું નથી. અહિં તો પૈસા પેદા કરવા એ જ મુખ્ય લક્ષ્ય ગણાય છે. અહિંથી વસ્તુઓ બહાર મોકલવાની બંધી હોવાથી અનાજ દૂધ વગેરે જરૂરીઆતો મળી શકે છે પરંતુ ખેતીને લાયક જમીન ઘણી જ થોડી હોવાથી આખા કચ્છને પહોંચી વળે એટલું અનાજ કદાચ અહિં ઉત્પન્ન થતું નહિ હોય. ગોંડળની પેઠે અહિં પણ સાંભળ્યું કે ખેડાતી જમીન પર કર નથી. રાજ્યની ઉપજનો મોટો ભાગ બંદરની જકાત અને કોરી અને રૂપિયાના હુંડિયામણમાંથી આવે છે. માંડવીમાં અમે હતા ત્યારે ત્યાંના લાશ્કર એટલે નાવિક અને માછી લોકો મુસલમાન છે તેમની હિંદુ વસ્તી તરફ દ્વેષ વૃત્તિ અને એમને દબાવવાની પ્રવૃત્તિની નિશાનીઓ અમે જોઈ હતી. શક્તિમાન વસ્તી બહાર રહેતી હોવાથી અને કેવળ લગ્ન કે મરણ પ્રસંગે તે અહિં આવતી હોવાથી કચ્છમાં રહેતી વસ્તીની બૌધિક કક્ષા તથા જાહેર પ્રવૃત્તિમાં તેમનો રસ બહુ જ ઉતરતાં પ્રકારના રહે છે. આમ અહિં વ્યવહારની મુશ્કેલીને પરિણામે અને વસ્તીનો સારો ભાગ બહારગામ. ઘરબહાર કરી રહેતો થઇ ગયો હોવાથી કચ્છમાં એક પ્રકારની તામસિક શાંતિનું સામ્રાજ્ય

જણાય છે. વર્તમાન જગતની પ્રવૃત્તિ અને કહેવાતી સંસ્કૃતિ માનવતાને હાનિકારક છે એમ માનનારાઓ કચ્છને ટીબેટની માફક પૃથ્વી ઉપરનું સ્વર્ગ ગણે તો નવાઇ, નહિ પરંતુ એ સ્વર્ગ અજ્ઞાનતા અને પ્રાણહીનતાને કેટલું આભારી છે તે વિચારવું જોઇએ. પોતાના ઉદ્યોગનાં ક્ષેત્રમાંથી લગ્ન કે મરણ પ્રસંગે પાછા આવનારા કચ્છીઓ થોડા જ વખતના મહેમાન હોવાથી અહિંના જીવનમાં સ્થાયી રસ ભાગ્યેજ લે છે બહુ બહુ તો કોઈ શાળા, પાંજરાપોળ કે પાઠશાળાના રગસિયા ગાડાને ચાલતું રાખવા માટે આર્થિક મદદ આપે છે અને કચ્છની પરિસ્થિતિ એમને પોતાને માટે તો મુંબાઇ, કલકત્તા વગેરે શહેરોના જીવનમાંથી એક પ્રકારનો ફેરફાર હોવાથી તેઓ એ જીવનમાં કોઈ પ્રકારનો સ્થાયી ફેરફાર કરવા ઈચ્છતા નથી.

બિડદા તરફનો ભાગ વધારે ફળદ્રુપ છે અને અહિં જમીનમાંથી મીઠું પાણી સારા પ્રમાણમાં અને ઓછી નીચાઇએ મળી આવતું હોવાથી અહિંની ખેતી વધારે આબાદ છે. અહિં આંબા પણ પુષ્કળ છે અને રાજ્ય બહાર પેદાશ જતી ન હોવાથી આખા કચ્છમાં આ ભાગની કેરીઓ છુટથી મળી શકે છે. અહિં પણ બહાર જે મોંઘવારી છે તેની અસર સ્પષ્ટ પ્રમાણમાં દેખાય છે તો ખરી, પરંતુ તે બધા આર્થિક ફેરફારો કચ્છનાં ધોરણ પ્રમાણેના જ ગણાય.

વેલજીભાઈ સાથે પાસેના ખેતરના એક કોશમાં સ્નાન વગેરે કરી, મળ્યો તેટલો વખત વિચારોની આપ લેમાં અને ખબર અંતર જાણવામાં ગાળ્યો. સાંજે કલ્યાણજી શેઠની મોટર અમારાં આગમનના ખબર વેલજીભાઇએ એમને પહોંચાડયા હોવાથી અમને લેવા માટે આવી અને એ પણ માંગણી એમણે કરેલી કે એમનાં ગામ કોડાયમાં થઇને અમારે માંડવી જવું. કોડાયમાં બહાર ગામ રહેતા ધનવાન કચ્છીઓની સારી વસ્તી હોવી જોઇએ એમ લાગ્યું, કારણ કે અહિંના ઘર પાકા અને સારી બાંધણી વાળાં

જણુાયા. કલ્યાણુજી શેઠનુ ઘર પણ અમે જોયુ અને કોડાય બહાર તે બધાવતા હતા તે એક બગલો પણ અમે જોયો. અહિં સ્ત્રીઓની એક પાઠશાળા પણ ચાલે છે, તે પણ જોવાનો પ્રસગ મળ્યો. આગલે દહાડે જ્યારે અમે માડવીમા વાહનની તપાસ કરતા હતા ત્યારે કચ્છ રાજકીય પરિષદ્‌ની ઓફીસના કાર્યકર્તાઓને અમારે મળવુ પડયુ હતુ. એ હકીકતને તથા કલ્યાણુજીની પેઢીના કારકુનોએ પણ પ્રયત્ન કરેલો તેને લઈને માડવીમા અમારા આવવાની જાણુ કેટલાક લોકોને થઈ હતી એટલે જ્યારે અમે ચાર સાડાચાર વાગે માડવી પહોચ્યા ત્યારે ત્યાની શાળાના હેડમાસ્તર તથા વ્યાયામ મદિરના સચાલકો અમને મળવા માટે આવ્યા અને પોતાની સસ્થાની મુલાકાત લેવાનો આગ્રહ કર્યો. અમારે બસ તો બીજે દહાડે સવારે પકડવાની હતી એટલે એ કાર્યક્રમ મે સ્વીકાર્યો અને માડવી બહાર શહેરની એક સારી ખુલ્લી જગ્યામા નાની સરખી ટેકરી પર આવેલી વ્યામશાળાની મુલાકાતે અમે સાજે ગયા માડવી જેવા ગામમા ૧૦૦–૧૫૦ હિંદુ જુવાનોની સસ્થા અને તે પણ વ્યાયામવર્ગ જોઈને ઘણો આનંદ થયો. એનો કાર્યક્રમ થોડો વખત જોઈને કાર્યકર્તાઓની સૂચનાથી વાર્તાલાપ ગોઠવાયો. એમા વ્યાયામ મદિરના આદર્શો વિશે તથા તેના સચાલનની કાર્યપધ્ધતિ વિશે રોજના કાર્યક્રમ વિશે એમ અનેક બાબતો ઉપર ઉપયોગી આપલે થઈ અને હિંદુ મુસ્લીમ પ્રશ્ન પણ ચર્ચામા આવ્યો. આગલે દિવસે અમે મુસલમાનોનો રાષ્ટ્રીયતા પ્રત્યેનો વિરોધ કલ્પ્યો હતો તે પાયા વગરનો ન હતો અહિંના કાર્યકર્તાઓમા સારી સખ્યા આશાસ્પદ યુવાનોની હતી અને જો એ લોકો કચ્છમા સ્થાયી રહેનારા હોય તો નજીકના ભાવિમા ઘણુ ઉપયોગી જાહેર સેવાનુ કાર્ય તેઓ કરી શકે.

પાછા ફરતા માંડવી શહેરની સાકડી વાંકીચૂકી શેરીઓ ધુળિયા રસ્તાઓ અને બજારની પાસેના પત્થર નાખીને બનાવેલી સાંકડી ગલીઓ તથા એકંદરે વર્તમાન જમાનાનુ અને જૂનવાણી

વૃત્તિનું વિચિત્ર મિશ્રણ દર્શાવતી જનતા અને તેમાં પણ મુસ્લીમ વસ્તીની અતડાઈ, હઠીલાઈ અને હમેશા પોતાનું ધાર્યું કરવાની બળજબરી એ પ્રન્ત મંડળનું વાતાવરણ હોવા છતાં વાતાવરણમાં પરખી શકાતી હતી. સાંજ પછી આખુ ગામ અંધકારમાં ડૂબી જાય છે એટલે રાત્રિનો વખત અહિં બહુ સલામત ગણાતો નથી. ઘર આવીને વેલજીભાઈ વગેરે સાથે ભોજન કરી કલ્યાણજીભાઈના કુટુંબીઓ સાથે વાર્તાલાપ કરીને સવારના ૪ા–૫ વાગે નીકળતી સરકારી બસમાં વેલજીભાઈ અને એક જૈન સાધુની ખૂબ લાગણીભરી વિદાય લઈને અમે ભૂજ પહોંચ્યા. ભૂજમાં બીજીવાર આવતાં પહેલાં કોણ કોણ જાણીતા ત્યાં હોઈ શકે તેની અમે માનસિક નોંધ કરી હતી તેમાં સૌથી પહેલાં વડોદરાના યશસ્ચંદ્ર, મણીભાઈ જશભાઈના કુટુંબના કચ્છમાં ન્યાય ખાતામાં મેજીસ્ટ્રેટ તરીકે કામ કરતા હતા તેઓ નાનુભાઈના સહાધ્યાયી હોવાથી અમે પહેલો એમનો લાભ લેવાનો વિચાર કર્યો, જો કે અમારૂં પ્લેન નવ–સાડાનવ વાગે ભૂજથી ઊપડી જવાનું હતું. ગાડી કરીને એમને ત્યાં ભૂજના માંડવીથી કાંઈક સારા રસ્તાઓ વટાવીને પહોંચ્યા ત્યારે કચ્છ ગામના રહેવાશીઓના ઘરનો નમૂનો જોવાની તક અમને મળી. યશસ્ચંદ્રનું ઘર સરકાર તરફથી એમને આપવામાં આવ્યું હતું. પણ એની બાંધણી કચ્છના એક સારી સ્થિતિના કુટુંબને રહેવા માટે હોય એવા પ્રકારની હતી. આગળ ડેલી, તેની ઉપર મેડો, મેડો ને રૂમ નગરના તેના ઓફિસના કામમાં આવે એવી અને તેની એક બાજુનું બાસ્તુ નહાવાની ઓરડી આગળ થઈને ઘરના ઉપરના મેડા [illegible] ધમાં આવતી હતી. ડેલી વટાવીને નીચે ચોક આવતો [illegible] ચોકની પેલી તરફ સ્ત્રીઓને બેસવાની ઓરડી, [illegible] જાજરૂ વગેરે વ્યવસ્થા હતી. પાછલી બાજુનો એક [illegible] મેડીએ જવા માટે કામનાં [illegible] અને [illegible] બે મેડીઓવાળા ઘરમાં, [illegible] અમને સાનંદઆશ્ચર્ય જણાયું કે [illegible]

જેટલું આગ્રહ ભર્યું હતું તેટલું સાહજિક પણ હતું. પોણો કલાક, કલાકના ટુંકા સમયમાં અમને સ્નાન કરાવી પૂરી શાક મુરબ્બા વગેરેનો નાસ્તો પણ કરાવ્યો. વડોદરામાં પેટલાદ અને કાલોલના જમીનદાર નાગરો–દેશાઈઓ–માંના કેટલાક અમારી સાથે ભણવામાં હતા તથા કેટલાક વડોદરાના પડોશી હતા તેમની ઓળખાણ ભાઇ યશસ્ચંદ્રના સંબંધને લઈને તાજી થઈ. ઇ. સ. ૧૯૪૨ની ચળવળ દરમિયાન સરકારની સામે છુપું કાર્ય કરનાર એક સ્વયંસેવિકા બ્હેન પણ અમને ત્યાં મળ્યાં. નવી સ્ત્રી હિન્દુસ્તાનમાં કેવી થશે તેનો કાંઇક ખ્યાલ આવી બ્હેનોને મળવાથી આવી શકે. સ્વદેશાભિમાન, સ્વમાન, જીવનમાં આવતા સારા માઠા અનુભવો પ્રત્યે એક પ્રકારનું આત્મવિશ્વાસી વલણ, અન્યાયનો તીવ્ર વિરોધ એ બધાં લક્ષણો લગભગ સામાન્ય ગણાય તેવાં લાગ્યા. આનો પડઘો કુટુંબ જીવનમાં પડયા વગર ભાગ્યેજ રહી શકે એટલે હું ધારૂં છુ કે કુટુંબ જીવનમાં પણ સ્ત્રી પુરૂષના સંબંધથી માંડીને કુટુંબી 'વ્યવસ્થા, આર્થિક તેમજ ઘરને લગતી એ બધામાં સ્ત્રીઓનો ફાળો પહેલાં હતો તેના કરતાં વધારે હશે અને જૂદા પ્રકારનો પણ હશે. જે સ્ત્રીઓ સ્વયંસેવિકા તરીકે પોલીસના લાઠીમાર ખાઈને જેલમાં ગઈ હશે તે કુટુંબ-જીવનમાં પુરૂષનું વર્ચસ્વ સઘળી બાબતમાં ન સ્વીકારે એ સમજી શકાય તેવું છે. હું માનું છું કે પુરૂષોએ પણ આ પરિસ્થિતિને ઈષ્ટ ગણીને કુટુંબ જીવનને નવા દૃષ્ટિબિંદુથી ઘડવાનો પ્રયત્ન કરવો જોઇએ. નહિ તો લગ્નવિચ્છેદ અને આંતર કલેશ વધારે પ્રમાણમાં થવાનો સંભવ છે. જે મનોદશા ૩૦ વર્ષ પહેલાંના સ્ત્રી પુરૂષને લગ્ન જીવનનો સંતોષ આપતી હતી તે હવે જીવનમાં બહુજ ઓછી પ્રચલિત જણાશે. એટલે પુરૂષ કે સ્ત્રીએ તેને ફરીને પાછી લાવવાનો પ્રયત્ન કરવો એ ભૂતકાળમાં પીછેહઠ કરવા બરાબર છે. યશસ્ચંદ્ર ભાઇની ગાડીમાંજ અમે એરોડ્રોમ તરફ ગયા ત્યારે ભૂજનું તળાવ અને કિલ્લો કાંઇક વધારે સારી રીતે જોવાનો પ્રસંગ મળ્યો.

# જામનગર

ભૂજથી પ્લેન જામનગર ઉતર્યું અને ત્યાંથી નાનુભાઈ સીધા મુંબઈ ગયા. જામનગરનું એરોડ્રોમ ગામથી લગભગ આઠ માઈલ દૂર છે. જામનગરનું મારૂં છેલ્લું સ્મરણ આગળ નોંધ્યા પ્રમાણે લગભગ ૩૦ વર્ષ પહેલાંનું હતું. પરંતુ વધારે ઊંડા ભૂત-કાળમાં ઉતરીએ તો મારૂં પ્રથમ સંસ્મરણ હું લગભગ ૫-૬ વર્ષની ઉમરનો હતો તે વખતે એટલે કે ૪૫-૪૭ વરસ પહેલાંનું ગણી શકાય. તે વખતે સ્ટેશનથી ગામમાં આવતા વચમાંનો રસ્તો બહુ જ થોડા ઘર વાળો હતો. બેડીના નાકાની બહાર તે વખતે એક બાજુ, ભીડભંજન મહાદેવ, રોજી બંદર જવાનો રસ્તો, સ્ટેશન અને નાગમતી નદી તરફ જવાનો રસ્તો હતો. જામસાહેબની રમવાની કલબ પણ ભીડભંજન મહાદેવની પાસે હતી. અને બેડીના નાકામાં થઈને ગામ તરફ જતાં પંચાસરનો ચોક આવતો ત્યાં કામેશ્વર મહાદેવ, રામજી મંદિર, પાંજરાપોળની ગૌશાળા અને તરત ઉપર તળાવની પાળ જમણી બાજુ આવતી હતી. એ પાળ મારે માટે ઐતિહાસિક હતી. એના ઉપર રોજ ચઢીને હું દોડતો છેક હાટકેશ્વર મહાદેવ લગી અને કોઈક વાર તો ખંભા-ળિયાના નાકા સુધી જતો. ખંભાળિયાના નાકા બહાર ગુલાબ બાગ નામનો સરકારી બાગ હતો અને તળાવની પાળે અને વચમાં લાકોટો અને કોટો એમ બે જામસાહેબનાં મકાનો હતાં. તળાવની વચ્ચે પૂલ જેવા રસ્તા ઉપર થઈને એકમાં જઈ શકાતું અને સૌથી ઉપલા માળ ઉપર બે ઝુલતી લોઢાના જાડા તારની નિસરણીઓ હતી, જેના ઉપર અમે સાંભળેલુ કે રાજકુટુંબના અને બીજા માણસો હવા ખાવા માટે ઉપર ચઢીને છેક ટોચે નાની સરખી પેટી જેવી બેસવાની જગો છે ત્યાં ચઢે છે. આ વખતે જોયું જામનગર ઘણું બદલાઈ ગયું. સ્ટેશન પરથી બેડીના

નાકા સુધીનો બધો ભાગ નવાં મકાનો અને દુકાનોથી ભરાઇ ગયો છે રોજના રસ્તે જતાં પહેલાં જ્યાં લાન્સર્સ લોકોનું મેદાન હતું તેની પાસે જ નવું સોલેરીયમ કાઢવામાં આવ્યું છે અને એ રસ્તો અને ભીડભજનનો જૂનો રસ્તો એ બધે 'વસ્તી જ વસ્તી થઇ ગઈ છે. સ્ટેશન પર સામાન મૂકીને જામનગરમાં જૂની જગ્યાઓનાં સસ્મરણો હવે કેવાં સ્વરૂપમાં અવશેષ રહ્યાં છે તે જોવા માટે હું બપોરે જ નીકળી પડયો. એક વખતનો જામનગરનો રહેવાશી અને જાણીતો હું પરદેશીની માફક આ નવા વસેલા અને બદલાઈ ગયેલાં ગામમાં ફરતો હતો એ લાગણી જ અનુભવવા લાયક હતી એમ મને લાગે છે. મારકીટની રચના પ્રમાણમાં ઘણી સારી લાગી તેમજ ઘોડાગાડી મોટરો વગેરેનો બંદોબસ્ત અને પ્રમાણ કચ્છથી આવનારને તો ખૂબ આધુનિક લાગે તેવો હતો. મોટર પણ અહિં ભાડે મળી શકતી હતી. અને અનેક વસ્તુઓ વેચવાના સ્ટોર્સો અને દુકાનો ખૂબ વધ્યાં હતાં. સોના ચાંદીનો આંક ફરક પણ અહિં મુંબઈની પેઠે ઉશ્કેરણી પૂર્વક કરનાર જુવાન વેપારીઓનો વર્ગ હતો. અહિં પણ મુસ્લીમોની જુમા મસ્જિદનું મકાન ખૂબ આલિશાન અને શિલ્પની દૃષ્ટિએ ધ્યાન ખેંચે તેવું છે. પરંતુ નાનપણમાં જોયલી જગ્યાઓ, તે વખતના સંસ્કારો અને તેમનાં પ્રમાણો કેટલાં બધાં જૂદા હોય છે! કાટેશ્વરનું મંદિર મોટું દેખાતું હતું એ બહુ નાનું થઈ ગયું હતું. તળાવ ઉપરની પાળ પર ડામર નાંખીને મોટર હંકાય એવો રસ્તો કરવામાં આવ્યો હતો. અને એક નવો રસ્તો પાછળથી રોજીના નાકા તરફથી કાઢવામાં આવ્યો છે. દરબાર ગઢ પણ જાણે નાનો થઈ ગયો લાગ્યો! લગભગ દોઢ–બે વાગ્યા સુધી પગે ચાલીને કોઈ પણ યોજના વગર જામનગરના રસ્તાઓ અને બજારો જોયાં. પછી બે ત્રણ જગ્યાએ જૂના ઓળખીતા માણસો મળી શકે તેમ હોય તો તે વિશે તપાસ કરવાનો વિચાર કર્યો. પ્રસિદ્ધ રાજ્વૈદ ઝંડુ ભટ્ટને

ત્યાં જવાનો રસ્તો શોધતા પહેલાં હાથીભાઇને ત્યાં જવાનુ થયું. ત્યા તપાસ કરતા એમના એક પુત્ર ઉદયશંકર ત્યા મળી આવ્યા. એ ભાઈનો મને સીધો પરિચય બહુજ ઓછો હતો તે છતાં એમણે મને નામથી તુરત ઓળખ્યો અને પોતાના મોટા ભાઈ નવલશંકર અને નાનાભાઈ અને બીજા કુટુંબીઓ વિશે વાત કરી. વિધુર થયલા હોવાથી પોતે મુશ્કેલીમાંથી પસાર થતા હતા તે જણાવ્યુ અને મારા આગમનનુ કારણ જાણીને હજી પણ એ ચાર જણને મળી શકાય તો સારૂ એમ જાણી તેઓ ખૂબ ઉત્સાહપૂર્વક મારી સાથે આવ્યા.

પ્રથમ ઝંડુભટ્ટને ત્યા તપાસ કરતાં એમના કુટુંબીઓ લગ્ન પ્રસગે મુબાઇ ગયા હતા એટલે એ જૂના ઘરના સસ્કારો ફરીને જાગ્રત કર્યા સિવાય એમને એમ બીજું કાઈ પણ કર્યા વગર અમે પાછા ફર્યા. રસ્તામાં ઉદયશંકરનો ભાવભર્યો વાર્તાલાપ ચાલુ હતો. એમના નાના ભાઇને, એમની પત્નીને અને બાળકોને મળ્યા. ત્યાથી એમના મોટા ભાઈ નવલશંકરના ઘેર પણ ગયા. પછી જામનગરના અત્યારના શહેરમા એના સ્થુલ સ્વરૂપની પાછળ રહેલ કોઇ સૂક્ષ્મ અજ્ઞાત સૃષ્ટિ જેને આપણે ભૂતમાં વિલિન થતી જોઇએ છીએ તેમા ૪૫ વર્ષે પાછી આવેલ વ્યક્તિ, જીવનના સમુદ્રના એ ભાગમાં ફરીને આવતી માછલીની પેઠે પૂર્વના સસ્કારો પરિચિત સ્થળો અને વ્યક્તિઓની જોડેના સબધના તારો ફરીને સાધે એમ હુ પણ જામનગરની એ પ્રાચિન સૃષ્ટિ જોડે જૂના તારો જાગ્રત કરીને તેને વર્તમાનમાં ગોઠવવા પ્રયત્ન કરી રહ્યો હતો. ઘણી વ્યક્તિઓના એ તારો સૂક્ષ્મ જગત સિવાય સ્થુલમાં હવે મળવા મુશ્કેલ હતા. કારણ કે તે વ્યક્તિઓ આ સૃષ્ટિમાંથી વિલીન થઈ હતી પરંતુ આપણો સામાન્ય અનુભવ એવો હોય છે કે ૪૦-૪૫ વર્ષના લાંબા ગાળા પછી કોઈ પણ સબધનો તાર મળી આવે તો પણ જેવો ને તેવો ભાગ્યેજ રહેલો હોય છે. જામનગરની મુલાકાત આ સામાન્ય અનુભવના અપવાદ ગણાય

એવા બે સંબંધો માટે મારા મનમાં યાદગાર બની છે. એક હાથીભાઈ હરિશંકર શાસ્ત્રીના કુટુંબ જોડેનો સંબંધ આટલા વર્ષના અક્રિય અસ્તિત્વ પછી પણ જેવો ને તેવો સાચો, હૃદયનો અને તાજો રહેલો હતો, અને એક જે બીજો સંબંધ તે મેં આ પ્રમાણે અનુભવ્યો.

ઉદયશંકરને મેં રાજકુમાર જોરાવરસિંહને મળવાની ઇચ્છા બતાવી. એમણે પણ ઉત્સાહ પૂર્વક તે વધાવી લીધી અને અમે થોડા જ વખતમાં એમના ઘેર પહોંચી ગયા. રિવાજ પ્રમાણે નીચેથી એટલે કે દેવડી ઉપરથી મારા આવવાના સમાચાર કહેવડાવ્યા. સમાચાર કહેવા નોકર ગયો હતો તે બમણા વેગથી પાછો આવ્યો અને અમને એકદમ ઉપર લઈ ગયો. દાદરો ચઢી રહ્યા ત્યાં આગળ ગૌરવર્ણ સુસંસ્કૃત દેખાવ વાળી ભક્તનાં નેત્રો વાળી એક વ્યક્તિ લગભગ આશ્ચર્ય અને આનંદની પરાકાષ્ઠા અનુભવતી અમારૂં સ્વાગત કરી રહી હતી.

આ ભાઈ કુમાર જોરાવરસિંહજી કોણ તેની પૂરી ઓળખ આપવી આવશ્યક છે. બહુજ સંક્ષિપ્તમાં મારા પિતા જ્યારે જામનગરની હાઇસ્કૂલમાં પહેલા આસિસ્ટંટ હતા ત્યારે આ જોરાવરસિંહજી એમના એક વિદ્યાર્થી હતા. ઉપરાંત અમારા ઘેર ઘણી વખત તેઓ ભણવા અથવા તો મુલાકાત લેવા, કેટલીકવાર મારા પિતાશ્રીને પોતાના ઘેર લઈ જવા આવતા હતા. મારી ઉમ્મર નાની હતી તે છતાં લગભગ દર અઠવાડિયે બે ત્રણ વાર એક ઘોડાની વિક્ટોરીઆ ગાડીમાં કાઠિયાવાડી રેશમી ફેંટો પહેરીને સ્વચ્છ સફેદ કપડામાં સજ્જ એવા ગૌર વર્ણના એક ૧૬–૧૭ વર્ષના વિદ્યાર્થીની મૂર્તિ મારાં સ્મરણ ભંડારમાં રહી ગઇ હતી. એના બન્ને કાનમાં મોતીના બટન પણ પહેરેલાં હોઈ એનો સંસ્કાર પણ એટલો જ જીવન્ત છે. અમે જાણતા હતા કે મારા પિતાનો એમના વિદ્યાર્થિઓમાંના ઘણા જોડેનો સંબંધ માત્ર નિશાળમાં ભણાવવા પૂરતો જ ન હતો. એ સંબધ વધારે વ્યક્તિ-

ગત અને સમગ્ર જીવન ઉપર અસર ઉત્પન્ન કરનારો હતો એવા કેટલાએ મારા પિતાના વિદ્યાર્થીઓ ગુજરાતમા મારા કાર્ય દરમિયાન ઓચિંતા જ અડફટે ચઢી ગયલા અને તે બધાની મારા પિતા પ્રત્યે શિક્ષક તરીકેની જ નહિ પરતુ તેથી ઘણી વધારે ઊંડી અને સાચી માન અને ભક્તિની લાગણી મેં સ્વાભાવિકપણે પ્રગટતી જોયલી. પરતુ જોરાવરસિંહનો સબધ તો અમે જાણુતા હુતા કે શાળા અને શિક્ષણથી વધારે ઊંડો અને સ્થાયી હતો.

પરતુ એમ તો ઘણાએ શિક્ષકોને એમના શિષ્યો હોય છે. વળી, શિષ્યો જીવનમાં આગળ પડતુ સ્થાન પ્રાપ્ત કરે, કુટુબ જીવનની તાવણીમાથી પસાર થાય એ બધામા પોતાના શિક્ષક પ્રત્યે એવી ને એવી માનની લાગણી બહુ જ થોડા રાખી શકે એ સ્વાભાવિક છે તો વળી એવા શિક્ષકના કુટુબ સાથે તો સંબધ રાખનારા કેટલા થોડા હોય તેની કલ્પના આજકાલનાં માણસોને માટે બહુ જ સહેલી છે એટલે જ્યારે હુ જોરાવરસિહને મળ્યો ત્યારે એમની ભાવનામા એનીએ સુવાસ માર્દવ સ્નિગ્ધતા અને ઉંડી ભક્તિ જોઈને સતોષ તો થાય એ સ્વાભાવિક છે પરતુ માનવ જીવનના અનુભવોમા સક્રિયતા જ સર્વસ્વ છે એમ માનવુ એ કેટલી મોટી ભૂલ છે એની મને ઝાંખી થઈ. સબધ ચેતનાને એક સ્વયભૂ સ્થિતિ તરીકે અનુભવવા માટે છે અને એનુ સત્ય એ પરસ્પર અનુભૂતિમા જ સમાયલુ છે જીવનમાં એ કયી રીતે વ્યક્ત થાય છે યા તો એને વ્યક્ત થવાના પ્રસગો કે સજોગો મળે છે કે નહિ એ બાબત સબધના અનુભવની દૃષ્ટિએ ગૌણ છે, એટલે કે જે સબધોની વાસ્તવિકતા પરસ્પર સ્વપ્રમાણિત ન હોય તે સબધો તેટલે અશે કાતો કાચા અથવા તોઅપૂર્ણ ગણાવા જોઈએ. બાહ્ય આચાર રૂઢી કે વ્યવહારના ઉપર આધાર રાખે તે સબંધ તેટલા અશે ઓછો આત્મિક અને એટલો ઓછો દૃઢ પણ ખરૂ છે કે જીવનમા આવા સાચા નિસ્વાર્થ કેવળ અતરના જ એવા સબધો ઘણા જ થોડા થાય છે પરંતુ એ થાય છે એ હકીકત માનવને માટે બહુ અગત્યની છે. વિશ્વસમસ્તમા

જે એક્તા સત્ અને ચિત્ સ્વરૂપે રહેલી છે તેમાં આ સમાનશીલ કે પરસ્પર પ્રેમ, આનંદ, ભક્તિ કે આકર્ષણ અનુભવનાર વ્યક્તિગત સંબંધો એક અવનવી જ ભાત જીવનમાં પૂરે છે. એટલે જ્યારે જોરાવરસિંહના સ્વાગતે ૪૫ કે ૪૭ વર્ષનો ગાળો એક સુવર્ણમય પ્રેમતંતુથી પ્રકાશિત કરી મૂકયો ત્યારે મને અંગત રૂપે આનંદ થયો એતો સ્વાભાવિક છે, પરંતુ એ દ્વારા વિકારશીલ અને નાશવંત જગતમાં પણ અવિકારી અને અવિનાશી એવી અનુભૂતિ, વ્યકિત સંબંધ પરત્વે પણ હોઈ શકે છે તેનું મને એક પલકારામાં દર્શન થયું.

શ્રી અરવિંદે યોગીક સાધનામાં સનાતન અને વિકારી ભાવોનો ઉલ્લેખ કરીને એવું જે વિધાન કર્યું છે કે ભાવોનું કાર્ય ચેતનતાને પોતાને વિશિષ્ટ અનુભૂતિ આપવાનું છે. જ્ઞાન આપવું કે કર્મ કરવાની પ્રેરણા આપવી એ ભાવનો ધર્મ નથી. ટૂંકામાં ભાવ એ કેવળ સ્વાનુભૂતિ માટે જ તથા ચેતનાની પરિસ્થિતિને પોતાનો વિશિષ્ટ રંગ આપવા માટે છે એ વિધાન યથાર્થ છે. જે જે ભાવો કામના, હક, માંગણી, સ્વાર્થ કે કોઈ પણ શરતના ઉપર આધાર રાખતા હોય છે—ટૂંકામાં જે ભાવો સ્વયંભૂ, સ્વપર્યાપ્ત અને સ્વપ્રમાણ નથી તે ભાવો હમેશાં વિકારી જ રહેવાના. એટલે જીવનના મોટા ભાગના ભાવના અનુભવો દ્વંદ્વના ક્ષેત્રમાં જ ક્રિયમાણ હોય છે તેનું મુખ્ય કારણ એ લાગે છે કે મોટે ભાગે એ ભાવો પ્રાણની ક્રિયાઓ સાથે જોડાયલા હોય છે. ઈચ્છા, કામના કે વાસનાની ભરતી ઓટ સાથે ભાવની પણ ભરતી ઓટ થતી હોય છે. ખરૂં જોતાં ભાવ સ્વયંભૂ અને સ્થિર હોવો જોઈએ. પરંતુ એ તો અંતરનાં ઉંડાણમાં લાગણી અને પોચટ ઉર્મિવશતાની છાછરી સપાટી ઉપર જ ભાવ અનુભવાય ત્યાં સુધી જ એ દ્વંદ્વોની વિકારી લીલા ચિત્તમાં અનુભવાય છે. એક વાર પ્રાણને ભાવના કેન્દ્રથી સ્વતંત્ર કર્યા પછી ભાવની પોતાની ઊંડી અનુભૂતિઓ વ્યક્તિ અનુભવી શકે છે. ત્યાં અંતઃકરણના ઉંડાણમાં સનાતન ભાવોના જેવા કે

પ્રેમ, ભક્તિ, ઉત્સાહ, ઓજસ્, શ્રદ્ધા, સમર્પણ વગેરેના સ્થાયી ભાવો જુદી જુદી અવસ્થામાં અનુભવી શકાય છે.

કુમાર જોરાવરસિંહના હૃદયમાંથી નીકળતી ભાવભીની ઊર્મિઓ અને તેને વશ વર્તતાં કાર્યોમાં અમે બન્નેએ અતુલ આનંદ અનુભવ્યો તે કહેવાની જરૂર ન હોય. ભૂતકાળમાં સંસ્મરણો, વ્યક્તિઓ અને સ્થળોના પરિવર્તો અને વિવર્તો, તે પ્રસંગે મનમાં આવી ને જીવનની, વ્યવહારૂ જીવનની નવાજુની પૃચ્છાઓની વચ્ચે વધારે આનંદદાયક વસ્તુ તો એ હતી કે ભાઈ જોરાવરસિંહ એક સાચા ભક્ત છે અને એમની એ ભક્તિ એમનાં જીવનનું નિયામક બળ છે. પ્રભુ પ્રત્યે એમની સરળ ભક્તિ અને શ્રદ્ધાએ એમનાં જીવનમા જે તડકા છાંયડી આવી છે તેની વચ્ચે એમને સ્વસ્થ રાખ્યા છે એટલુંજ નહિ પરંતુ આત્મોન્નતિ પ્રાપ્ત કરતા અટકાવ્યા નથી. એ જોઈને સવિશેષ આનંદ થયો. કુટુંબમાં એ અને એમના પુત્ર કુમાર રામસિંહ અને રામસિંહના બે પુત્રો મળીને ચાર વ્યક્તિ જ રહી છે. જોરાવરસિંહના પત્ની અને એમના પુત્રનાં પત્નીનું અવસાન થયલું હોવાથી કુટુંબ વ્યવસ્થાની ઘણી મુશ્કેલી વ્યવહારમાં પડે છે, પરંતુ આ ભક્ત અને આસ્તિક વ્યક્તિ એની બરદાસ્ત સમતાપૂર્વક કરે છે. આવી પરિસ્થિતિમાં સ્વહસ્તે ચાહ તૈયાર કરીને એમણે આગ્રહપૂર્વક મને પાઈ અને જે લગભગ બે કલાક અમે અહિં બેઠા તે દરમિયાન એમના પુત્ર પૌત્રનું ઓળખાણ કરાવ્યું. મારા પિતાના એક શિષ્ય જેઓ વકિલ છે તેમને બોલાવી યોગ સાધના અને તત્વજ્ઞાનનાં પ્રશ્નોની ચર્ચા આ સરલ આનંદની ભરતીભર્યા વાતાવરણમાં અમે કરી એનાથી તો જાણે એ આનંદની ભરતીમાં કળશ ચઢયો. સોલેરિયમ વગેરે જગ્યાઓ જોવા માટે અને જામનગરમાં બીજાઓને મળવા માટે સમય બચાવવા એમણે પોતાની કાર મને આપી. જ્યારે અમે છૂટા પડયાં ત્યારે એજ પ્રેમભર્યું વાતાવરણ હતું અને મારી ખાત્રી છે કે

જે સ્થિર આનંદમય સંબંધ અમે પરસ્પર અનુભવ્યો તે તો હજી પણ જેવો ને તેવો જ કાયમ રહેલો છે.

જોરાવરસિંહના મેળાપને લઇને જામનગરનું ભૂતકાળ એટલે કે મારા બાલ્યકાળનું ભૂતકાળ વધારે બળપૂર્વક જાગ્રત થયું અને એમનો મોટરહાંકનાર જામનગરનો રહીશ હતો તેની જોડે કલ્યાણજી મંદિર, વિભાજામની હાઇસ્કૂલના સમયથી આરંભીને લિંબડીના દાદભા—પાછળથી દોલતસિંહજી જેઓ જામનગરના લેન્સર્સના ઉપરી હતા, ડૉકટર નરશી, ડૉકટર વીરજી ઝીણા, હાશીભાઈ શાસ્ત્રી, ઝંડુ ભટ, ગોપાળરાવ માહેરાવ, જનાર્દન પંત. પ્રાગજીભાઈ, ખંડુભાઇ, આણુદા બાવાનો ચકલો, મણિશંકર ગોવિંદજી ભટ, અમારે ત્યા રહેલો એક સીદી નોકર, એનુ કબૂતરખાનુ, એમ અનેકાનેક સંસ્મરણો તાજાં કર્યાં અને અમે સોલેરિયમ તરફ જતા હતા ત્યાં રસ્તામાં જ ચંદુલાલ અને લીલાવતી જેમને માટે મેં સવારના પ્લેનમાં ઉતરીને સ્ટેશનપર તપાસ કરી હતી તેઓ બપોરના બીજા પ્લેનમાં આવવાનો હોઈશ એમ ધારીને એરોડ્રોમ પર ગયલા તે પાછા ફરતા મેં કારમાંથી જોયાં. આ અકસ્માત મનોમય સાક્ષીના પૂરાવા જેવો હોઈ કચ્છથી મારે આવવાનું મોડું થયું હતું તેને અગે જે કાંઈ અધીરાઇ અને ઉત્સુકતાની લાગણી હતી તેનો બદલો કાંઈક અંશે મળ્યો. મારાં કાર્યક્રમ પ્રમાણે હું સોલેરિયમ જોવા ગયો અને અહિં હિંદની આ અજોડ વૈદકીય સારવારની સંસ્થા જાહેર જનતાના હિતને ખાતર કોઇપણ પ્રકારે ફી લીધા વગર ચલાવવામાં આવે છે તે જોઇને ઘણો આનદ થયો. કેટલાક ચામડીના રોગો મટાડવામાં આ ઉપાય ઘણો અસરકારક નીવડવો જોઇએ એમ મને લાગ્યું. કેટલાક સોજાઓ, ટયુમરો અને ખાસ અવયવોનાં દર્દો ઉપર પણ દવાઓના બાટલાઓ કરતાં તો આ ઉપાય પહેલો જરૂર અજમાવી જોવા જેવો છે. આ ઈલાજની મુશ્કેલી બહોળા અનુભવ અને પ્રયોગનો અભાવ છે અને સમય જતા મને લાગે છે. કે આ પદ્ધતિ વધારે સારૂં કામ આપી શકશે.

જગતના બીજા સોલેરિયમ વિશે અને સૂર્યનાં કિરણોને વ્યાધિ મટાડવાના ઉપાય તરીકે વાપરીને જે પ્રયોગો થતા હોય તે બધા વિશે આ સંસ્થા માહિતી રાખતી હશે એવી આશા રાખું છું અને અહિં જે દર્દીઓની સારવાર થાય તેના પર રીતસર અવલોકન અને અભ્યાસની સામગ્રી નિષ્ણાત ડાકટરના હાથ તળે એકત્ર થતી હશે અને જાહેર જનતાની આગળ માહિતી ખાતર મૂકવામાં પણ આવતી હશે. જો સારી રીતે ચલાવવામાં આવે તો મને આ ઈલાજની પદ્ધતિનું ભાવિ આપણા દેશમાં જ્યાં સૂર્યના તેજનો લાભ ઘણા મહિનાઓ સુધી વર્ષમાં મળી શકે તેમ હોય છે. ત્યાં ઘણું ઉજ્જવળ છે. મીશનરીઓની પેઠે સેવાના પ્રેમથી એટલે કે કેવળ પગાર ખાતર નહિ એ સર્વ કાર્ય કરવામાં આવે તો હું ધારૂં છું કે એનો પૂરતો લાભ જનતાને પહોંચે.

સ્ટેશન પર જઈને સાંજે અમે દ્વારકાની ગાડીમાં બેઠા: અહિંની ભીડ ઘણી જ અકળાવે તેવી હતી. એટલું કહેવું જોઇએ કે ગૂજરાતની પેઠે અહિં સેકંડ કલાસમાં ત્રીજા વર્ગના ઉતારૂઓ કેટલાક તો વગર ટિકિટે ચઢી બેસતા ન હતા. અલબત્ત આ ગાડી પ્રચલિત કહેવત પ્રમાણે આપની ગાડી હોવાથી સો માઈલ જતાં અમને દશ કે અગિયાર કલાક લાગ્યા હશે. અને એક બે કલાકમાં મુંબઈ પહોંચાડનાર વિમાની મુસાફરી પછી દશ કલાકના ૧૦૦ માઈલની મુસાફરી કંટાળા ભરેલી લાગે એ સ્વાભાવિક છે. રાત્રે દ્વારકાનું સ્ટેશન આવી ગયા પછી ભીડ ઓછી થઇ ગઇ. પરંતુ આપણી રેલ્વે કંપનીઓના નોકરોમાં રેલ્વે એ જાહેર જનતાને સગવડ આપનારૂં સાધન છે અને એને વ્યવસ્થિત અને નિયમિત રીતે ચલાવવાનું કાર્ય જાહેર જવાબદારીનું કાર્ય છે એવું ભાન કે જવાબદારી હજી આપણા લોકમાં જાગ્રત થયાં નથી. મેં આ લાઈનમાં પહેલી જ વખત મુસાફરી કરી અને અમારે ઓખા ઊતરવાનું હતું. એટલે મેં તો એમ જ ધારી લીધું કે દ્વારકા પછીનું સ્ટેશન ઓખા હશે. અમારે પ્રથમ ઓખા થઈને બેટમાં જવું હતું અને બેટથી પાછા ફરતાં બની

શકે તો દ્વારકા જેવું હતું. એટલે દ્વારકા પછી જ્યારે એક સ્ટેશન આવ્યું અને દૂરથી તેના ઈલેક્ટ્રીક દીવાનું તેજ ઝગારા મારતું દેખાયું એટલું જ નહિ પરંતુ કારખાનાંઓ પણ લાઇટમાં દેખાયા ત્યારે હું એમ સમજ્યો કે ઓખા આવી પહોંચ્યું. એટલે અમે ઉતાવળમાં સામાન નીચે ઉતાર્યો અને એટલામાં તો ગાડી ઉપડી ગઈ. તપાસ કરતાં માલૂમ પડયું કે એ સ્ટેશન તો મીઠાનગરનું હતું જ્યાં ટાટાનુ મીઠું, કૉસ્ટિક સોડા, વગેરે વગેરે બનાવવાનું કારખાનું મુખ્ય છે, અને બીજાં પણ થોડાં કારખાનાઓ અહિ ચાલે છે. સ્ટેશન માસ્તરે ખબર આપી કે ઓખા તો હજી છ માઇલ દૂર છે અને ત્યાં પણ આવાજ કારખાનાં સીમેંટ વગેરેનાં ચાલે છે. લગભગ બે વાગે ઓખાથી દૂર અજાણી જગ્યાએ અને તે પણ અવિકસિત ઓખા અને દ્વારકાનાં પ્રદેશમાં એક નવો જ અનુભવ હતો. પરંતુ ભૂજ અને બિડદાની મુસાફરી પછી સર્વ પ્રકારનાં સાહસો અને અકસ્માતો માટે મારૂં મન તૈયાર હતું. મીઠાનગર અને ઓખા વચ્ચે ટેલીફોન છે એમ જાણ થતાં મેં ઓખા ટેલીફોન કરવા પ્રયત્ન કર્યો તો તેમાં જણાયું કે તાર તૂટેલો છે. ભલા સ્ટેશન માસ્તરે સૂચના કરી કે ટાટાના મેનેજર એમની બસ આપે તો ૧૫–૨૦ મિનિટનું જ કામ છે, પરંતુ અંધારી રાતે બે સવા બે વાગ્યે કોઈ અજાણ્યા મનેજરને જગાડવો કેવી રીતે એ પ્રશ્ન સ્ટેશન માસ્તરને નહિ પણ મારે ઉકેલવાનો હતો. કારખાનામાં જઈને પહેલાં ત્યાં કોઇક કલાર્ક મળે તો તેની મારફત પ્રયત્ન કરવાનો વિચાર કર્યો પણ કારખાનામાં તપાસ કરતાં કોઈ જણાયું જ નહિ. છેવટે ના કે હા ગમે તે એક ઉત્તર લેવાની હિંમત ભેગી કરીને મેનેજરને ઊંઘમાંથી ઉઠાડવાનો વિચાર કરી ઝડપથી એનું ઘર શોધી કાઢી આખરે એ બિચારાને જગાડયો જ. ગૃહસ્થ મદ્રાસી નીકળ્યો. પ્રથમ દૃષ્ટિએ તો એને કોઈ ડાકુ, લૂંટારાનો ભય લાગ્યો. હશે જ કારણ કે એનો કૂતરો જે વેગ પૂર્વક ભસતો હતો તે અસાધારણ હતો. આખરે અંગ્રેજી બોલનાર વ્યક્તિ ડાકુ હોય તો પણ આધુનિક માણસથી સહ્ય થઇ શકે એવો સુધરેલો ડાકુ હશે એમ તો

એને લાગ્યું હશે એવી આશા રાખું છું. પરંતુ અમારી અંધકારમાં થયલી આ પ્રથમ અને હું માનું છું કે છેલ્લી મુલાકાતનું પરીણામ શૂન્યમાં જ આવ્યું. અલબત્ત, પ્રથમથી જ મેં નાહી નાંખવાની મનોદશા તૈયાર કરીને જ આ પાસો ફેંક્યો હતો. મનમાં એમ કે ' લાગ્યું તો તીર નહિ તો તુક્કો.' તે છેવટે તુક્કો જ નીવડયો. ત્યારે મને જરાયે આઘાત થયો નહિ. ઉલટો હું મનમાં એની જગ્યાએ કોઈ પણ માણસ લગભગ એવો જ જવાબ આપે એમ મારા મનને દલીલોથી સમજાવી પણ શક્યો. એટલે મોટર, લોરી કે એવી આધુનિક સગવડ મેળવવાનો મોહ મૂકી દઈને આપણા શુધ્ધ સ્વદેશી કચ્છના વાહનનું આવાહન કરવાને રીતસર પ્રયત્ન આદર્યો. પરંતુ એમાં સ્ટેશન માસ્તરની મદદ અનિવાર્ય હતી. એણે એક પૉઈન્ટસમેન આપ્યો તે લઈને બે-ત્રણ ફર્લાંગ દૂર એક વસ્તીમાં અમે પહોંચ્યા. ત્યાં આગળ તેલના કે કેરસનના અભાવે ઓલવાઇ ગયલા ગેસના દીવાવાળી— એટલે કે અજવાળાના અભાવવાળી ઓરડીમાં એક ભજન મંડળી જામેલી હતી ત્યાં હું પહોંચ્યો. એક વૃધ્ધ ભજનિક અને એની સાથે બે સ્ત્રીઓ કદાચ એની પુત્રીઓ કે શિષ્યાઓ હોય તેવી હતી. વૃધ્ધ ડોસો એકતારાની એક સરખી લ્હે વગાડી ભજનની પંક્તિ'નો આરંભ કરતો અને એ સ્ત્રીઓ મંજીરાથી તાલ આપીને એ લીટીઓ ઉપાડી લેતી. ગાડું મેળવવા માટે રેલ્વેના નોકરે મંડળી માંથી એક જણને બોલાવ્યો અને તે પોતાના બીજા કોઈ સગાં કે ઓળખીતાને બોલાવવા ગયો. દરમિયાન "બંસીવાળા રે" ની લીટીનું પુનરાવર્તન હું બહાર ઊભો ઊભો સાંભળી રહ્યો. દ્વારકા અને સંખોદ્વાર બેટ નજીક હતા. અને કોઈ સ્થળે મળી શકે તો બંસીવાળો અહિં મળવો પણ જોઇએ. પરંતુ આ આખું વાતાવરણ જોતાં મને લાગ્યુ કે શહેરોમાં જેમ નાટક, સીનેમા, જાદુના ખેલ એમ જુદા જુદા સમય ગાળવાનાં અને આનંદ મેળવવાનાં કહેવાતાં. સાધન હોય છે તેમ અહિંઆ શહેરની અગવડોથી દૂર નિર્જન

સ્થળમા નિરક્ષર અને ગરીબ ગામડાંના રહેવાશીઓ માટે આ ભજન મ ડળી રામલીલા કે મેળા એ જ હેતુ સાધતા હતા

છ માઈલ ચાલવાની મારી તૈયારી જોઈને ગાડાવાળાએ રીતસર ભાડુ કબૂલ કર્યું નહિ તો રાત્રે ત્રણ વાગે ઓખા જવા માટે એ જરૂર મારી કને વધારે પૈસા પડાવી શકયો હોત હાકનારો જુવાન અને બળદ પણ નવાસવા જોડાયલા હતા અને અમે બેઠા પછી જોયુ કે બળદીઆઓ વેગપૂર્વક ચાલતા હતા પરતુ સ્વચ્છદી પણ હતા એટલે જ્યારે અમે ઓખાને અડધે રસ્તે પહોચ્યા ત્યારે એમને ત્યા સુધી જવાનો અભ્યાસ હશે તેથી કે ગમે તે કારણે પણ બળદીઆએ પોતાની પરિચિત દિશામા જવાનો જ મક્કમ આગ્રહ જણાવ્યો એક બે વખત તો રસ્તાની બાજુએ ઊંડા ખાડાઓ અને ખાઈઓ હતી તે તરફ ધસી ગયા કેટલીક વખત પાણીની નેળ હતી તે તરફ ધસી ગયા અને ગાડુ હાકનારના મહા પ્રયત્નને પરિણામે જ અમે તેમને ઓખા તરફ લઈ જઈ શકયા જમીન પણ શરૂઆતમા ખારાટ વાળી હતી તે પાછળથી ખડકવાળી બની અને સ્પ્રિંગનુ તો ગાડામા નામ નિશાન ન હોવાથી તે સાઇડની જમીનના ઊંચા નીચા થતા ખડકો અને નાના પત્થરોના આચકાનો અમને પૂરેપૂરો લાભ મળતો આખરે ઓખાની નિર્જનતામા ગાયકવાડ સરકારે અને એમની સહાયથી વેપારીઓએ શરૂ કરેલ મકાનની હારો અને ત્યા વસેલી વસ્તીમા અમે પહોચ્યા નવા સ્થાપન થયલા સસ્થાન કે શહેરના જેવી ઓખાની સ્થિતિ મને લાગી ઇલેક્ટ્રીસીટી અને નળ બાદ કરતા વતમાન જીવનની બીજી ઘણી જરૂરિયાતો અહિં મળવી મુશ્કેલ હતી શાક તથા દવાઓ મેળવતા મુશ્કલી નડતી હતી નિશાળ પણ અહિં પ્રાથમિક અવસ્થામા હતી પરતુ અહિઆના ઘરો યોજનાપુરસર બાધેલા હોવાથી હવા અજવાળુ અને ઘરની આજુબાજુ છૂટી જમીન પ્રત્યેક ઘર જોડે રાખવામા આવી હતી તે એક સારી નિશાની મને લાગી અહિની હવા એકદરે મને તદુરસ્ત લાગી અને સમુદ્ર કિનારાનો

ભાગ તો ઘણો જ સુંદર છે. સ્વાભાવિક અને સફળ બંદર ઓખામાં બનાવવું ઘણું જ સહેલું છે એમ મને દેખાયું. કરાંચી હિંદના બંદર તરીકે મટી જાય તો ઓખા અને દ્વારકા, માંડવી અને તુણાવ તેનું સ્થાન જરૂર લઈ શકે. અને અહિં જે રીતે વેપારી સાહસોનો આરંભ થયો છે તે જોતાં મોટા ઉદ્યોગો અહિં સારા પ્રમાણમાં થોડાં જ વર્ષમાં ખીલશે એમ લાગે છે. ઓખાની જમીનનું તળિયું ખડકવાળું છે અને સમુદ્રથી તેની સપાટી ઉંચી પણ છે, એટલે બંદરની પાસેજ દરિયાનું ઉંડાણ પૂરતું મળી શકે તેમ છે. સામે જમણી બાજુએ ભૂરા ખડકોવાળા બે ત્રણ બેટ દેખાતા હતા જ્યાં જગત્ મંદિર અને ચાર રાણીઓનાં મંદિરોનું તીર્થ આવેલું છે. બંદરના ઇજિનેરની સહાનુભૂતિથી અમે સ્ટીમ લોંચમાં બેટ અને ઓખા વચ્ચેનો અન્તર અનુકુળ ભરતીનો સમય હોવાથી ખૂબ જલદી વટાવી ગયા. ત્યાં બેટના કિનારામાંથી પત્થરની એક પાળ સમુદ્રની નેળમાં ઉતરતી હતી અને અમારી સ્ટીમર જઈને એ પાળ પાસે ઉભી રહી એટલે શંખોદ્ધાર બેટનો જે ઘાટ હતો તેના ઉપર સીધા ઉતરીને અમે ગામમાં જઈ શક્યાં. બેટની ત્રણ બાજુ ખુલ્લો સમુદ્ર છે. જ્યારે એક બાજુએ થઈને સમુદ્રના પાણીની નેળ ચોથી બાજુએ ફરી વળે છે શંખોદ્ધાર બેટ ટેકરા ઉપર છે અને એ ટેકરા ચઢતા ઉતરતી સપાટી હોઈ ઓખાના બંદરની સામે જ મુખ્ય મંદિરવાળો ટેકરો આવેલો છે. ઓખાનું બંદર થયા પછી બેટની વસ્તી ઓછી થઈ ગઇ છે. તથા સમૃદ્ધિમાં પણ ઓટ આવી છે, કારણ કે અહિંની વસ્તીનો મોટો ભાગ મજૂરી માટે ઓખા જતો રહે છે. અને હિંદુ ધર્મની એક વિચિત્ર કારણસર થયલી અવદશા પણ અહિં જોવા મળે છે. તે એકે આ હિંદુતીર્થની બેટની વસ્તીનો ઘણો સારો ભાગ મુસલમાનો છે, જેઓ અસલ મેર, દફેદાર અને બીજી હિંદુ વસ્તીમાંથી વટલાવાને લીધે બનેલો છે એ જમાનાને સામાજીક સ્વરક્ષણની એટલી સાદી સૂઝ પણ ન હતી કે બળાત્કારે વટલાવેલા પોતાની સમાજના માણસોને પાછા લઈ શકાય છે.

બેટનું મંદિર શિલ્પની દૃષ્ટિએ ઘણું પ્રાચીન હોવાની મેં આશા રાખી હતી. પરંતુ એમાં હું નિરાશ થયો અને એ વિશેની સમજૂતી અહિંના એક કારભારી અને આચાર્યની જોડેની વાતમાંથી મને મળી રહી. ઈ. સ. ૧૮૭૦ની આજુબાજુ અંગ્રેજ સરકારનાં લશ્કરી વહાણોએ અહિંના માછીઓ અને મેર લોકોએ બળવો કર્યો હતો એટલે કે કોઈ અંગ્રેજ વહાણને કે સ્ટીમરને લૂટ્યું હતું તથા અંગ્રેજ સરકારના લશ્કરનો કદાચ સામનો કર્યો હતો તેથી બેટ અને મંદિરમાં રહેનારા માણસોને ખબર આપવામાં આવી હતી કે એ જગ્યાઓ ઉપર તોપનો મારો થશે. તે સમયે સાંભળવા પ્રમાણે મંદિરના બારણાં સોના ચાંદીનાં હતાં અને ઘણાં રાજયો પણ આ પાશ્ચમ કિનારાના તીર્થને પવિત્ર માનીને પોતાના રાજ્યમાંથી અમૂક આર્થિક સહાય નિયમિત આપતા હોવાથી પૈસો પણ ઘણો ભેગો થયો હતો. એટલે અંગ્રેજોની દાનત ખરૂં જોતાં અહિંયા ભેગો થયેલો પૈસો લેવાની હોવી જોઈએ. સાંભળવા પ્રમાણે મૂર્તિ ખસેડવામાં આવી ન હતી. પરંતુ તોપના ગોળાએ પાછલી બાજુ ગાબડું પાડયું હતું અને મંદિર લૂંટાયું હતું. કેવળ આ મંદિરજ નહિ પણ દ્વારકામાં આવેલું મંદીર પણ લગભગ એ જ અરસામાં લૂંટાયું હતું. ત્યાર પછી ગાયકવાડ સરકારે આ પ્રાન્ત કબજે લઈને મંદિરને ફરી બાંધ્યું, એટલે એની બાંધણીમાં દક્ષિણની–મહારાષ્ટ્રની જે અસર અહિં જણાય છે તે હું સમજી શકયો; વચમાં શ્રી દ્વારકાધીશનું મંદિર અને એની ચારે તરફ ચાર પટરાણીના સ્થાન એ રીતનું અહિંનું મંદિર છે. મંદિરની અંદરની બાંધણી સંગીન છે પણ સગવડની દૃષ્ટિએ એમાં ઘણા સુધારાને અવકાશ છે. દરેક મહારાણી અથવા પટરાણીની ગાદીના એકએક આચાર્ય અહીં રહે છે અને એ પ્રત્યેકની પોતાની આમદાની માટે મોટા મોટા દેશી રાજ્યોમાંથી ઈનામી ગામડાંઓની ઉપજ દરેકને મળે છે. ફરીને કાઠિયાવાડના આ ભાગને જીવનનો સંચાર થાય તો આ સ્થળ અને દ્વારકા, બન્ને સંસ્કૃતિના કેન્દ્ર તરીકે સારૂં કામ કરી

શકે. અત્યારે પણ અહિં જે સંસ્કૃત પાઠશાળા છે તેનો લાભ ઘણા ઓછા વિદ્યાર્થીઓ લે છે, જો કે એ પ્રયત્ન યોગ્ય દિશામાં છે અને બીજાં જે તીર્થો મેં જોયાં તેના કરતાં અહિં સાચી દિશામાં પ્રયત્ન શરૂ થએલો જણાયો. અહિં યાત્રીઓ માટે ધર્મશાળાઓ પણ સારી છે. અને મંદિરના ધારા અને લાગા જળવાય તેનાં કરતાં હિંદુધર્મ અને હિંદુ સંસ્કૃતિ ઉપર લોકોની શ્રદ્ધા વધે અને તેની સાચી સમજૂતી તેમને મળે એના ઉપર વધારે ધ્યાન આપવાની જરૂર છે. શહેર અને કુટુંબના વાતાવરણમાંથી આ સમુદ્ર કિનારે આવેલા તીર્થની યાત્રા કરનારને સાચે જ શાંતિ અને હિંદની સંસ્કૃતિની કાંઈક વધારે સમજૂતી મળે તથા આવી જગ્યાઓએ ફરીને તેમને આવવાનું ગમે અને સાથે સાથે આવવાનો લાભ મળે એવી યોજના વિચારીને અમલ કરવાની જરૂર મને લાગે છે. મંદિરના કારભારી અને સંચાલકોએ અમારે માટે સારો પ્રબંધ કર્યો હતો અને પ્રસાદ વગેરે લઈને મંદિરનાં દર્શન કરીને બપોર પછી પાછા ઓખા જવા માટે અમને લેવા આવેલ વહાણમાં અમે નીકળી ગયા. બેટની પરિસ્થિતિ મને બહુ આશાજનક લાગી નહિ, કારણ કે વસ્તિનું આકર્ષણ ઓખા અને દ્વારકા તરફ છે અને અહિં જે મુસ્લિમ વસ્તિ છે તેને હિંદુ ધર્મમાં પાછી લેવા વિશે કોઈને કાંઈ ખ્યાલ આવ્યો હોય એમ લાગતું નથી. આ કિનારાના નાવિકો મને લાગે છે કે બહુજ સારા સફર ખેડનારા અને નૌકા સૈન્યના સીપાઈઓ બની શકે. સદ્ભાગ્યે અહિં હિંદુ-મુસ્લિમનો ઝઘડો એટલો પ્રગટ નથી એ એક સારી નિશાની હતી. સમુદ્રમાં પાછા ફરતાં અમને બહુ ઓછી વાર લાગી જો કે સમુદ્રનો પ્રવાહ વિરોધમાં હતો. સાંજે ૪-૪॥ વાગે ઓખાથી દ્વારકા જવા માટે મોટરની વ્યવસ્થા થઈ શકી અને ગાયકવાડ સરકારે આરંભેલા આ સાહસને સફળ બનાવનાર વેપારની જીવન્ત નિશાની તરીકે અહિં અમે એક અમેરિકન સ્ટીમરને માલ ઉતારતી જોઈ. ઓખાથી દ્વારકાનો રસ્તો ઘણો સરસ છે અને આ ભાગમાં પેવેન એકજ બાજુ

-વાતો હોવાથી આ રસ્તા ઉપરના ઝાડના ઉપરના ભાગ બધા એકજ બાજુ ઢળી ગયેલા હતા. કેટલાક તો એવા વિચિત્ર હતા કે જાણે સીધું ઊભું ઊગેલું ઝાડ હુમેશને માટે કમરમાંથી વળી ગયેલું હોય એમ આપણને લાગે. આખો પાંદડાઓનો સમૂહ એકજ બાજુ ઢળેલો હોય એવાં વૃક્ષોનું દર્શન આખે રસ્તે થતાં કાંઈક અસાધારણતા પણ લાગી. અમે દ્વારકા પહોંચ્યા ત્યારે કારખાનાઓમાં મજૂરોની હડતાળ હતી. તેથી ગામનું વાતાવરણ કાંઈક તંગ હતું. કલ્યાણરાય જોશીનું ઘર પૂછીને એમને ઘેર પહોંચ્યા ત્યારે અમે લગભગ સમુદ્ર કિનારે જ આવી ગયા હતા. સામે શેઠ પુરુશોત્તમ વિશ્રામ માવજીનો સુંદર બંગલો પણ હતો. કલ્યાણરાય હડતાળને અંગે કાંઇ કામે ગયેલા હોવાથી એમના ઘેર મળી શક્યા નહિ, એટલે અમે સમુદ્રનો કિનારો જોઈ મંદિર તરફ ગયા. સાંકડા રસ્તાવાળા બજારમાં થઈને મંદિર આગળ આવ્યા ત્યારે આ મંદિર પણ બેટની પેઠે તોપના મારાનું ભોગ બન્યું હતું એ હકિકત જાણવા મળી. દ્વારકાધીશનું મંદિર પ્રમાણમાં મોટું છે અને એની બાંધણી હિંદુસ્તાનના શિલ્પને વધારે અનુસરતી લાગી. અમદાવાદમાં હઠિસિંગના દહેરાની જોડે અહિંના કેટલાક ભાગોનું સામ્ય પણ હતું. દ્વારકાધીશની મૂર્તિ મૂર્તિ તરીકે બહુ આકર્ષક હતી અને મેં કલ્પ્યું હતું એના કરતાં એનું કદ નાનું હોવા છતાં એક પ્રકારની પ્રેમ-ભક્તિનું વાસુમંડળ એની આજુબાજુ રહેલું જણાયું. મંદિરની પેલી તરફ એટલે સમુદ્ર કિનારા તરફ મંદિરમાંથી ગોમતીના ઘાટ પર ઉતરવાના પગથિયાં છે. કાંઈક અંશે રામેશ્વરની આપણને યાદ આવે એવું આ સમુદ્ર પાસેનું ગોમતી તીર્થ છે. અહિં પણ શંખની માળાઓ, શંખ વગેરે સમુદ્રમાં થતી વસ્તુઓ વેચાતી મળે છે. પિત્તળના વાસણો પણ અહિં મંદિરની બહાર નીકળતા વેચાતા મળી શકે છે. દ્વારકામાં વેપાર એકંદરે સારી સ્થિતિમાં લાગ્યો અને કારખાનાંઓ થયલાં હોવાથી ગામ જામનગરની પેઠે ધીમે ધીમે આગળ વધતું પણ લાગ્યું. પાછા ફરતાં એક મિલ

માલિકના આલિશાન મકાનની બહાર કલ્યાણરાય જોશીને બોલાવીને હું મળી શકયો અને પછી અમે પાછા સાંજે ૭–૭ા વાગે ઓખા પહોંચી ગયા. આ આખો સમય શાંત સાયંકાળનો અને ઠંડા પવનવાળો હોવા ઉપરાંત કાંઇક આંતર અનુભૂતિને પોષક પણ હતો. અમારી સાથે બેટના મંદિરના એક કારભારી છેક દ્વારકા સુધી આવેલા હોવાથી અમને ઘણી રાહત મળી હતી. તેમને ઓખામાં તાર મળ્યો કે તે સાંજે મારા મિત્ર આચાર્ય બાલકૃષ્ણલાલજી ઓખા પહોંચવાના છે. બેટનું મંદિર એમની ગેરહાજરીમાં જોવું પડયું અને એમને મળવાનું ન બની શકયું તેનો વસવસો કાંઇક મારા મનમાં હતો તે આ તાર મળ્યા પછી દૂર થઈ ગયો. અમે રાત્રે ત્રણ–સાડા ત્રણ વાગે ગાડીમાં જામનગર પાછા ફરવાના હતા તે પહેલાં કલાક સવા કલાક આચાર્ય બાલકૃષ્ણલાલજીની સાથે વાતચીત થઇ શકી. નિશ્ચિત આવકવાળી ધાર્મિક સંસ્થાના આચાર્યો સામાન્ય રીતે આધ્યાત્મિક જીવન પ્રત્યે અપવાદો બાદ કરતાં બહુ આતુર હોતા નથી, વળી, તેમનું દૈનિક જીવન પણ એવું બંધાય છે કે અંતરની નમ્રતા સ્વાભાવિક રીતે એમનામાં આગળ પડતી ભાગ્યેજ થઈ શકે. આચાર્ય શ્રી બાળકૃષ્ણજીમાં આધ્યાત્મિક જીવનની અભીપ્સા, જીજ્ઞાસુની નમ્રતા સાથે ઉચ્ચ પ્રકારના દાર્શનિકને શોભે એવો દર્શનશાસ્ત્રોનો અભ્યાસ, તથા મંદિરની વ્યવસ્થામાં ચોકસાઈ અને નિયમિતતા વગેરે વિરલ ગુણો અને શક્તિઓનો મેળ જણાય છે. જૂની પ્રણાલિમાંથી બહાર નીકળવાની પણ એમનામાં તત્પરતા છે તે જોતાં વર્તમાન કાળને માટે બેટના મંદિરને એક ઉપયોગી ધાર્મિક કેન્દ્ર તરીકે તૈયાર કરવામાં તેઓ આગળ પડતો ભાગ લે એવી આશા રહે છે. એમને મળીને ઘણો આનંદ થયો અને મારી મુસાફરીની ઘણી સગવડો જામનગર સુધીની કરાવી આપવામાં તેમણે જે ઉત્સાહ અને આનંદ પૂર્વક ભાગ લીધો તેથી એક પ્રકારનું મિત્રઋણ અદા કરવાનો આનંદ તેમને જ મળ્યો એમ ન હતું કારણ કે એતો પરસ્પર. અહિં સ્ટેશન માસ્તર પાસેથી જાણવા મળ્યુ કે ઓખા પહોંચનાર ગાડીની જે વિચિત્ર યોજના છે તેને માટે નવાન

# હૈદ્રાબાદ

[ ૧૯૪૭ ના એપ્રીલની આખરે લાંબે ગાળે મારે ગુજરાત જવાનું થયું. ત્યાંથી પાછા ફરતાં જુન ૨૩ થી ૨૬ સુધી હૈદ્રાબાદમાં (નિઝામ) રહેવાનું થયું. તે દરમ્યાન મારા મન પર જે સંસ્કારો પડ્યા હતા તે મેં નોંધી રાખ્યા હતા. ત્યાર પછીની ઘટનાઓ સાથે એ નોંધેલા સંસ્કારો કદાચ રસિક લાગશે. (૧૯૪૭ ઓગસ્ટ) ]

હૈદ્રાબાદ જવા માટે મુંબાઈથી હું વિમાનમાં બેસી ગયો. બપોરે હૈદ્રાબાદ ઉતર્યો ત્યારે ત્યાંનું વાતાવરણ દેશી રાજ્યનું હતું એટલું તો લાગ્યું જ, પરંતુ વધારામાં તે એક મુસ્લિમ રાજ્ય હતું એની જાણ થવા માટે અડધી મિનિટથી વધારે વખત લાગ્યો નહિ. મને લેવા આવનાર ભાઈને મેં છેક બાલ્યાવસ્થામાં જોયેલા, વચગાળામાં એ પણ મને મળેલા નહિ. એટલે હું એમને વટાવીને આગળ ચાલ્યો ગયો ત્યાર પછી મારી નજર એમના પર સંશયાત્મક રીતે પડી ખરી. પરંતુ કોઈ અજાણ્યા જોડે અથડાઈ ન પડું એવી સાવચેતીને લીધે હું પસાર થઈ ગયો ત્યાર પછી સાંભળેલા વર્ણન ઉપરથી એમણે મને ઓળખી કાઢ્યો અને બોલાવ્યો. હવાઈ વિમાનના મેદાન પરથી કેન્ટોન્મેન્ટ, રેસીડન્સી અને સીકંદ્રાબાદ વટાવીને અમે હૈદ્રાબાદ પહોંચ્યા. અહિંના રસ્તાઓ એકંદર સારા છે એમ કહેવું જોઈએ. પાછળથી ખબર કાઢતાં જણાયું કે આ સારા રસ્તાઓ નિઝામની સરકાર કરાવે છે અને મ્યુનિસીપાલીટીને આપે છે. મ્યુનિસીપાલીટી એવી રેઢીયાળ છે કે સરકાર પાસે બધું કરવાની આશા રાખીને પોતાના હક્કો જમા કરે છે. અહિંના શહેરીઓને પોતાની સગવડનાં સાધનો માટે કર આપવાની ટેવ પડી નથી. ઉપર ઉપરથી જોતા દેશી રાજ્યમાં રાજા નાગરિકોને

આવી સગવડો પૂરી પાડે તે સારૂં એમ આપણને લાગે પરંતુ પછીથી જણાયું કે હૈદ્રાબાદ સિવાયના શહેરો માટે આ રાજ્ય બહુ જ ઓછી સંભાળ રાખે છે, અને રાજ્યની આવકનો સારો જેવો ભાગ આ રાજધાની માટે ખરચાય છે. ગામડાંઓ પાસેથી જે ઉપજ આવે છે તેનો બદલો પૂરતા પ્રમાણમાં જુદી જુદી સગવડો રૂપે આપવામાં આવતો નથી. ધનવાનોને વધુ પડતા લાભો આ શહેરમાં કર આપ્યા વગર મળે છે. ગામડાની પ્રજાને કરનો બદલો મળતો નથી. વળી શહેરના નાગરિકો પોતાના હક્કો જતા કરે છે સરકાર પર આધાર રાખતાં થાય છે, અને નાગરિકો તરીકેની ફરજો બજાવતાં પણ શીખતા નથી.

હૈદ્રાબાદ જવાનું થયું તેનું કારણ કાંઈ શહેર જોવાની કે તેમાં ફરવાની ઇચ્છા એ હતું જ નહિ. મારી મુસાફરી દરમ્યાન કેટલીક જગોએ હું ફક્ત એક વ્યક્તિને મળવા માટે અમુક ગામની મુલાકાતે ગયો છું એવું બન્યું છે તેવું હૈદ્રાબાદનું હતું. એક મુસ્લીમ મિત્રને તેણે કરેલા ઉપકાર બદલ કૃતજ્ઞતા દર્શાવવાનુંજ મુખ્ય કામ હૈદ્રાબાદ જવા માટે કારણ રૂપ હતું. એટલે જેવો હું ઉતારે પહોંચ્યો કે પહેલું કામ મુસ્લીમ મિત્રને ઘેર ટેલીફોન કરવાનું મેં હાથ ધર્યું, મારા આવવાની મેં કોઇને જાણ કરી ન હતી, એટલે જ્યારે ટેલીફોન લીધો ત્યારે જરા ટીખળ કરવાની અને મિત્રને પણ જરા આશ્ચર્યમાં નાંખવાની અને ઓચિંતા અણધાર્યા આગમનના આનંદની પરસ્પર આપ લે કરવાની વૃત્તિ થઇ આવી એટલે મેં ટેલીફોનમાં મારું નામ આપ્યા વગર જ પરિચિત વ્યકિતની પેઠે વાતચીતનો આરંભ કર્યો, અજાણ્યે ઠેકાણેથી પરિચિત સંબોધન વડે વાત કરનાર કોઈ ઉદ્ધત કે ધૃષ્ટ અથવા તો સેતાન કે બદમાશ વ્યકિત હશે એમ ધારીને તેમનાં પત્નીએ ટેલીફોન મુકી જ દીધો! હું જરા નિરાશ થયો, પણ પછી એના પતિને તેની ઓફિસ માં જ ટેલીફોન કરીને મારા આવવાની ખબર આપી અને ધાર્યા પ્રમાણે સાંજે ઓફીસેથી પાછા ફરતાં એ મને ઘેર લઈ આવ્યા જ.

એમની જોડે હૈદ્રાબાદની ... સુલા...
મુલાકાત લેવાનું અને જોવાનું નક્કી ... ની બે
બાદશાહોએ બંધાવેલા "ચાર મિનાર ... ગૃહ
એના ફોટોમાં જેટલું અસર કરે છે જેટ...
નથી. રસ્તામાં જતાં અહિનાં બજારો જોવા મળ...
જુના શહેરના ભાગો લગભગ ૨૦૦ થી ૩૦૦ ...
રહેલા તે પણ જોવા મળ્યાં તો સાથે સાથે જુદા ...
કારકિર્દી દરમિયાન શરૂ કરેલી બજારોની યોજના ... ા
જુદા નમૂના પણ દેખાતા હતા. અમુક બાંધણી અમુક દિવાનના સમયની તરીકે સ્પષ્ટ જણાઇ આવતી. ચાર મિનાર મોટા બજારને છેડે આવેલું છે. એની ચોરસ જગા રસ્તાથી થોડી ઉંચી છે અને એ ભાગનો ઉપયોગ અહિંની પોલીસ પોતાના થાણા તરીકે કરતી લાગે છે. ચાર મિનારની ચારે બાજુએ થઇને બે રસ્તાઓ જાય છે; ચાર મિનાર છોડીને આગળ જતાં બાજુએ અહિંની એક મોટી મસ્જીદ આવેલી છે જેની અંદરનો ખુલ્લો ભાગ ઘણો વિશાળ છે અહિં નિઝામના કુટુંબના માણસોને–રાજ-કર્તાઓને પણ દાટવામાં આવે છે. મસ્જિદમાં બોધ આપવાની જગો ત્રણથી ચાર ફૂટ ઉંચી પ્લીન્થની બનેલી હતી અને આખી મસ્જિદની છત ઘણી જ ઉંચી હોવાથી એકંદર એ હોલની અસર ઘણીજ સારી પડે છે. બાંધણી ઘણી સરસ છે અહિની આવી જાહેર જગ્યાઓમાં ફકીરોનો ત્રાસ હોય તે તો ઠીક પણ ભે મિયા તરીકે સાથે થઈ પડનારા કેટલાક રખડાઉ લોકો, તો કોઈવાર સરકારના બક્ષીસવાં નોકરો મુસાફરને ભારે અકળામણમાં મૂકી દેતા હોવા જોઇએ. એવો એક બિરાદર અહિં અમને મળી ગયો પણ મારા મિત્રને આ શહેરનો પરિચય હોવાથી એણે ટુંકમાં પતાવીને એ બિચારાને નિરાશ કર્યો–અને મને જણાવ્યું કે એનો ઉત્સાહ અમને માહિતી આપવા માટે જેટલો હતો તેના કરતાં બક્ષીસ માટે વધારે પ્રમાણમાં હતો ! આ મસ્જિદની સામે એક યુનાની હોસ્પીટલ અને દવાખાનું સરકાર તરફથી ચાલે છે.

આવીજાન ધાતુ સારું છે. પરંતુ સારાં મકાનો સાથે કાર્યનો અભાવ હોઇ શકે છે એવો મારો અનુભવ હોવાથી આ ચુનાની હોસ્પિટલમાં દવા કેવી રીતે અપાય છે, તથા કામ કેવું થાય છે એ વિષે મને બિલકુલ માહિતી નથી. બ્હારથી જોતાં અહિં ચુનાની આયુર્વેદ અને હોમીયોપેથી ત્રણે પદ્ધતિનો સારો પ્રચાર હોય એમ લાગ્યું. મોટા બજારની બાજુમા અસલનાં નાની નાની અને નીચા નાના અને દુકાનોવાળા બજારોમાં દુકાનોની હારો આવી રહેલી છે નકરો એવી નાની દુકાનો વાળું એક બજાર અમે જોયું જેના માળીની દુકાનોથી માંડીને લગ્નમાં આવશ્યક એવી બધી જ વસ્તુઓ મળી શકે છે. હૈદ્રાબાદનો આ ભાગ કાંઈ નહિ તો ૨૦૦ થી ૩૦૦ વર્ષ જુનો હોવો જોઇએ. આ ભાગમાં નિઝામના પોતાના સેંકડો મકાનોની હારો વાળો એક ભાગ પણ અમે જોયો. જે આ જ જુની બાંધણીનો છે. અસલના નિઝામો આ ચોરસની વચ્ચે આવેલા મકાનમા રહેતા હતા પણ હાલના નિઝામની કોઠી દૂર છે.

થોડીવાર પછી અમે સાંજનુ અંધારૂં થવા આવ્યું ત્યારે મુંબાઈની મલબાર હીલ્સના જેવી થવાની મહેચ્છા સેવતી હાલમાં જ જેના પર છેલ્લી ઢબનાં મકાનો થવા માંડયા છે, એ બંજારા હીલ્સ પર મારા મિત્રના એક સગાને ત્યાં મળવા ગયા. બંજારા હીલ્સ એટલે "વણજારાઓનો જુનો હૈદ્રાબાદ આવવાનો રસ્તો હશે એમ હું ધારૂં છું. મારે કહેવું જોઇએ કે આ જગો હજી મુંબાઈની મલબાર હિલ્સના સૌંદર્યને પહોંચી શકી નથી. અને છતા, જુના જંગલમા, ખડકોમાં અને નિર્જન સ્થાનમાં પ્રથમ વસ્તી શરૂ થાય છે ત્યારે તે સ્થળનું પોતાનું એક પ્રકારનું સૌંદર્ય હોય છે તે આ બંજારા હીલ્સમાં હતું. એમ મારે કહેવું જોઇએ. અહિંની હવા ઘણી સરસ છે અને હજી સુધી તો લોકોનાં ઘર છૂટાં છવાયાં અને વિશાળ કોમ્પાઉન્ડવાળાં છે. આ ટેકરાની સૌથી ઊંચી જગોએ અમારે જવાનું થયું. ત્યાં ઊભા રહીને હૈદ્રાબાદ શહેરનું સુંદર વિહંગદર્શન કરી શકાય છે. અમે આ દૃશ્ય રાત્રે જોયું એટલે નીચે શહેરમાં વિજળીના હજારો દીવાઓ

કે બીજી જગ્યાએ મુસ્લીમોમાંથી ઘણા ઓછા ઉંચી કેળવણી લે છે. અહિં તો રાજ્યની નોકરી લેવા ખાતર પણ એમને ભણવું પડે છે. અને આ ભણનારા વિદ્યાર્થીઓ અને યુવાનો હૈદ્રાબાદમાં મુસ્લીમ રાજ્ય છે એ હકિકત જરીવાર પણ ભૂલતા હોય એમ લાગતું નથી. રસ્તે જનાર સામાન્ય મુસ્લીમને પણ એ હકિકતનું ભાન હોય છે. અલબત્ત, અહિં રઇસો છે, રાજાઓ છે, ધનવાન હિંદુઓ પણ છે, પરંતુ એમનું અસ્તિત્વ જાણે પડદા પાછળ છે, અહિં રાજ્ય કરનાર મુસ્લીમોની દયા ઉપર છે. અને હવે તો મુસ્લીમોની નાની વસ્તીને એમ પણ લાગવા માંડયું છે કે વધુ-મતિવાળા હિંદુઓમાં આટલા બધા જમીનદારો શા માટે? હિંદુઓ ઉંચી નોકરીઓ પર શા માટે હોવા જોઈએ? એટલે ઈત્તિહાદ—ઉલ—મુસ્લીમમાં મુસ્લીમ લીગની વિચારસરણીનો સ્વીકાર થઈ રહ્યો છે અને લીગનો કાર્યક્રમ પણ અહિં અનુસરાય તે માટે સઘળા પ્રયત્નો થઈ રહ્યા છે.

બંજારા હિલ્સ કદાચ જેમ હૈદ્રાબાદ શહેરનું તેમ હૈદ્રાબાદના બુદ્ધિશાળી મુસ્લિમોનુ પણ ઉંચુ શિખર છે. બુદ્ધિશાળી મુસ્લિમ જુવાનોમાં પણ કેટલાક આધુનિક વિચારોનો પ્રચાર થઇ રહ્યો છે, જો કે કોલેજની કેળવણી થઇ રહ્યા પછી અહિંના કેળવાયલા મુસ્લિમો પોતાના આધુનિક વિચારોનો કે આદર્શોનો અમલ કરતા હોય એમ મને લાગ્યું નહિ. અહિંના વિદ્યાર્થીઓમાં સમાજવાદ પણ પ્રચલિત લાગ્યો અને બધી બાબતમાં state ownership રાજ્યની માલિકીને એ લોકો આર્થિક અને રાજકીય પ્રશ્નોના ઉકેલ તરીકે ગણતા લાગ્યા. અહિં એમની બેવડી ભૂલ થતી હોય એમ મને લાગે છે. જ્યાં સુધી સ્ટેટ સંપૂર્ણ પણે લોકોનું બને નહિ ત્યાં સુધી રાજ્યના હાથમાં આર્થિક, ખેતીવાડીને લગતાં અને ધંધા ઉદ્યોગના પ્રશ્નો સોંપવા એ અત્યારની રાજ્ય-પદ્ધતિ જેના હાથમાં એક હથ્થુ અને આપખુદ સત્તા છે તેમાં વધારો કરવો તથા તેને ચિરંજીવી બનાવવું એજ પરિણામ આવી શકે. અને 'અહિં હૈદ્રાબાદમાં તો આ મુસ્લીમ જુવાનો ભૂલી

જાય છે કે State ownership રાજ્યની માલિકી એટલે તો મુસ્લીમ ownership મુસ્લીમોની માલિકી જેમાં ૮૫ ટકા હિંદુ વસ્તીનું હિત રાજ્ય બંધારણે વિચારવાનું રહેશે. મેં જોયું કે જુવાન મુસ્લીમો એમ માનતા લાગે છે કે રાજ્યની માલિકી સ્થાપન થતાં ખેડૂત અને મજૂર ઉપરનો જુલમ દૂર થઇ શકશે. કેળવાયલા મુસ્લીમ કુટુંબો પણ હિંદુ કુટુંબો જેવાં જ હોય છે એ પણ અહિં જોઈને આનંદ થયો. ખેદ એ વાતનો થયો કે આ ભણેલા મુસ્લીમો પરીક્ષા પાસ કરીને ઊંચી નોકરીઓ લે છે અને ત્યાર પછી કમાઇને આરામમાં રહેવા સિવાય પોતાની જાતની કે મુસ્લીમ સમાજની ઉન્નતિ માટે કોઈ પણ જાતનો પ્રયાસ કરતા નથી. સિવાય કે મુસ્લીમ લીગની હાનિકારક વિચારસરણીનું અને નીતિનું અનુસરણ. બીજી રીતે જોતાં અહિંનો મુસ્લીમ સમાજ પણ વિચક્ષણતાવાળી વ્યકિતઓ ઓછી પેદા કરે છે એમ માનવાનું નથી. અહિં એવાં કેળવાયલા મુસ્લીમો છે કે જેઓ કોઈ પણ ઉપયોગી કામ કરતાં નથી—નોકરી પણ નહિ. તો કોઈ કોઈ વિશિષ્ટ વિષયનો અભ્યાસ કરે છે. તો કોઈ લગ્ન જ કરતા નથી. ઊંચી કેળવણી પામેલા મુસ્લીમોમાં અહિં જે સ્વચ્છતા માટેની ચીવટ જોઈ, તેવી બીજા સ્થળોના મુસ્લીમોમાં છે કે નહિ તે હું જાણતો નથી.

નિઝામ એ આ રાજ્ય અને શહેર પૂરતી એક વિચિત્ર છતાં પૂરતી લાક્ષણિકતાવાળી વ્યક્તિ છે. કોઇ પણ પ્રકારે ધન પ્રાપ્તિ કરવી એ કદાચ નિઝામના જીવનનું પરમ ધ્યેય તો કેમ કહેવાય પરંતુ એક પ્રકારની અર્ધ ઘેલછા છે. રેસીડેન્ટને જમવા માટે આમંત્રણ આપવાની ફરજ ઊભી થતાં સાદામાં સાદું ડિનર અને એક જ દારૂની બાટલી પોતાના જૂના સ્ટોરમાંથી કાઢનાર આ અઢળક સંપત્તિશાળી નિઝામ કીમિયો જાણે છે એમ પોતે માને છે. એ કીમીયો રાજસત્તાનો ઉપયોગ ધન પ્રાપ્તિ માટે કરવાથી સિદ્ધ થયો છે. પોતાના બાગમાં બાગખાતાના ખર્ચે ઉગાડેલા વેંગણાં નવાબો અને રાજાઓને ભેટ મોકલીને નિઝામે બદલામાં

નજરાણા તરીકે ગીનીઓ ભેગી કરી છે! સ્ટેટની દરેક મોટી નોકરીની નિમણુંક બહારથી જોતાં સ્ટેટની કાઊન્સીલના હાથમાં હોય એવું આપણને દેખાય છે. વળી, નિઝામ પોતે પોતાની ખાસ જાગીર—સર્ફેખાસની વ્યવસ્થા સિવાય સમગ્ર રાજ્યના વહિવટમાં જાણે કાંઈ પણ ભાગ સક્રિય રીતે લેતા ન હોય એવું બહારથી જોતાં આપણને દેખાય છે. પરંતુ સર્ફેખાસ અને તેની વ્યવસ્થાનું ખાતું નિઝામ માટે સારી જેવી રકમ બચાવવાનું પણ કાર્ય કરે છે. એ તો જાણે એક જુદું જ ખાતું નિઝામની પોતાની સ્વતંત્ર માલેકીનુ છે. પરંતુ તે ઉપરાંત અહિ જે કાઊન્સીલ તથા તેનો પ્રેસીડેન્ટ બીજી રીતે કહીએ તો દીવાન નીમાય છે એવું મુખ્ય કામ નિઝામની આજ્ઞાનું પાલન કરવું એટલું જ હોય છે. કોઇક જ એવો પ્રાઇમ મીનીસ્ટર મુખ્ય મંત્રી હોય છે, જેને સર અકબર પેઠે, બ્રિટિશ સરકાર નિઝામની ખુશી નાખુશીનો વિચાર કર્યા વિના મંત્રી તરીકે ટકાવી રાખે છે. આમ ખરૂં જોતાં નિઝામ જ રાજ્યમાં પોતાનું ધાર્યું આપખુદ રાજાની પેઠે કરે છે અને મોટી નોકરીઓ પર નિમણુંક કરતાં પહેલાં ઘણીવાર સારી રકમ મેળવવાને ભાગ્યશાળી થાય છે!

નિઝામનું રીતસરનું લશ્કર ૧૪૦૦૦નું ગણાય છે. ઈ સ. ૧૯૧૪ની લડાઈ વખતે એનું લશ્કર ૭૦૦૦નું હતું. નિઝામે બ્રિટીશ સરકારને સારી મદદ કરી તેના બદલામાં બમણું કરવાની નિઝામને છૂટ મળી. કદાચ હિંદમાં દેશી રાજ્યો છે તે સઘળામાં નિઝામનું લશ્કર સૌથી મોટું હોવાનો સંભવ છે. વળી નિયમિત લશ્કર ઉપરાંત સર્ફેખાસમાં પણ, નિઝામ બીજા પાંચ સાત હજારનું ટોળું રાખે છે જેને હથિયાર આપીને છોડી મૂકવામાં આવે તો હથિયાર વગરના શહેરીઓ કે ગામડીઆ ઉપર એ "ભૂગલીયા" સારો ત્રાસ વર્તાવી શકે. છતાં કહેવું જોઇએ કે આ રાજ્યના લશ્કરમાં અને બ્રિટિશ સરકારના લશ્કરમાં ઘણો ફેર છે. વ્યવસ્થા કે નિયંત્રણ, શિસ્ત કે આજ્ઞા પાલન જેવી વસ્તુઓ આ લશ્કરના આગળ પડતા ગુણો હોય એમ જણાતું નથી. અને વિશ્વ યુદ્ધમાં

ગયેલા માણસોનાં વખાણો આ રાજ્યના અને બહારના પેપરોમાં એટલાં બધા થયા છે કે મારો અભિપ્રાય કેટલાકને વિચિત્ર લાગવાનો સંભવ છે પરંતુ નિઝામ સરકારનાં રાજ્યમાં સરકારને લાભદાયક અભિપ્રાયો અને હકીકતોનો પ્રચાર એવી સરસ રીતે કરવામાં આવે છે કે હાલની બીજી બાજુ હૈદ્રાબાદમાં તો કદી જાહેર રીતે રજુ થતી હોય એમ લાગતું જ નથી, એટલે બ્રિટિશ સરકારના લશ્કરી અધિકારીઓ તરફથી છેલ્લા વિશ્વયુદ્ધમાં ગયેલા નિઝામ સરકારના સિપાહીઓ વિશે જે સખ્ત ટીકા થઈ હતી અને લશ્કરી દૃષ્ટિએ નાલાયક હોવાને લીધે એ ટુકડીને પાછી મોકલી દેવામાં આવી હતી, એ વિશે અહિંની કે બહારની સામાન્ય જનતા કશું જાણતી જ નથી! ત્યાર પછીથી લડાઈના મોરચા ઉપરની એક ટુકડીને પાછી બોલાવી લેવામાં આવી હતી અને ઈરાકની પાઈપ લાઈન સાચવવા જેવું મોટું કામ જ એને સોંપવામાં આવ્યુ હતું અને લડાઈના મોરચા ઉપર ત્યાર પછી નિઝામ રાજ્યનાં વીર સૈનિકોએ ભાગ લીધો હોય એવું જાણવામાં નથી।

મતલબ કે બ્રીટીશ સામ્રાજ્ય દૂર થતાં પોતાની જાતને સ્વતંત્ર માનવાની ધૃષ્ટતા કરનાર આ રાજાને અને લઘુમતિ મુસ્લીમોનું વર્ચસ્વ અને એક હથ્થુ સત્તા ટકાવી રાખવા મુસ્લીમ લીગનું અનુકરણ કરનાર ઈત્તિહાદને ઠેકાણે રાખવા માટે હિંદ સરકાર તરફથી થોડું એક લશ્કર અહિં રાખવામાં આવે તો હું ધારૂં છું કે પરિસ્થિતિ ઘણી કાબૂમાં રહે. આ રાજ્યમાં મોટાં મોટાં નામવાળાં ખાતાઓ, દુકાનોની અંદર જેમ શૉ–કેસીસ હોય છે તેમ કેવળ દેખાવને માટે જ રાખવામાં આવે છે. રાજ્યની પ્રજાને લાભ પહોંચાડવા માટે આ કહેવાતા લોક ઉન્નતિનાં ખાતાઓ ઘણું ખરૂં કાંઈ જ કરતાં હોતાં નથી. મોટે ભાગે તો ખાતાનો ઉપરી નિઝામ સરકારને સારી રકમ ભેટ આપીને નિમાયલો હોવાથી એની પહેલી ચિંતા પોતાની નોકરીમાંથી એ રકમ વસૂલ કરવાની હોય છ હિંદુ કે મુસ્લીમ બધાય અમલદારો આ બાબત સારી રીતે સમજે છે. અને તેનો અમ-

કરે છે. બહારના લોકો જાણતા ન હોય પરંતુ એ નરી હકિકત છે કે નિઝામ સરકાર પોતાના મહેલની સાફસુફી અહિંની મ્યુનિસિપાલિટિ પાસે કરાવે છે. મહેલની મરામત પબ્લીકવર્ક્સ ખાતા પાસે, મિલિટરી પાસેથી મોટરો એમ જુદાં જુદાં ખાતાંઓમાંથી જે ખર્ચ નિઝામ સરકારને પોતાને ખાતે થાય તે કદાચ એમની પ્રીવી પર્સમાં ગણાતું નહિ હોય. મને જે માહિતી મળી તે પ્રમાણે હૈદ્રાબાદ રાજ્યમાં અનાજ તો પૂરતું થાય છે. પરંતુ રૂશ્વતને લઇને તે બહાર મોકલવામાં આવે છે તેથી અહિં અનાજને તોટો વધારે વર્તાય છે.

હૈદ્રાબાદનું મ્યુઝિયમ તથા પ્રાણીઓનું સંગ્રહસ્થાન બન્ને હૈદ્રાબાદ જેવા મોટા સ્ટેટને માટે દરિદ્ર કહેવાય તેવાં હતાં. જાણે કે બહારથી આવનારાઓને "અમારે ત્યાં પણ મ્યુઝિયમ છે." એમ બતાવવા માટે હોય એવું આ દરિદ્રી મ્યુઝીયમ છે. એમાં જૂના વખતનીં ખાવાની રકાબીઓ અને કટોરાઓ જૂના જમાનાના હથિયારો અને બીદરમાં થતું બીદરી કાર્ય–ચાંદીમાં એક પ્રકારનું બીજી ધાતુઓમાં જડવું–કેટલાક તદ્દન સામાન્ય ચિત્રો અને કુરાનોની નકલો સિવાય અહિં ખાસ જોવા જેવું કાંઈ નથી. જે થોડી ઘણી પ્રાચીન મૂર્તિઓ અને શિલા લેખો છે તે કાંઈક સુરક્ષિત રીતે જળવાઇ રહે એવી રીતે સદ્દભાગ્યે મ્યુઝિયમની ચારે તરફ મૂકવામાં આવ્યા છે. અમરાવતીમાંથી બુધ્ધના અવશેષો પણ અહિં ઉછીના લઇને મૂકેલા લાગે છે. આમ રાજ્યનું મ્યુઝિયમ જોઇને હું કાંઇક નિરાશ થયો એમ કહું તો ખોટું નહિ કહેવાય. ત્યાર પછી મારા જાણવામાં આવ્યું કે અહિં એક સાલરજંગનું પણ એક મ્યુઝિયમ છે, જેમાં સુંદર ચિત્રો, ઘરેણાં, ઝવેરાત તથા મૂર્તિઓ વગેરે છે. પરંતુ એ સંગ્રહ જોવાની તક મને મળી નહિ. કારણ કે મેં એમ સાંભળ્યું કે સાલરજંગ તે વખતે માંદા હતા એટલે મેં એ જોવાની માંગણી જ કરી નહિ. પરંતુ બીજો એક સુંદર સંગ્રહ જોવાની મને એક તક મળી, જેથી હૈદ્રાબાદની મારી મુસાફરી સફળ થઈ લાગી. હૈદ્રાબાદના એક રઈસ રાજા

શામરાજનો કલા સંગ્રહ હૈદ્રાબાદ રાજ્યના કલાસંગ્રહને ટક્કર મારે તેવો છે. અહિંના ચિત્રો જ કેવળ લઈએ તો પણ તેમની રૂચિમાં તેમના પ્રકારમાં અને સંખ્યામાં સરકારી મ્યુઝિયમનાં ચિત્રો કરતાં બધી રીતે ચઢિયાતાં છે. વળી રાજા શામરાજને ત્યાં મોગલ અને રજપૂત શૈલિના અસલ ચિત્રો ઉપરાંત બીજા ઘણાં આધુનિક ચિત્રકારોનાં અસલ ચિત્રો પણ છે. શેરગીલના અને ઉકિલ બ્રધર્સનાં પણ અસલ ચિત્રો અહિં છે. સુંદર પ્લાસ્ટિકની બનાવટની વસ્તુઓ તથા અન્ય સ્થળે જોવા ન મળે તેવાં ઈલેકટ્રીક દીવાઓ અને દીવાઓના સ્ટેન્ડો અહિં જોવા મીજે જોવા મળવા મુસ્કેલ છે. ગ્લાસના એચિંગમાં શીવ પાર્વતીનું ચિત્ર સુંદર છે. અને એક મગરનું એના અસલ દાંતવાળું ચામડું ટેન કરેલું છે તે પણ બીજે જોવા મળે તેવું નથી. કેવળ કાગળોને કાપીને પણ તેને કાળા પૂઠા પર ચોઢવાથી એટલે કે એકલી કાતરના ઉપયોગથી સાદામાં સાદા કાગળોને કાપીને પણ સુંદર ચિત્રો બનાવેલા અહિં છે. ફ્રેંચ કલા અને મૂર્તિ વિધાનના નમૂનાઓ પણ અહિં જોવા મળે છે, જેમાં દોડતા શિકારી કૂતરાનું એક મૂર્તિ વિધાન તથા સિંહનો શિકાર કરનાર એક માણસનું આલેખન આધુનિક ગણાય એવાં છતાં ખૂબ સુંદર છે. આધુનિક શૈલીના ચિત્રોમાં થુવરનું ખુલતા લીલા રંગના પ્રાધાન્યવાળું એક ચિત્ર–કદાચ રાજા શામરાજના ચિત્રકાર પુત્રે જ દોરેલું હશે–મને ખૂબ ગમી ગયું. એક ભારે ચાઈનીસ ઘંટ અને તે પણ એને લટકાવવાના મોટા કલાપૂર્ણ સ્ટેન્ડના ચોકઠા સાથે–પણ ખૂબ સુંદર હતો.

આ સંગ્રહ કરનાર રાજા અને રાણી, અંબિકાબાઈ અને શામરાજ દંપતીને કળાની સમજ છે, રૂચી છે, શોખ છે, વિવેક છે અને પાછળ ખર્ચવાની વૃત્તિ પણ છે. જ્યારે એમનાં કુટુંબના સંગ્રહમાં શામરાજના પિતાએ પોતાનું તથા પોતાની પત્નીનું ચિત્ર દોરેલું હતું તે મેં જોયું ત્યારે આ કુટુંબમાં કલારસિકતા વંશપરંપરા ઊતરી આવી છે એ મને સમજાયું. એનો અર્થ તેઓ ડા

કળાકાર છે એમ નથી પરંતુ આ કુટુંબમાં જે કળા રસિકતા અને રુચિ છે તેની સમજૂતિ આપણુને મળી રહે છે

શામરાજ કુટુંબનો પોતાનો કળા સંગ્રહ જેટલો ઉપયોગી છે, તેટલી જ ઉપયોગી એમની લાયબ્રેરી એટલે કે પુસ્તકાલય પણ છે. ખાસ કરીને કળા ઉપરનાં પુસ્તકોનો સંગ્રહ મને લાગે છે કે આખા દેશમા કદાચ લાક્ષણિક હશે કારણ કે અહિં કેવળ પ્રાચીન હિંદની કલાથી માંડીને અર્વાચીન કળા ઉપરના પુસ્તકો છે એટલુ જ નહિ પરતુ યૂરોપના એકેએક દેશની કળાના પુસ્તકો અંગ્રેજીમા કે તે દેશની ભાષામા છે અને એમાંનો મોટો ભાગ સચિત્ર પણ છે પરતુ કળા સિવાય પણ આ પુસ્તકાલયમાં જુદા જુદા વિષયો ઉપરના સપૂર્ણ પુસ્તકો એકત્ર કરવામાં આવ્યાં છે. હિંદના ઈતિહાસના જેટલા પુસ્તકો લભ્ય હશે તેટલાં અહિં છે. ઉમ્મર ખય્યામની જેટલી સચિત્ર અને સુશોભિત આવૃતિઓ છપાઈ છે તેટલી અહિં જોવા મળે છે. ગીતા ઉપર અનેક ભાષામાં પ્રગટ થયલા પુસ્તકો અહિ એકત્ર થયાં છે. ફિલોસોફી, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, ગુન્હાનું શાસ્ત્ર, જાતીય શાસ્ત્ર એમ અનેક વિષયો ઉપર મળી શકે તેટલુ સાહિત્ય એકત્ર કરવામાં આવ્યું છે, એ ઉપરાંત એક ઓરડામાં તો કેવળ Reference નાં પુસ્તકોથી ભરેલો છે. વળી, પુસ્તકાલય ખાનગી હોવા છતાં જાહેરમાંથી જેમને વાંચવું હોય તેમને અહિ આવીને વાંચવાની છૂટ રખાઈ છે જો કે મેં એમ સાંભળ્યુ છે કે એનો લાભ હૈદ્રાબાદમાં બહુ લેવાતો નથી. આટલી બધી ચોપડીઓ એક જગોએ જોઈને મને થયું કે શા માટે આપણે લખવું જોઈએ? વાંચનારની સંખ્યા માનવ જાતિમાં ઘણી જ થોડી છે અને મોટે ભાગે તો માનવ જીવન એમનુ એમ જ નથી વહી જતું?

શામરાજની કલા રસિકતામાં એમનાં મકાનની નવી બાંધણી તેઓ કરે છે તે પણ એમને માટે એક નવું ક્ષેત્ર પૂરૂં પાડે છે. એમ મને લાગ્યુ એમના સંગ્રહમાં જેમ જુદી જુદી જાતની તરેહવાર ઘડીયાળો છે તેમ એમના નવા બનાવેલ ઘરમાં અજબ

જાતનાં ઉલેકટ્રીક દીવાઓ છે. ઘરમાં દાખલ થતાં જ બે બાજુએ દીપ લક્ષ્મીની મૂર્તિઓ રીલીફમાં કોતરેલી છે તેમનાં હાથમાં જાણે ઘીના દીવા હોય એવા બે ઇલેટ્રીક દીવાઓ બન્ને બાજુએ ગોઠવવામાં આવ્યા છે. અને ખુબી તો એ છે કે એ દીવાઓની અસર ઘીના દીવાઓ જેવી જ હુબહુ છે અને એ અસર પણ ખુબ આર્ટિસ્ટીક રીતે. થોડાક ગ્રીક સ્ટેચ્યુઓ પણ ઘરમાં છે, પણ એમને મેડે ચઢવાના દાદર ઉપર ઈલેકટ્રીક લાઈટ કરવાની પદ્ધતિ, મે કોઈ જગ્યાએ જોઇ નથી. દાદરના કઠેરાની બાજુઓ સફેદ ગ્રાઉન્ડ ગ્લાસથી ઢાંકી દઈ એની વચ્ચે ઇલેકટ્રીક લાઈટ મૂકેલી હોવાથી લેંપ દેખાયા વિના જ પગ આગળથી દીવાનું તેજ પ્રસરી ગયેલુ આખી સીડી ઉપર આપણને દેખાય છે. વળી વાંકી વાળેલી મીણબત્તીના આકારની કાચની નળીઓમાંની ઇલેકટ્રીક લાઈટો ખુબ સુંદર દેખાતી હતી એમના બાગમાં પણ બગીચા વચ્ચે જે ફુવારો છે તેમાં મૂકેલ કમળ કળાની દૃષ્ટિએ નવો જ વિચાર રજૂ કરે છે. તથા એમને ત્યાંનો ઓટોમેટિક ટી અને કોફી સેટ પણ વિરલ અને વિલક્ષણ હતો. વળી, એક હાથીદાંતનો બનાવેલો ચાઈનીસ શૈલીનો પૂલ અને કેટલીક ઈન્ડોનેસીયાની મૂર્તિઓ પણ ઘણી જ સરસ હતી એમના સંગ્રહમાં એક પૃથ્વીનો ગોળો જે વિજળીની જ્યોતિને પારદર્શક હતો તથા ખીદરી વર્કવાળો સન્યાસીનો એક મોટા કદનો કરવડો પણ ધ્યાન ખેંચે તેવો સુંદર હતો. અહિં અનેક પથ્થરના બનાવેલા વાઘો પણ એ પથ્થરના ડાઘાઓ જોડે જ વાઘના ચાંઠા મળી જતા હોવાને લીધે સુંદર હતા.

ઉસ્માનીઆ યુનિવર્સીટીના મકાનો હૈદ્રાબાદથી થોડે દૂર વિશાળ ખુલ્લી જગ્યામા ટેકરા ટેકરી વાળી વિસ્તૃત જગ્યામાં પથરાયલાં છે. આખી યોજના જ્યારે પૂરેપૂરી અમલમાં આવશે ત્યારે આ યુનિવર્સીટી કેવી હશે તેનો એક નાનો મોડેલ-નમૂનો પણ એક રૂમમાં રાખવામાં આવ્યો છે. તે ઉપરથી આ યુનિવર્સીટી આરંભ કરનાર માણસોની કલ્પના કેટલી સમૃદ્ધ

હતી તેનો આપણને કાંઇક ખ્યાલ આવે છે. યુનિવર્સીટીની જગ્યા સારી છે, મકાનો ભવ્ય છે, એના પર ભારે ખર્ચ થયો છે અને થાય છે. એનું મુખ્ય મકાન જોનારના ઉપર છાપ પાડે તેવું કાંઇક નવી શિલ્પ શૈલિમાં બંધાયલું છે. અને મકાનની ભવ્યતા વિશે યુનિવર્સીટીમાં કામ કરનારાઓ પણ જાણે સચેતન હતા એમ મને લાગ્યું. અત્યાર સુધીમાં ૬૦૦ એકર જમીન ઉસ્માનીઆ યુનિવર્સીટીએ રોકી છે અને બીજી ૬૦૦ એકર કદાચ જેમ વિકાસ થતો જાય તેમ તેમ લઈ શકાય એવી યોજના છે. અહિંનું પુસ્તકાલય પણ છેવટમાં છેવટની ઢબની યોજનાવાળું હોઈ પુસ્તકો લઈ જવા લાવવા માટે લિફ્ટ અને ટ્રોલીની ગોઠવણ છે. ખર્ચના પ્રમાણમાં આ વિદ્યાપીઠમાં હજી વિદ્યાર્થીઓ ઓછા છે અને તપાસ કરતાં એમ જણાયું કે શિક્ષણનું માધ્યમ ઉર્દુ હોવાથી ઉંચામાં ઉંચી પ્રતિનો અભ્યાસ કરવા માટે અહિં હજી પૂરતી સગવડો નથી. અંગ્રેજી જેવી વિદેશી ભાષાદ્વારા શિક્ષણ ન અપાય એ તો બરાબર છે પણ કેવળ ઉર્દુ જે રાજ્યના દશ બાર ટકાની ભાષા છે તે મારફત સઘળું શિક્ષણ અને સઘળાને ફરજીઆત રીતે આપવું એમાં વિશ્વ વિદ્યાલય બહુ ઉત્તમ પરિણામો ઉપજાવી શકશે એમ લાગતું નથી. તેલુગુ, મરાઠી અને કાનડી એ ત્રણે ભાષાઓને માટે પણ ઉસ્માનીઆ યુનિવર્સીટીમાં સ્થાન હોવું જોઇએ. જો આ વિદ્યાપીઠનો સારી રીતે ઉપયોગ કરવામાં આવે તો હિંદનું તે એક સારામાં સારૂં વિદ્યાપીઠ બની શકે એમ છે. ફર્ગ્યુસન કોલેજની પાછળ જે ત્યાગનો અને દેશ ભક્તિનો જુસ્સો હતો તેવો આ સંસ્થામાં દેખાતો નથી. ગુરૂકુળ જેવી સંસ્થામાં જે ધાર્મિક ભાવ છે તથા આર્ય સંસ્કૃતિ માટે જે લાગણી છે તેવી પણ અહિં હાજર હોય એમ મને લાગ્યું નહિ. ગૂજરાત વિદ્યાપીઠમાં રાજકીય સ્વતંત્રતા માટે જે વાતાવરણ હતું તેવું પણ અહિં હતું નહિ. ડેક્કન કોલેજમાં કે એલ્ફીન્સ્ટ કોલેજમાં જે અભ્યાસિતાનું, વિદ્વતા પ્રાપ્ત કરવાની ધગશનું, બુદ્ધિના

પ્રદેશોમાં વિજયો મેળવવાનું જે વાતાવરણ હતું તેવું પણ અહિં મને લાગ્યું નહિ. ધનવાન એક રાજ્યે પોતાની કોઈ ધારણા મુજબ આ સંસ્થા ઊભી કરી છે. એની પાછળ નિઝામની રાજ્ય સત્તા અને સમૃદ્ધિ સિવાય બીજું કોઇ ભાવાત્મક તત્ત્વ કામ કરતું હોય એમ મને લાગ્યું નહિ.

આ રાજ્યની આમદાનીનો ૧૮ કરોડ જેટલો ભાગ એકસાઈઝમાંથી—આબકારીમાંથી આવે છે અને જમીન ઉપર જે કર લેવાય છે તેમાંથી ૩ા કરોડની ઉપજ થાય છે. આમ ખેડૂત ઉપર સીધે સીધો કરનો બોજો એટલો બધો પડતો દેખાતો નથી તો પણ દારૂ પીવાની બદીને પરિણામે એનો જ પૈસો આબકારી ખાતાની આમદાનીમાં જાય છે, એ સમજવું મુશ્કેલ નથી. પરંતુ અહિંનાં ખાતાં એટલા તો અનિયમિત રીતે અને એવી મુગલાઈ પદ્ધતિએ ચલાવવામાં આવે છે કે અહિં નિયમ કે કાયદો વ્યવસ્થિત રીતે કામ કરે છે એમ ખાત્રી પૂર્વક કહેવું મારા જેવાને માટે તો મુશ્કેલ છે. એનો એકજ દાખલો નિઝામની સરકાર જે ડેક્કન એરવેઈઝની વ્યવસ્થા કરે છે તેને ટાટાની કંપનીની વ્યવસ્થા સાથે સરખાવવાથી જણાય છે. જ્યારે હૈદ્રાબાદથી બેંગ્લોર જવા માટે મેં રિઝર્વેશનની માંગણી કરી ત્યારે મને જણાવવામાં આવ્યું કે બધી જગ્યાઓ રોકાઈ ગયલી છે. ટેલીફોન પર આ ખબર સાંભળીને હું જ્યારે ઓફિસમાં ગયો ત્યારે મુસાફરી કરનાર માણસોનું લીસ્ટ તો મને બતાવવામાં આવ્યું પણ આજે કે આવતીકાલે તે બધા ખાત્રી પૂર્વક મુસાફરી કરશે જ એમ ઓફિસ ઉપરનો અધિકારી મને ખાત્રી પૂર્વક કહી શકયો નહિ. ઉલટું મારા દેખતાં જ એક મુસાફરે પોતે જવાનો નથી એવી ખબર ટેલીફોન પર કહેવડાવી અને આમ નક્કી કરેલ ટીકીટ કેન્સલ કરવા માટે એને કાંઈ પણ નુકશાન વેઠવું પડતું હોય એમ જણાયું નહિ. મતલબ કે ડેક્કન એરવેઈઝની વ્યવસ્થા બહુ જ શિથિલ હતી એમ જણાયું. તપાસ કરતાં મને એ પણ જાણવા મળ્યું કે બે દિવસ પર મુંબઈથી

ફક્ત ચાર જ પેસેન્જરો આવ્યા હતા. એટલે બધી બેઠકો રોકાઈ જવાની વાત કેવળ કાગળ ઉપર જ હતી. વધારામાં, ત્યાં કામ કરનાર હિંદુ ઓફિસરે મને ખાત્રી આપી કે તમે વગર ટિકિટે એરોડ્રોમ પર જશો તો જરૂર તમને જગ્યા મળશે. અને થયું પણ એજ પ્રમાણે મતલબ કે આવી ગેરવ્યવસ્થાને પરિણામે સ્ટેટને જ વધારે ખર્ચ થાય અને પેસેન્જરોને અગવડ પડે તે નફામાં વળી, રાજ્યની નીતિ પણ ઉપયોગી જાહેર હિતના સંબંધમાં પણ વારે વારે બદલાતી હોવાથી સામાન્ય પ્રજાજનના હિતની કોઈ યોજનાનો પૂરેપૂરો અમલ થઇ શકતો હોય એમ લાગતું નથી એક મંત્રી આવીને અમુક પદ્ધતિએ કામ શરૂ કરે તે જાય એટલે એની પદ્ધતિ છોડી દેવામાં આવે એ તો ઠીક છે પરંતુ એણે કરેલા કામો પણ અટકાવીને ધુળમાં મેળવવામાં આવે છે ઉદાહરણ તરીકે સર મિરઝા ઇસ્માઇલે શહેરમાં મકાનોની ચારે તરફ આસપાસ જે ભીંતો ચણેલી હતી તે તોડાવવાનાં અંદરના ભાગ જોઇ શકાય એવા મુદ્દાથી હુકમો કાઢયા હતા અને તેનો અમલ પણ થયો. છ મહિના પછી જ્યારે સર મિરઝા ઇસ્માઇલને હૈદ્રાબાદ છોડવું પડયું. ત્યારે એ હુકમો રદ થયા હતા એટલુ જ નહિ પરંતુ એ દિવાલો પાછી ચણાવી લેવાની હતી એમ મેં સાંભળ્યું. આનું નામ દેશી રાજ્ય એમ કહી શકાય ! !

વાવટાઓ દેખાવા માંડયા, જાણે કે લોકોએ પોતે સ્વેચ્છાથી તે વાવટાઓ ચઢાવ્યા ન હોય!! બપોરે અને સાંજે ઇત્તિહાદના માણસો એક જીપમાં બેસીને લાઉડસ્પીકર મારફત હૈદ્રાબાદના ફક્ત મુસલમાનોને સાંજે મિટિંગમાં એકઠા થવા અને હૈદ્રાબાદને સ્વતંત્ર જાહેર કરવાના ઠરાવને પસાર કરવા જોરશોરથી પ્રચાર કરી રહ્યા હતા. નિઝામનો ટેકો ઇત્તિહાદને પૂરેપૂરો છે એ બાબત હૈદ્રાબાદમાં એટલી પારદર્શક રીતે જોઈ શકાય તેમ છે કે ત્યાં તો કોઈ એને માટે પૂરાવાની અપેક્ષા જ રાખતું નથી. નિર્દોષ પણું, અહિંસક જીવન વ્યવહાર, એ કોઈ સમાજ કે પ્રજા જીવનનો એક માત્ર અને ઉત્તમોત્તમ ગુણ છે એમ કહેવું મુશ્કેલ છે. વળી, એવી નિર્દોષ જીવન વ્યવહાર વાળી પ્રજા કે સમાજ એ ગુણને લીધે જ વધારે સંસ્કૃત છે એમ પણ કહેવું સર્વ પરિસ્થિતિમાં બરાબર નથી. નિર્બળતા અને નિર્દોષતા સમાનાર્થે નથી. અહિંસક વ્યવહાર અને સંસ્કારિતા પણ સમાનાર્થ નથી. હૈદ્રાબાદના બહુમતિવાળા અને બંગાળના લઘુમતિમાં રહેતા હિંદુઓ પોતાનું સ્વાત્ય જીવન નિર્દોષ પણે અને કોઇને પણ નુકશાન કર્યા વગર ગાળે છે એ કારણે સુરક્ષિત રહેવાની આશા કરે છે તે મને લાગે છે કે જીવનના સક્રિયબળોના અજ્ઞાનને આભારી છે. જે સંસ્કૃતિ જીવન્ત હોય છે તેનું એક લક્ષણ એ છે કે જ્યારે જ્યારે એનાં સંસ્કારિક મૂલ્યોને પડકાર કરવામાં આવે ત્યારે તેમને જાળવવા માટે સામી બાજુ વ્યવસ્થિત રીતે તે સમાજ કે પ્રજા પોતાના જીવનની આહુતિ આપવાને તૈયાર થાય. જે પ્રજા કે સમાજની એ પ્રમાણે પોતાની સંસ્કૃતિનાં મૂલ્યોને સાચવવાને કે ટકાવવાને સામા પલ્લામાં પોતાનો પ્રાણ મૂકવાની તૈયારી નથી હોતી તે પ્રજા કે સમાજ પોતાનું સ્થૂળ જીવન બચાવી શકે છે પરંતુ પોતાના આત્મા ને પોતાની સંસ્કૃતિને તે જાળવી શકતો નથી. આધુનિક હિંદુ સમાજ, એના માનસમાં સાંસ્કારિક મૂલ્ય વિશે જે ખોટી સમજૂતી વ્યાપી રહી છે તે જેટલી જલ્દી દૂર કરશે. તેટલું એને માટે સારૂં છે. સંસ્કાર,

ધર્મ, સામાજિક જીવન કે માનવ માત્રનો સામાન્ય હક, જ્યારે જોખમમાં આવી પડે ત્યારે વિરોધનો વ્યવસ્થિત સામનો કરવાને બદલે ભીરુતાથી કોઈ પણ ભોગે પોતાની જાતને બચાવવાની લાગણીથી ક્ષેત્રનો ત્યાગ કરે તો તેણે સ્વતંત્રતા, સ્વમાન, કે સમાન હકોની આશા રાખવી નિરર્થક છે. અને એવી નિર્બળતા સાથે પાછા પોતે વધારે સંસ્કૃત છે એવું મિથ્યાભિમાન પોષવું એ તો આત્મવચનાની પરાકાષ્ઠા છે. ઈતિહાસમાં આના ઉદાહરણો જોઈએ તેટલા મળી આવશે. હજી સુધી તો જીવનનાં ક્ષેત્રનો સંચાલક નિયમ એ જણાય છે કે યુદ્ધમાં બળવાનને વિજય વરે છે અને જીવન સ્પર્ધામાં વેગવાન હોય છે તે જીતે છે. બુદ્ધિનાં કે નીતિનાં ધોરણો સાધે સીધાં સફળતા સિદ્ધ કરી આપી શકતાં નથી. જીવનનાં વ્યવહારૂ ક્ષેત્રમાં જેઓ આદર્શના અને નીતિના નિયમો પ્રચાર કરવાની ધગશથી વ્યવહારૂ જીવનમાં ઉચ્ચાશયી ભાવો અને નૈતિક સિદ્ધાંતોને ઉતારવા પ્રયત્ન કરે છે તેઓ મોટે ભાગે તો નિષ્ફળતાને નિમંત્રણ કરે છે. થોડા બુદ્ધિ જીવીઓની અને ઝનુની આદર્શ પાછળ ઘેલછા વાળાઓની ભક્તિ પામીને એવા પ્રયત્નો પરિણામે શૂન્ય રીતે શમે છે. સત્ય મેવ જયતે। યતો ધર્મ તતો જય:। એવાં સૂત્રો જેમનો અર્થ સંદિગ્ધ હોવાથી એ આદર્શવાદીઓ એમને પોતાના મન માન્યા અર્થમાં ઘટાવવા પ્રયત્ન કરે છે. સત્ય તો ખરું પણ સત્ય એટલે શું? ધર્મ કોને કહેવાય? એ પ્રશ્નો તો પાછા વિચારવા રહે છે. વળી, ત્રિકાલાબાધિત ગણાતાં સત્યોમાં માનવને જે કાલ અને દિશાની મર્યાદાઓ હોય છે તે નડતી નથી. અહિંસાનો સિદ્ધાંત એટલો મહાન માની શકાય કે જેને માટે સમગ્ર હિંદુ જાતિ કે માનવ જાતિ પણ વિનાશ પામે એ કાંઇ મોટી વસ્તુ ન ગણાય એવી માન્યતા શકય છે. અને એવી માન્યતાવાળી વ્યક્તિઓ છે. પ્રશ્ન એ છે કે હિંદુ જાતિ કે માનવજાતિ એવી આત્મા વિનાશની મનોદશા માટે કેટલે અંશે તૈયાર છે. આ આખા પ્રશ્નની વિશદ વિચારણા માટે કલહ, સ્પર્ધા,

મત્સર, ન્યાય વગેરે વસ્તુઓ કેવળ માનવ જાતિમા જ છે એમ નથી તથા માનવ સર્જિત છે એમ પણ નથી એટલે એ વસ્તુઓનુ પ્રકૃતિમા અને માનવના વિકાસમા કોઈ સ્થાન છે કે નહિ તે નક્કી કરવાનુ રહે છે એ નિયમ કઈ પરિસ્થિતિને લઈને ટકી રહ્યો છે અને એને દૂર કરીને નવો કોઈ નિયમ જો સ્થાપન કરવો હોય તો તેને માટે આવશ્યક પ્રાથમિક શરતો કઇ કઇ છે એનો આપણે પહેલા વિચાર કરવો જોઈએ અમુક વ્યક્તિને ગમે છે, અમુક લોક સખ્યાને માન્ય છે, અમુકના અતરમા એનો સાદ સભળાય છે તે બધા સાચા, એટલે કે સાપેક્ષ પણે સાચા ધોરણો હોય શકે, પરતુ સમગ્ર માનવજાતિ અને તેના વિકાસના દ્રષ્ટિબિદુથી જોવાનો અભ્યાસ જેમને હોય છે તેઓ કદાચ એ સાપેક્ષ ધોરણોને આખરી ઉકેલ તરીકે ન સ્વીકારી શકે એ બનવાજોગ છે વળી, આમા માનવના સાસ્કૃતિક વિકાસનુ અતિમ લક્ષ્ય શુ છે એ પ્રશ્નના ઉકેલનો સુર પણ આવી જાય છે

આઝાદ હૈદ્રાબાદના પોકાર એકલા મુસ્લીમો જ કરે તો એ આઝાદ હૈદ્રાબાદ મુસ્લીમોની આઝાદીનુ જ પાટનગર બની શકે અને માશ્ચર્ય તો એ છે કે ગઈ કાલ સુધી બ્રિટિશ રેસીડેન્ટની ગુલામી રનાર મોગલના રાજ્ય સામે બેવફા થઇ સ્વતત્ર રાજ્યવશ સ્થાપનાર તથા ૮૫ ટકા હિંદુ વસ્તીની ઇચ્છા જાણવાની દરકાર પણ ન કરનાર હિંદની એકતા અને સમગ્રતાના લાભો ઉઠાવી તેના અદલામા દેશના એકમ તરીકે પોતાની જવાબદારી લેવાને અતત્પર એવા આ નિઝામ સરકારને સ્વતત્રતાને ચાહનાર હિંદુ અને મુસ્લીમ પ્રજાજનો કાંઈ જ કરતા નથી હિંદની મધ્યસ્થ સરકાર પણ કોઈ પણ પ્રકારનુ દબાણ કરતી નથી એ ખરેખર આશ્ચર્યજનક છે।

હૈદ્રાબાદનો ઘડો લાડવો હવે તો થઈ ગયો છે ઇતિહાસનો અભ્યાસ કરનારને માલૂમ હોવુ જોઈએ કે માનવસમાજો અને રાષ્ટ્રોમા જ્યારે મોટી સામાજિક કે રાજકીય ઉથલપાથલ થાય છે ત્યારે જેમ નવી પ્રગતિશીલ વિચાર પોષક વસ્તુઓ ચારે તરફના વાતાવરણમા દેખાય છે તેમ ભૂતકાળની ભૂલાઈ ગયલી,

જીવનને હાનિકારક અને માનવીની પ્રગતિને રોધક એવી એક કાળે સક્રિય વૃત્તિઓ પણ પુનર્જીવિત થવાનો અને ફરીને પોતાનો અમલ સ્થાપન કરવાનો પ્રયત્ન કરે છે. હિંદમાં છેલ્લે છેલ્લે મુસ્લિમ લીગની વિચારસરણી, આદર્શો ભાવના અને પદ્ધતિ એ સર્વે એક સમયે માનવ જાતિ ઉપર કાર્ય કરી ચૂકેલા સામાજિક અને ધાર્મિક તત્ત્વોની પુનરાવૃત્તિ માત્ર છે. અભણ અને અસંસ્કારીક મુસ્લિમ સમાજનો મોટો ભાગ એ વૃત્તિઓને સહેલાઈથી પ્રત્યુત્તર આપે છે અને એનાથી થતું નુકશાન અટકાવવા માટે કાં તો કેળવણી દ્વારા લાંબો કાર્યક્રમ પાર પાડીને એ માનસમાં ફેર ફાર કરવો જોઈએ અથવા તો એ બળો સક્રિય થઈને પાછા વધવા અને વિજયવાન ન થવા માગતા હોય તો એનો વખતસર સામનો કરવો એ જ એમને વધતા અટકાવવાનો ઉપાય છે. કોઈ ગાંડો માણસ નુકશાનકારક પ્રવૃત્તિ કરવા માટે વારે વારે એકની એક વસ્તુનું રટણ કર્યા કરતો હોય તેને આપણે બેદરકારીથી, પ્રમાદથી કે નિર્દોષ માનીને એની હાનિકારક રઢ ચાલવા દઈએ તો આખરે મહાન આપત્તિ ઉત્પન્ન કરી શકે છે. એ વ્યક્તિ ઉન્મત્ત હોય છે. આપણે એને નિર્દોષ ગણીને રોકતા નથી ને ઉપરથી આપત્તિ આવતી અટકાવી શકાતી નથી, ઉલટું આવે છે ત્યારે તેનો સામનો કરવો વધારે મુશ્કેલ બને છે. આવી કાંઈક દશા હિંદુસ્થાનમાં મુસ્લીમોની રાજકીય માંગણી વિશે પ્રવર્તે છે. એટલે આ હૈદ્રાબાદ જેવાં રાજ્યોમાં સમસ્ત હિંદી પ્રજાએ રસ લઈને નિઝામ અને તેની સરકાર પર યોગ્ય વર્તન કરવા માટે પૂરતું દબાણ વખતસર લાવવું જોઈએ. self-determination આત્મનિર્ણયનો અર્થ શરીરના પ્રત્યેક અવયવને પોતાનું કાર્ય કરવાની કે ન કરવાની છૂટ છે એવો થઈ શકે જ નહિ. જીવન્ત શરીરનાં સર્વ અવયવો પોતપોતાના ધર્મો બજાવે એમાં જ એમનો આત્મનિર્ણય રહેલો છે. જીવવાની સ્વતંત્રતામાં મરવાની સ્વતંત્રતા રહેલી છે એમ કહેવા જેવું બેહુદું એ કથન છે. આટલું નિઝામની રાજ્યવ્યવસ્થા વિશે કહ્યા પછી હું કબૂલ કરીશ કે અહિંના મુસલમાનો એમની મર્દાનગી, સાહસ અને તુર્ત બુદ્ધિ માટે મને એકંદરે ગમી ગયા

અને એમ પણ થયું કે જો એમનામાં સત્ય, ન્યાયબુદ્ધિ અને તટસ્થ પણે વિચારવાની શક્તિ આવે અને ધર્માંધતા ઓછી થાય તો કેવું સારૂં? બાકી તો અહિની જે એકંદર ગેરવ્યવસ્થા જોઇ "આ હૈદ્રાબાદ સ્વતંત્ર થવાનું છે?" એવો આશ્ચર્યજનક પ્રશ્ન પણ મને થયેલો.

આગળ જણાવી ગયો તેમ હું હૈદ્રાબાદ ગયો હતો તે તો મુખ્યત્વે એક મિત્રના ઉપકારની કૃતજ્ઞતાને લઈ ને. પરંતુ ત્યાં ગયા પછી મિત્રોનું કહેવું એમ થયું કે અજન્ટા અને ઈલોરા તો મારે જોવા જ જોઇએ. પરંતુ કેટલીક વસ્તુઓ ઈચ્છાઓ, આશાઓ અને અભિપ્સાઓ વણપૂરાયેલી રહે, સ્વપ્ન પ્રદેશમાં રહે, કલ્પનાને સદા ઉત્તેજિત રાખે એવી રહે એ જ ઠીક છે. પેલા કોઇએ કહ્યું છે કે Heard melodies are sweet but those unheard are sweeter. તેમ કદાચ અજન્ટાનું જેની ચિત્રાવલી મારા માનસમાં છે તે એમને એમ રહી તે જ એક લેખે ઠીક છે એમ મને લાગે છે. એવું બને છે કે કોઇ વાર પ્રત્યક્ષ સ્થૂલ વાસ્તવિકતા આપણી કલ્પનાની શક્તિને, કલ્પનાની સરજનને ટપી પણ જાય છે. પણ એથી ઉલ્ટું પણ કયાં નથી બનતું? ખરૂં જોતાં સ્થૂલ વાસ્તવિકતા પ્રત્યે એવું કોઇ પક્ષપાતી કે વિરોધી વલણ હું સામાન્ય રીતે સહેલાઈથી ધારણ કરતો નથી. એટલે અજન્ટા અને ઇલોરાનું મૂલ્ય ત્યાં જવાથી ઘટી કે વધી ગયું હોત એમ મને લાગતું નથી. પરંતુ એ મુસાફરી કરવામાં જે સમય લાગતો હતો, તે મારી એ સમયની મનોદશામાં મને ઘણો વધારે લાગ્યો. કલાકના ૧૮૦ માઇલની ઝડપે લઇ જનાર એરોપ્લેનના જમાનામાં હૈદ્રાબાદથી અજન્ટા અને ઈલોરા જતા અને આવતા ત્રણ દિવસ થાય તે એક રીતે સમયનો અતિવ્યય લાગે છે. જેઓ આવા કલાધામોમાં પ્રેક્ષકો તરીકે જતા હોય અથવા તો મુસાફરો તરીકે નવી નવી જગો જોવા માટે જતા હોય તેમને માટે કદાચ અગવડો રૂપે સમયના વ્યય રૂપે કિંમત આપવી એ યોગ્ય પણ હોય. પરંતુ મારી બાબતમાં તો એવું કાંઇ હતું નહિ. અજન્ટા અને ઇલોરા મને ત્યાં રહેનાર જેટલા પરિચિત કદાચ હશે. એટલે

મારૂં જવાનું તો કેવળ એનાં સૌંદર્યના, એની કલાના ભક્તાની યાત્રા જેવું જ હતું. ઇષ્ટ દેવની મૂર્તિ અને તેની ભક્તિ આપણા હૃદયમાં હોય તેમ – આપણે જેમ કથરોટમાં ગંગા કહીએ છીએ તેમ મેં પણ રાજા શામરાજના સંગ્રહમાં અજન્ટા ઉપરના સચિત્ર સંગ્રહો કાઢીને તથા અજન્ટા અને ઈલોરાના જેટલા સચિત્ર પુસ્તકો હતા તે સઘળા જોવામાં લગભગ છ કલાક ગાળીને ત્યાં ગયો હોઉં એવો આનંદ લીધો. સાથે સાથે કુમારસ્વામીના રજપૂત પેઈન્ટીંગનો સંગ્રહ, ઓ. સી. ગુંગલીના રાજપૂત કળાના ચિત્રોનો સંગ્રહ, જર્મન સંગ્રહોમાં વ્હેંચાયલા હિંદની કલાના નમૂનાઓ, હિમાલયના સુંદર દેખાવોના ચિત્રો વગેરે જોવા મળ્યાં તે તો જાણે વધારામાં. અજન્ટા અને ઈલોરાના કેટલાક ભીંત ઉપરનાં ચિત્રો જે અત્યારે ભૂંસાઈ ગયા છે, લુપ્ત થઈ ગયા છે તેના ચિત્રો પણ આ સંગ્રહમાં હતાં એ રીતે એનું આ પુસ્તકાલયમાં કરેલું દર્શન નાનું હોવા છતાં વિરલ પણ નિવડયું.

અમે ગોલકોંડનો કિલ્લો પણ જોવા ગયા હતા. રસ્તામાં કુતુબશાહી રાજાઓના રોજાઓ આવે છે તે પણ જોયા. મોટા ગુંબજોની રચના એ તેની ખાસ વિશિષ્ટતા ગણી શકાય. અલબત્ત, મંદિરોમાં પણ એક પ્રકારના ગુંબજો હોય છે. પરંતુ આ લોકોએ એની ટેકનીકની વિશિષ્ટતા વિકસાવી હતી એમ લાગે છે. ગોલકોંડનો કિલ્લો જાણે ઇતિહાસનો કોઇ મૃત દેહ હોય એવોઃ સત્વહીન, પ્રાણહીન છતાં મહાકાય, માઈલો સુધી પથરાયલો છે. આજે પણ એ કિલ્લો બહારથી જોતાં મજબૂત લાગે છે. પરંતુ ગોલકોંડની સમૃધ્ધિ અને પ્રાણ ગયા પછીનું એ કલેવર હિંદુ સત્તાના પતનનાં સ્મારક સિવાય બીજું શું ઉપયોગી કાર્ય બજાવી શકે ? હા, ગોલકોંડ, હમ્પી વગેરે હિંદુસંસ્કૃતિના અવશેષો તેને પોતાના પતનના કારણો શોધવા પ્રત્યે પ્રેરે અને એ કારણોને દૂર કરવાના ઉપાયો સૂચવી સમગ્રહિંદને એક મહાન વર્તમાન પ્રજા ઘડવાની પ્રેરણા આપે તો મને લાગે છે કે આ ખંડિયેરોનું કાંઇક સાર્થક છે.

# બેંગલોર

સરકારે બધાજ હવાઈ જહાજનાં મથકો કેન્ટોનમેંટ એરીયામાં એટલે છાવણીની પાસે રાખ્યાં છે એમાં જે દૂરંદેશીપણું છે તેટલું જ જો આપણી હિંદી સરકાર શીખે તો મને લાગે છે કે એને ઘણો લાભ થાય. બેંગલોર એરોડ્રોમથી બેંગલોર શહેર ઠીક ઠીક દૂર છે. અને અહિં જાહેર પ્રજાના બાગ વગેરે જાહેર સ્થળોમાં, બ્રિટિશ સરકારની અસર વધારે જણાય છે. હૈદ્રાબાદ પોતે મુસલમાની રિયાસત છે એવું ભાન કરાવે છે તો માઇસોર બ્રિટિશને વફાદાર એક રાજ્ય છે એવી છાપ પહેલી દૃષ્ટિએ પાડે છે. આ આખો પ્રદેશ પાણીના તળાવોવાળો અને તેથી હરદમ લીલો રહેનારો છે. એરોપ્લેનમાંથી જ્યાં જ્યાં નજર પડે ત્યાં આ જૂન મહિનામાં પણ ચાંદી જેવું, ભૂખરૂં, લાલ રગડો, પીળું, બ્રાઉન પણ બધે પાણી જ પાણી. પ્રથમ નજરે એમ લાગે છે કે રજપૂતાના અને હૈદ્રાબાદ કરતાં માઇસોરની જમીન ક્યાંયે વધારે ફળદ્રુપ હોવી જોઈએ. કારણ કે કેટલીએ રસાળ છે. વળી, આટ આટલા પાણીની હાજરીથી અહિંનું હવામાન પણ બદલાયું લાગે છે. એરોડ્રોમનાં માણસો વિનયી અને સહાય કરવાની વૃત્તિવાળા લાગ્યા. મારું રહેઠાણ ગામ અને કેન્ટોનમેંટની વચ્ચે હતું બેંગલોરની એક સૌથી જોવા લાયક જગ્યા ત્યાંનો સરકારી બાગ—લાલ બાગ છે. એક ઉંચા ખડક ઉપરથી નીચે ઉતરતા ઢાળ ઉપર આ કાળજી પૂર્વક ઉછરેલો બાગ વિસ્તરે છે. અને સૌથી વધારે દૃઢ સંસ્કાર તો આ સમસ્ત બાગના વિસ્તાર ઉપર પથરાઈ રહેલી લીલી હરિયાળીનોજ પડે છે. હૈદ્રાબાદમાં એક નાના સરખા ચોરસના ઉપર હરિયાળી રાખવા માટે હું ' છું કે ઘણી મહેનત અને ખર્ચ કરવા પડતા હતા. જ્યારે

સમસ્ત માઈસોર સંસ્થામાં પાણીની વિપુલતાને લઈને જ્યાં જૂઓ ત્યાં લીલોતરી આપણને કાશ્મિરનું સાદૃશ્ય મનમાં તાજું કરે છે. વળી, પ્રદેશ પણ ટેકરા ટેકરીઓ વાળો હોવાથી તે સંસ્કાર વધારે દૃઢ બને છે. ફક્ત કાશ્મીરમાં અહિં કરતાં ઠંડી વધારે અને હવા સૂકી હોય છે. જ્યારે બેંગલોર માઇસોરમાં હવામાન સમશીતોષ્ણ હોઇ વાતાવરણમાં બાષ્પનું પ્રમાણ વધારે હોય છે. દરિયાની સપાટીથી ઉંચુ હોવાને લઈને બેંગલોરનું હવામાન ખાસ કરીને મધરાતથી સવારના ૮–૯ સુધી ઠંડુ ગણાય એવું રહે છે. આ વિશાળ લાલ બાગમાં સુંદર ઘટાદાર વૃક્ષો ઘણી મોટી સંખ્યામાં છે. એમ કેટલાંક વિરલ છોડવાંઓ અને વૃક્ષો પણ ઉછેરવામાં આવ્યા છે. જ્યાં ફુલનું પ્રદર્શન ભરાય છે તે જગ્યા પણ ઘણી સારી રીતે બાંધી લીધેલી હોવા છતાં એના પર વેલાઓ એવી રીતે ઉછેર્યા છે કે પહેલી નજરે એનું બાંધકામ નજરે ચઢે નહિ. પ્રદર્શનની જગ્યા અને સૌથી ઉંચી ટેકરી પછી ધીમે ધીમે થોડી થોડી ઉંચાઈ ઉતરીએ તે પ્રત્યેકના વિસ્તારમાં બાગ બનાવવામાં આવ્યો છે. એટલે સૌથી ઉપરની જગ્યાએથી જોતાં બાગ પગથીઆઓ વાળા પ્રદેશમાં વિસ્તરેલો દેખાય છે. પ્રદર્શન અને બેંડ સ્ટેંડની સામે સીધી લિટિમાં એક બાજુના દરવાજા સુધી નજર જાય એવી રીતે વૃક્ષોની હારો ઉછેરેલી છે. તેમાં ૬૦–૮૦ ફુટ ઉંચા ઉપર અણીદાર છતાં સુશોભિત વૃક્ષો ખૂબ સરસ દેખાય છે. અહિંના હવામાન અને પાણીને લીધે હો કે રાજ્યની ખૂબ સંભાળને કારણે હો, પરંતુ લાલબાગ એક બાગ તરીકે ઘણોજ સુંદર અને ઉત્તમ બાગ મને લાગ્યો. આને માટે કદાચ એની સ્વાભાવિક સ્થિતિ એટલે કે એક ઢાળવાળી ટેકરી જ્યાંથી ચાર બાજુ વિસ્તરી રહેલો લીલી હરિયાળીનો ગાલિચો અને તે પર કાળજીપૂર્વક ઉગાડેલાં ફુલનાં ઝાડો તથા ચારે બાજુ આવી રહેલ બેંગલોર શહેર જેનાં ઘરો અને રસ્તાઓ તાડના ઝુંડોની વચ્ચે તથા લીલી હરિયાળીની બાજુમાં આવી રહેલા જણાય છે.

અહિં સવારે એક દિવસ ઘરની ઓસરીમાં આંટા મારતો હતો ત્યારે છાવણીની બાજુએથી એક ઝીપ ઝપાટાભેર પસાર થઈ.

આમ તો મેં ઝીપ ઘણીવાર જોયા હતા પરંતુ આ વિચિત્ર ક્ષણે એ વિચિત્ર ઝીપ જે રીતે પસાર થયું તે જોઈને મને મોટર કારના વાહનમાં પણ જેમ આપણી માનવોમાં જૂદી જૂદી જાતો હોય છે તેમ આ જડ વાહનમાં પણ જાણે કે વિવિધ જાતો છે તેનો મને સ્પષ્ટ ભાસ થયો. રોલ્સરોઈસ આપણને જાણે કોઈ અતિ ઉન્નત અસાધારણ ખધાથી જૂદી તરી આવતી લાક્ષણિક શક્તિવાળું વાહન લાગે છે. એની ગતિ ખૂબ વેગીલી હોય તો પણ જાણે એને માટે સ્વાભાવિક લાગે છે. વળી એની મહત્તા અને Aristocracy–આભિજાત્ય પણ એનાં મૌનમાં, ગંભીરતામાં, દેખાવમાં, ઉભા રહેવામાં અને સ્ટાર્ટ થવામાં આપણને દેખાય છે. એ પોતાનું જ નહિ પરંતુ બીજાનું ભારે વજન સાહજિક રીતે વહે છે એમ લાગે છે અને એની મહાકાય હોવા છતાં સમતુલા એટલી તો અટલ હોય છે કે એના બોનેટ ઉપર તમે રૂપિયો એની ધાર પર ઉભો રાખો અને એન્જીન શરૂ કરો તો પણ એ રૂપિયો નીચે પડે નહિ. ફોર્ડની જાત મધ્યમ વર્ગના well-to-do માણસની છાપ પાડે છે. બીજી જાતો જાણે એક પ્રકારની ચઢતા ઉતરતી શ્રેણીમાં ગોઠવાય છે. બસ છેક proletariat હું તો કહેવા જતો હતો plebeian લાગે તે તેમ આ ઝીપ તદ્દન disreputate નિર્લજ્જ મારકણું હલકી જાત હોય એવો સ્પષ્ટ ભાસ થયા વિના રહેતો નથી.

ગામ તરીકે બેંગલોર લશ્કરનું એટલે કે છાવણીનું કેન્દ્ર હોવા ઉપરાંત થોડી ફેક્ટરીઓ, થોડા કારખાનાઓ સિવાય આ ગામનું જાણે કોઈ વ્યક્તિત્વ હોય એવી છાપ મારાં મન પર પડી નહિ. બુદ્ધિ પ્રધાન પ્રવૃત્તિ, કોલેજ અને બેંગલોર ઇન્સ્ટીટ્યુટ જેવી સંસ્થાઓમાં કેંદ્રિત થયલી લાગી. બાકી તો બેંગલોર શહેરમાં અનિયમિત પત્થરો જમીનમાં અનિયમિત રીતે બેસાડીને ગલીકુંચીઓમાં આ ગામ વસેલું છે. વેપાર પ્રમાણમાં—હું માનું છું કે લશ્કર હોવાને લીધે—સારો ચાલતો લાગ્યો. એકંદરે મને બેંગલોર dull લાગ્યું અને કેટલાક લોકો અહિં હવા ફેર માટે આવે છે તેમાંના થોડાને તો ઉલટી અસર પણ થતી મેં જોઈ.

એનું કારણુ અહિઆની હવામાં જે ભેજનું પ્રમાણુ છે તે કેટલીક પ્રકૃતિઓને અને કેટલાક વ્યાધિઓને અનુકૂળ નહિ આવતું હોય એમ મને લાગ્યુ અહિના સરકારી કારખાનાઓમાનુ એક જોવાનો પ્રસગ મળ્યો. તે ઉપરથી મને તો એમ જ લાગ્યુ છે કે નવા ધધા ઉદ્યોગો ચલાવવાની પુરેપુરી જવાબદારી રાજ સત્તાએ લેવી ન જોઇએ. કારણુ કે એવા કારખાનામાં કામ કરનાર પગારદાર વર્ગ કેવળ પોતાના પગાર ઉપર જ નજર રાખે અને કારખાનાની આર્થિક સફળતા વિશે ઉદાસીન રહે એ લગભગ સ્વાભાવિક છે આ પોરસીલેન ફેક્ટરીમાં નવી નવી શોધ ખોળને તો અવકાશ છે જ પણુ તે ઉપરાત કારખાનાના સચાલનમા પુસ્કળ સુધારાને અવકાશ છે. બજારમા મળતા માલની જોડે વેપારી દ્રષ્ટિએ હરીફાઈમા સફળ થવાની કાળજી અહિ કોઇને પણુ હોય એવુ મને લાગ્યુ નહિ. લડાઇને લીધે બહારથી એટલે કે પરદેશથી જે માલ આવતો નથી અને પરિણામે જેના ભાવ ઘણા ઉંચા મળે તેમ છે તેવી વસ્તુઓ આ કારખાનુ બનાવવા પ્રયત્ન કરે છે એમા એ માલની જાત પરદેશના સારામા સારા માલની સામે સરખામણીમા ઉતરી શકે તેવી ઉત્પન્ન કરે છે એમ હુ માનતો નથી જે યત્રો વડે કામ લેવામા આવે છે તે યત્રો પોતાનુ કામ બરાબર ન આપે તો તેને સુધારીને યોગ્ય કામ લેવાને બદલે આ લોકો એવાં અધકચરાં અને અપૂર્ણ કામથી ચલાવી લે છે, જેના પરિણામે આખરે નીકળતો માલ કઢગો, આકાર વગરનો કે ૨૫ ટકા ઉતરતી જાતિનો ગણાવાને લાયક ઉતરે છે આમ માટી દળીને તેના કટકા બનાવવામા રહેલી ભૂલમા તેને આકાર આપવાના યત્રમા પાછી બીજી વધારાની ભૂલ ઉમેરાય છે. તેના ઉપર જ્યારે રગ થાય છે ત્યારે તે સરખો ન લાગવાને પરિણામે ત્રીજી ભૂલ ઉમેરાય અને આર્થિક નજરે આને સફળ કરવાનો હેતુ ન હોવાથી કોઈ આના ઉપર ધ્યાન આપતુ લાગ્યુ નહિ ઓફિસમાં થતી નોકરીના ધોરણે કારખાનુ ચલાવીને તેને આર્થિક દ્રષ્ટિએ સફળ કરવુ હોય તો બધા જ કારખાના સરકારે ચલાવવા જોઈએ એટલુ જ નહિ

પરંતુ બહારથી થતી માલની આવકને અટકાવવી જોઈએ: વિજળીના Insulators એટલા બધા ઉત્તમ પ્રકારના બનતા ન હતા છતાં એની કિંમત મને તો ખૂબ જ આકરી લાગી.

બેંગલોરનું એક મોટું આકર્ષણ સમસ્ત હિંદને માટે ઉપયોગી થઈ શકે એવું અહિંનું ટાટા રીચર્સ ઇન્સ્ટીટયુટ છે. આ સંસ્થાની શકયતાઓ ઘણી મોટી છે. સોયાબીનમાંથી દુધ બનાવવાનો પ્રયોગ અહિં જોયો અને બીજી અનેક દીશામાં થતા પ્રયોગો વિશે સાંભળ્યું. થોડા સમયમાં જોવાય એવી આ સંસ્થા નથી. આપણે ત્યાં ભૌતિક શાસ્ત્રો વિશે એટલુ બધું અજ્ઞાન છે કે એના થોડા ઘણા જ્ઞાન વગર આ સંસ્થા જોવા જનાર વ્યક્તિ નિરાશ થાય તો નવાઈ નહિ. પરતુ ભૌતિક વિદ્યાનું એ અજ્ઞાન જ આવી સંસ્થાને ઉલટી વધારે આવશ્યક અને ઉપયોગી બનાવે છે. ખાવાની વસ્તુઓ પર પ્રયોગો કરવા માટે અહિં પહેલી અજમાયશ ઉંદરો સસલાઓ વગેરે પ્રાણીઓને રાખીને તેમના પર પ્રયોગ કરવામાં આવે છે. સોયાબીનમાંથી બનતું દુધ અહિંની સંસ્થા ગામના અનાથાશ્રમને, ક્રિશ્ચીયન મીશનને તથા કેટલીક મ્યુનિસિપાલીટિની નિશાળોને પુરૂં પાડે છે.

અહિં ગુજરાતીઓ સારી સંખ્યામાં વસે છે એમ સાંભળ્યું. પરંતુ ગુજરાતી સમાજને જોવાનો અહિં મને પ્રસંગ મળ્યો નહિ. પરંતુ મોટે ભાગે બે ભાગમાં અહિંનો ગુજરાતી સમાજ વહેંચાયલો લાગ્યો. એક સાધારણ નોકરીઆત વર્ગ એટલે કે વેપારી પેઢીમાં નોકરી કરનાર વર્ગ અને બીજો ધનિક વર્ગ. અહિં રહેનારા ગુજરાતી પરસ્પર બહુ સંપર્ક સાધતા હોય એમ લાગ્યું નહિ અને ધનિક વર્ગમાં તો કદાચ પરસ્પર મળવાનું થાય તો પણ પોતાનો ધંધો કે ધન એ સિવાય વાત કરવાનો બીજો વિષય પણ મળતો હોય એમ લાગ્યું નહિ. કાં તો બજાર, રૉ મટીરીયલ, ભાવતાલ, નફો નુકશાન અથવા તો કારનો મેઇક, રેડીયોની જાત, કાપડની ફેશન એ વિષયો બાદ કરતાં બીજા વિષયો એમને શોધવા પડે એમ મને લાગ્યું.

## મા ઇ સો ર

બેંગલોરે રહેવાનુ થયુ તે દરમિયાન નક્કી કર્યું હતું કે જો શનિ રવિવાર સુધી રહેવાનુ થાય તો માઈસોર જઈ આવવુ, કારણ કે શનિ અને રવિવાર વૃંદાવનમાં–વિજળીના દીવાઓ લોકને માટે ફુવારાઓ રૂપે પ્રગટાવવાનો નિયમ છે. એટલે રવિવારે સવારે બેંગલોરથી નીકળીને બપોરે માઈસોર પહોચી ગયો આખો રવિવાર માઈસોર ગાળીને સોમવારે સવારે હુ પાછો બેંગલોર આવી ગયો. રસ્તામાં જતાં માઈસોરની આગળ શ્રીરંગાપટ્ટમ્ એટલે કે મા ઇ સો રની જૂની રાજધાનીનુ શહેર આવે છે. હવે તો એ માઇસોર શહેરનુ જરા દૂરના પરા જેવું થઇ ગયુ છે બેંગલોરથી માઈસોર વચ્ચેનો પ્રદેશ ખૂબ સુંદર લાગ્યો અહિં પણ ફરીને મને કાશ્મીરની યાદ આવી રસ્તામાં થોડે થોડે અંતરે નદીઓ, વહેળાંઓ અને કેનાલો આવ્યા જ કરતાં હતાં. અને ખૂબી તો એ હતી કે દિલ્હીથી અમદાવાદ વચ્ચે જતા રજપૂતાનાના પ્રદેશમા જમીન અને ટેકરીઓ જાણે સૂર્યના તાપથી બળીને ખાખ થઈ ગઇ હોય તેવી શુષ્ક અને વનસ્પતિ વિનાની હતી ત્યારે અહિ જમીન લીલી હરિયાળીથી હસતી હતી એટલુ જ નહિ પરતુ ટેકરીઓ પણ લીલોતરીથી છવાઈલી અને તેથી સુદર દેખાતી. અહિનુ હવામાન પણ સમશીતોષ્ણ લાગ્યુ અને માઈસોર પહોચ્યા પછી ચામૂંડા હિલ્સ પર રાત્રે ગયા ત્યારે માઇસોરના લોકો ધેટાં કેમ પાળે છે તેની સમજૂતી મને તે વખતની ઠંડીની ચમકમાથી મળી. રેલ્વેમાથી પણ જે કસ્બાઓ દેખાતા હતા તે ઘણા સારા અને સારી સ્થિતિમાં હતા. બેંગલોર અને માઇસોરને જોડનાર મોટરનો સરસ રસ્તો છે. માઈસોર શહેરના રસ્તાઓ ઘણા સુંદર છે. અહિની અસલ હિંદ

વસ્તી મને કાઈક નરમ લાગી અને મુસ્લીમો લઘુમતિ હોવા છતા વધારે જોમવાળા દાદાગીરી કરનારા લાગ્યા સ્ટેશનની પાસે જ સૌથી છેવટની અદ્યતન રૈલિમા બાધેલુ માઈસોર રેટવેનુ મકાન છે અદરથી કદાચ સગવડવાળુ હશે પરતુ મને એ એટલુ બધુ સુદર લાગ્યુ નહિ સામે હોસ્પીટલના બે મકાનો પણ મોટા હતા તે બધે રાજ્ય તરફથી હોસ્પીટલો હોય છે તેવા જ લગભગ હતા બાકી એ આલિશાન મકાનોમા ડાકટરો દર્દીઓની સારવાર કેવી રીતે કરે છે અને જનતાને દવા કેવી અપાય છે એ તો અનુભવથી જ કહી શકાય અહિ આર્ટ અને ક્રાફ્ટ એકઝીબીશન અને શાળા તરફથી એક સ્થાયી દુકાન રાજ્ય તરફથી ચલાવાય છે એમા માઈસોરમા બનતી ખાસ કરીને રાજ્ય તરફથી જેને ઉત્તેજન આપવામા આવે છે તેવી વસ્તુઓ એકી વખતે જોઈ શકાય એ હેતુથી એ દુકાન ચલાવાય છે અહિ પણ જે વસ્તુઓ રજુ થઈ હતી તેની કિંમત મને તો ઘણી જ આકરી લાગી એવી ને એવી લાકડાની મૂર્તિઓ ખાનગી કારિગરો પાસે ત્રીજા ભાગની કિમતે અને બહુ બહુ તો અડધી કિમતે કરાવી શકાય એમ મને લાગે છે એટલે કળા શાળાઓ વિશે એમની અવ્યવહારૂ કાર્ય પદ્ધતિ અને ઉંચી કિમતોની માગી ફરિયાદ અહિ તો મને પણ વ્યાજબી લાગી

માઈસોરમા મારે ઉતરવાનુ એવી રીતે થયુ કે તેથી મને બે ત્રણ લાભ પણ અગવડો સાથે થયા બેગલોરના એક સીનેમાના માલિકનો સીનેમા અહિ હતો તેનો મેનેજર અને બીજા નોકરો જયા કામ કરતા હતા તેવા એમના શેઠના એક ભાવિ ઘરમા મારે ઉતરવાનુ હતુ મતલબ કે મદ્રાસી મેનેજર અને એક બે બીજા ત્યાના પુરુષ નોકરો સિવાય એ ઘરમા કોઈ નહિ હતુ પરિણામે એ ઘર ઓફીસ પણ હતુ, ગોડાઉન પણ હતુ અને સીનેમા થીએટરના નોકરોને સૂવા બેસવાનુ સ્થાન પણ હતુ સારી રીતે રખાય તો એ ઘર મધ્યમ વર્ગના કુટુબને માટે સારૂ ગણાય તેવુ હતુ પરતુ આ બધો ઉલાળીયો પુરૂષ વર્ગ

એ ઘર નો સુશોભિત તો દૂર રહ્યું પણ સ્વચ્છ પણ ભાગ્યે રાખી શકતો હતો. પાછલા ભાગમા નાનો સરખો વાડો હતો તેમાં એ સેપ્ટીક ટેકના સડાગો હતા. પરતુ ઉપર છાપરૂં ન હોવાને લઈને અને બેદરકારીથી તેની અદર પણ પાંદડા, સૂકાઇ ગયલા ફૂલો અને કચરો વગેરે એકત્ર થયું હતુ. આમ ચારે તરફ મકાનોની વચ્ચેની ભીડાભીડમા પણ આ નાના સરખા વાડામાં નાળીયેરી અને જામફળી મહિયારીઓની પેઠે સાથે ઉગી નીકળી હતી અને મે જોયુ કે જામફળીના ઉપર લગભગ અર્ધ મણ જેટલા જામફળ તૈયાર થતા હતા નાળીયેરી ઉપર પણ નાળીયેરો બેઠા હતા. પરતુ અહિં કોઇને પ્રકૃતિ જે ઉદારતાથી પોતાની પેદાશ આપતી હતી તેનો લાભ લેવાને કે તેને જોવાની પણ પુરસદ નહતી. શહેર વચ્ચે પ્રકૃતિની એ ઉદારતા જાણે બેદરકાર માનવતાના ઉપર વરસીને અફળ જતી હતી અને આપણે બધા રોજ છાપાઓમા ખોરાકની તગી વિશે ફરિયાદો વાંચીએ છીએ. એટલુ સારૂ છે કે આ પ્રકૃતિની ઉદારતા છેકજ નિષ્ફળ કે વધ્ય નિવડતી નથી કારણ કે મે જોયુ કે ખિસકોલીઓ આવીને એ જામફળનો સારો લાભ લેતી હતી અને ઉપયોગ કરતી હતી. જ્યા પૈસા એજ માનવના જીવનનુ મુખ્ય ધ્યેય બને છે ત્યાં એની દૃષ્ટિ કેટલી બધી સંકુચિત અને અન્ય સઘળી વસ્તુઓ પ્રત્યે તેથી અધ બને છે કે સુઘડતા, સ્વચ્છતા, આરોગ્ય, પ્રકૃતિની કદર એ સઘળુ ભૂલાઇને પૈસા, વધારે પૈસા, એજ જાણે જીવનનુ પરમ ધ્યેય બની રહે છે અહિં રહ્યા પછી બેંગલોરના એક મિત્રે સલાહ આપેલી કે માઇસોરમાં હોટેલમા રહેવાથી તમને વધારે સગવડ મળશે એ એમનુ કથન મને પછીથી સાચું લાગ્યુ. મોર્ડન કાફે અને ચામુડેશ્વરી ભવન માઇસોરમા સારી હોટલો ગણી શકાય તેવી છે.

લગભગ બપોરના ત્રણ વાગે ટેક્ષી ભાડે કરીને બધી જગ્યાઓ જોવા જવાનુ ઠરાવીને પહેલ વહેલાં શ્રીરગાપટ્ટમ તરફ નીકળ્યા પણ તે પહેલાં ચિત્રશાળા જોઇ લેવાનુ યોગ્ય ધારીને

બની શકે તેટલાં ધ્યાન પૂર્વક આખો ચિત્રસંગ્રહ જોયો. આ રાજાઓના ચિત્રસંગ્રહોમાં કાંઈ વ્યવસ્થા જેવું જણાયું હોય તો ત્રિવેન્દ્રમના ચિત્રાલયમાં જોવામાં આવ્યું હતું. માઈસોરનો ચિત્ર સંગ્રહ, સંગ્રહ તરીકે નિઝામના ચિત્ર સંગ્રહ કરતાં ચઢીયાતો છે, પરંતુ ચિત્રોને એવી અવ્યવસ્થિત રીતે રાખવામાં આવ્યા છે કે એની અસર કે એનો લાભ જોઈએ તેટલા પ્રમાણમાં થતો નથી. માઈસોરના રાજ્યવંશના પૂર્વજોનાં ચિત્રો દરબારના અને સ્વારીનાં ચિત્રો શુદ્ધ કળાના ચિત્રો જોડે સેળભેળ કરી નાંખવામાં આવ્યા છે અને વચમાં વચમાં કોઈ વાર વિશિષ્ટ વ્યક્તિનાં ચિત્રો પણ ગોઠવાયા છે જાણીતા ચિત્રકારોમાંથી અહિં પહેલીજ વાર મેં વીરેશ્વરસેનના સુંદર હિમાલયના ચિત્રો લગભગ ૫૦ જેટલાં નાનાં કાર્ડ પર ચિતરેલા જોયા. વીરેશ્વર સેનની કળાની આ પર્વત આલેખનારી પ્રવૃત્તિ મેં પહેલીજ વાર જોઈ અને એમણે પોતાનું કામ આટલું સફળતાથી કર્યું. છે તે જોઈને ઘણો આનંદ થયો. જાણે હિમાલયના એ નિરવ રંગના સૌંદર્યથી ઉભરાતા પ્રદેશોમાં હું પણ ચિત્રમાં ઉડતાં પંખીઓની પેઠે સાક્ષી રૂપ હતો એમ મને લાગ્યું. સૌથી ઉંચો અને બરફથી ઢંકાયેલો પર્વત હોવા ઉપરાંત હિમાલય આટલા બધા રંગની સમૃદ્ધિવાળો પર્વત છે એ વીરેશ્વર સેન અને નિકોલસ રોરીક જેવાનાં ચિત્રો જોવાથીજ આપણને સમજાય છે. માઈસોર તળના વ્યંકટપ્યાનાં ચિત્રો પણ અહિં પહેલી વાર જોવા મળ્યા અને એમના ચિત્ર અને સંગીતની પ્રતિભા વિશે જે સાંભળ્યું હતું તે સાચું હોવું જોઈએ એમ તેના ચિત્રો જોતાં મને લાગ્યું. વડની આજુબાજુ એક ચોતરા પર સાયંકાળે કોઈ દેવની પૂજા માટે પ્રગટાવેલા દીવાવાળું ચિત્ર ઘણું જ અસરકારક અને આયોજનની દૃષ્ટિએ પણ ધ્યાન ખેંચે એવું છે. પ્રમોદ ચેટરજીના ચિત્રો પણ હતાં. નિકોલસ રોરીકનાં પણ પાંચ છ ચિત્રો મેડા ઉપર મૂકવામાં આવ્યા છે, તેમાંના ત્રણ મને ઘણા પસંદ પડ્યા. ગગનેંદ્રનાથ ટાગોરના અને શાંતિનિકેતનની ચિત્રશાળાના ચિત્રકારોનાં ચિત્રો

પણ અહિં જોવા મળ્યા. એક તૈલ ચિત્ર જેમાં એક સ્ત્રી દીપકને પોતાનાં વસ્ત્રના છેડા વડે ઢાંકીને લઈ જતી દર્શાવી છે તે બે બારણા વચ્ચે એવી રીતે મૂકવામાં આવ્યું છે તથા દીવાનાં તેજની અસર એનાં મૂખ પર તથા શરીર પર એવી તો હુબહુ આલેખાયલી છે કે ઘડીભર કોઈ જીવતી સ્ત્રી ખરેખર ઉભી હશે એવો ભાસ જોનારને થાય. ચિત્રશાળા સાથે બીજી વસ્તુઓનો પણ સંગ્રહ જોઈ શકાય છે. તેમાં સુખડ હાથીદાત વગેરેનાં કોતરકામ, દીવાઓના વિશિષ્ટ પ્રકારો, જૂની વિલાયતી ઘડીયાળ, લગભગ curio તરેહવારની કહી શકાય એવી વસ્તુઓનો સંગ્રહ પણ હતો. સૌથી ઉપલા મેડે સંગીતના વાજીંત્રોનો પણ એક સંગ્રહ જાહેર જનતા માટે મૂકાયો છે. સંગીતના કેટલાક વાદ્યો હાલમાં પ્રચારમાં નથી તેવા પણ ત્યાં જોવા મળે છે. એકંદરે માઈસોરનું ચિત્ર સંગ્રહ મને ગમ્યું.

ત્યાંથી અમે શ્રીરંગાપટ્ટમ એટલે માઈસોરની પ્રાચીન રાજધાની અને કિલ્લો જોવા ગયા કાવેરી નદીના પાણીને આ કિલ્લાના રક્ષણ માટે વાળીને ખાડીના રૂપમાં લીધું છે. માઈસોરથી શ્રીરંગાપટ્ટમ જતા પણ રસ્તામાં બે ચાર વાર ભૂરા પાણીથી ભરેલી નહેરો જોવામાં આવી. અને માઈસોર રાજ્યે પોતાના આ પ્રકૃતિ દત્ત અમૂલ્ય ધન રૂપ પાણીનો કેટલો સરસ ઉપયોગ કર્યો છે તે હું જોઈ શકયો. શ્રીરંગાપટ્ટમમાં જતા પહેલા ટીપુનો રોજો જોવા માટે અમે ગયા. કાળા ચળકતા પથરાના થાંભલાઓ વાળી અને ઉપર મોટા ડોમવાળી આ ટીપુની કબર તથા તેની આજુ બાજુનો બાગ માઈસોર રાજ્ય ઘણી સારી સ્થિતિમાં રાખે છે. હૈદરઅલી અને તેની પત્નીની કબર પણ અહિં છે. બહાર ઓટલા પર ટીપુના નિમકહલાલ સેનાનાયકો જેઓ શ્રીરંગાપટ્ટમ પાસે એની સાથે લડતા લડતા ખપી ગયા હતા તેમની કબરો પણ અહિં ચણવામા આવી છે. સરૂ અને હરિયાળી તથા આંબાનાં ઝાડ આજુબાજુના બાગને બહુ જ ઓછા પ્રયત્ને સુંદર રાખતા હતા. ટીપુની કબરથી દરિયામહેલ તરફ જતાં રસ્તામાં પ્રાચીન

શહેરનાં ખંડિયેરો જોવામાં આવે છે અને અહિં જે આજુબાજુ ટેકરા ટેકરીઓ છે ત્યાં ખોદકામ કરતા કદાચ વધારે પ્રાચીન સમયના અવશેષો મળી આવે એવો સંભવ પણ છે. દરિયા મહેલ ખરૂં જોતાં એક નાનું સરખું સારી બાધણીનું ચારે બાજુથી ખુલ્લુ મકાન છે. એની ભીંતો ઉપર તે સમયનાં પ્રાસંગિક ચિત્રો ચિતરેલાં છે. એ બધું સો વરસથી વધારે જૂનુ હોય એમ લાગતું નથી. દરિયા મહેલમાં પ્રવેશ કરવાનાં બારણાઓ અને છતો પર પુષ્કળ સુશોભનો કરવામાં આવ્યા છે અને સોનાના રંગના વરખોની પશ્ચાત્ ભૂમિની અસર એકદરે ઘણી સારી થાય છે. ટીપુના મંત્રી સીદીક હસન જ્યાં જ્યાં ચિત્રોમા છે ત્યાં ત્યાં એનાં ચિત્રને કોઈ મુસ્લીમ અનુનીએ કલકિત કર્યું છે. અંગ્રેજોની સામેની ચઢાઈનો ચિતરેલો દેખાવ મુસ્લીમોની સાહજિક બડાશ ભર્યો તો લાગે છે તો પણ તે વખતના લશ્કરોની સ્થિતિનો ખ્યાલ પણ રજુ કરે છે. નિઝામ સાથે હૈદરઅલીનો મેળાપ પણ ચિત્રમાં આલેખાયો છે. છતાં એ વખતના બધાએ હિંદુ અને મુસ્લીમ રાજ્યો વચ્ચે જે પરસ્પર અવિશ્વાસ, દ્વેષ અને કુસંપ હતાં તે આવા ચિત્રો આંકવાથી દૂર થઈ શકે તેમ નથી.

દરિયા મહેલથી શ્રીરંગાપટ્ટમના કિલ્લા તરફ ગયા. બહારથી આજે પણ એ કિલ્લો મજબૂત જણાય છે. પરંતુ અંદરના કેટલાક ભાગો પડી ગયલા છે તથા અહિં અને દિલ્હીના કિલ્લામાં દારૂગોળા રાખવાની સવડ એક પ્રકારની હતી એમ લાગ્યું. હજી પણ ફ્રેંચ લોકોએ જ્યાંથી હુમલો કરેલો તે જગ્યા, જ્યાં આગળ ફ્રેંચ લશ્કરે પડાવ નાખ્યો હતો તે કાવેરીના સામે કિનારાની જગ્યા હજી પણ જોઈ શકાય તેવી છે. ફ્રેંચોએ છેવટે ટીપુ સાથે સલાહ કરી અને અગ્રેજો સાથે લડવામાં બનતી છુપી અને પ્રગટ મદદ આપવાને પણ પ્રયાસો કરેલા. જ્યાં આગળ અગ્રેજ લશ્કરે પહેલ વહેલો કિલ્લો તોડયો હતો તે જગ્યા પણ હજી જોઈ શકાય તેવી છે. ટીપુના આ કિલ્લામાં કેદખાનું પણ તેણે બનાવ્યું હતું. અહિં અમને એક નિશાળ કે કોલેજમાં ભણતો વિદ્યાર્થી મળી ગયો,

જેણે ભોમિયાનું કામ વધુ સુંદર રીતે બજાવ્યું અને મને ઘણી ચોક્કસ માહિતીઓ પૂરી પાડી. આ કેદખાનામાં ટીપુએ ૪૨ અંગ્રેજ ઓફિસરોને કેદ કર્યા હતા, કર્નલો અને મેજરોને કેદ કર્યા હતા, જેમાંના ૧૩ મરી ગયલા એમ કહેવાય છે. અહિં એમને કેદ રાખવાની પદ્ધતિ પણ ખૂબ વિચિત્ર હતી. ભીંતના પથ્થરમાં કાણા કરેલા તેમાં લોઢાની સાંકળ નાંખીને કેદીને હાથે પગે બાંધી લેવામાં આવતા. અહિં કેદ થયલાઓને સીદીકહુસન, ટીપુ અથવા તો એવા બહુ જ ઉંચા અધિકારી વગર કોઇને મળવા દેવામાં આવતા નહિ, કારણ કે ટીપુ પોતાના અધિકારીઓ અને સિપાઇઓની વફાદારી ઉપર કે પ્રજાની વફાદારી ઉપર પણ બહુ આધાર રાખી શકે તેમ ન હતું એ સ્પષ્ટ છે. અને છતાં આ ઓફિસરો ટીપુનાં લશ્કર વિશેની બાતમી બહાર પહોંચાડી શકયા. ખાવાનું આપવા માટે પણ સીદીક હુસન આવતો એમ કહેવાય છે એટલે તેણે જ બાતમી પહોચાડી હશે એવો વહેમ છેક પાયા વગરનો લાગતો હતો. જ્યારે શ્રીરંગાપટ્ટમની લડાઈ થઇ તે દિવસે અંગ્રેજોએ સ્ટેશનની પશ્ચિમ બાજુથી ગ્રેહામની સરદારી તળે અને નિઝામ અને મરાઠાઓએ માઇસોર ગામ તરફથી હુમલો કર્યો. ટીપુએ તેમનો સામનો કરવા માટે પોતાના ઓફિસર પૂર્ણિયાને મોકલ્યો. જ્યારે તે ખાતો હતો ત્યારે ખબર આવ્યા કે અંગ્રેજોએ તોપથી કોટમાં ગાબડું પાડયું છે અને ત્યાંથી એમના સિપાઇઓ અંદર પ્રવેશ કરે છે. ત્યારે ખાવાનું મૂકીને થોડા સિપાઇઓની ટૂકડી લઈ ટીપુ એ પશ્ચિમ બાજુ તરફ ધસ્યો. પણ એટલામાં કોઈ અંગ્રેજ સોલ્જરની બંદૂકથી તે ઘાયલ થયો અને પાણીના દરવાજા તરફ પાછો નાસતો હતો. પાણીનો દરવાજો એટલે જે દરવાજો ઉઘાડ-વાથી કાવેરીનાં પાણી તરફ જઈ શકાય અને જેમાંથી કાવેરીનું પાણી અંદર પણ આવી શકે, ત્યાં આગળ ગોળી વાગવાથી તે પડયો. પણ એનું શબ જ્યાંથી મળી આવ્યું હતું તે જગ્યા હજી બતાવવામાં આવે છે. અને ત્યાર પછી શ્રીરંગાપટ્ટમમાં આવેલો ટીપુનો મહેલ લૂંટાયો હતો [illegible]માંથી પુષ્કળ [illegible] આવ્યું હતું

એમ કહેવાય છે. આજે ત્યાં મહેલ નથી. કદાચ સોલ્જરોનાં ગયા પછી દાટેલા ધનની શોધમાં ત્યાંના જ લોકોએ એ મહેલને પાયા સુધી ખોદયો હોય તો નવાઈ નથી. કોટમાં દાખલ થતાં જ એક મસ્જીદ જોવામાં આવે છે, જેમાં ત્યાંના મુસ્લીમો આજે પણ નિમાજ પડે છે. એ ટીપુની બંધાવેલી હતી એમ કહેવાય છે. ત્યાંથી એક કે બે ફર્લાંગ દૂર શ્રીરંગમનું મંદિર આવેલું છે અને તે ટીપુના વખતમાં પણ સુરક્ષિત રહ્યું હતું એ હકિકત એના કહેવાતા ઝનૂન કે ધર્માંધપણાની વિરૂદ્ધ જાય છે.

આમ એક રીતે માઈસોરના, જુવાન, સ્વતંત્ર મીજાજી, કાંઈક નવું કરવાના ખ્યાલવાળા ટીપુને ફ્રેંચો સાથે સંધિ કરતો અને અંગ્રેજોને હિંદમાંથી કાઢવા પ્રયત્ન કરતો, ત્રણ સત્તાઓથી ઘેરાયેલો અવ્યવસ્થિત રાજ્યકારભારવાળો અને અવિશ્વાસુ અધિકારીઓને લીધે અસહાય ટીપુ દરિયા મહેલની હવા ખાતો, શરાબ અને બીજી જીવનની વાસનાઓ તૃપ્ત કરતો, શ્રીરંગાપટ્ટમના કિલ્લામાં છેવટ સુધી લડતો અને ત્યાં મરણ પામ્યો, પછી થોડે દૂર દટાયો ત્યાં સુધીનું જાણે એનું જીવન આ માઈલ દોઢ માઈલના વિસ્તારમાં આપણી આગળ કલ્પનામાં નેત્ર સમક્ષ પસાર થઈ જાય છે. અને પેલા ગુજરાતી કવિએ ઈતિહાસની આરસી લખેલું તેવી કાંઈ ભવ્ય ચિંતક મનોદશામાં અમારી કાર કન્નમવાડી ડેમ તરફ વેગપૂર્વક ઉપડી ગઈ.

સાંજની હવા મોટરની ગતિને લીધે બહારના માણસને જરા વધારે ઠંડી લાગે એવી હતી. અમે જતા હતા તે રસ્તો અને એ રસ્તા ઉપરથી જોઈ શકાતા બધા રસ્તાઓ ઘણી સારી સ્થિતિમાં હતા અને પાણીની નહેરો ઠેર ઠેર વહેતી હતી કન્નમવાડી આગળ કરેલો કાવેરીનો બંધ આવ્યો. અમારે જોવાની જગ્યા પણ આવી ગઈ. બંધ ઉપર જે સ્લુસ છે તે ઇલેક્ટ્રીકસીટીથી ચાલે છે અને એ પૂલ જેવા બંધ ઉપરથી કાવેરીનું બન્ને બાજુનું દ્રશ્ય ખૂબ સુંદર છે. ખાસ કરીને જે બાજુ પાણી અટકાવેલું છે તે બાજુ તો ઘણી જ રમણીય છે. બીજી બાજુ પાણીનો ભૂરો

રંગ સાંજના સમયે એક વિશાળ જળ સાગરના જેવું દ્રશ્ય કાવેરી નદી ધારણ કરે છે. કાવેરી નદી છે, એ તો જ્યારે બંધની બીજી બાજુ એના બે ત્રણ વહેળાઓને વ્યવસ્થિત રીતે આ બંધ છુટા કરે છે ત્યારે જ આપણને લાગે છે. જે બાજુ રોકાયલી કાવેરી નદીના વહેણને છુટા કરવામાં આવે છે ત્યા એ વહેણનાં પ્રપાતને નિયત કરી પાણીના જૂદા જૂદા કુવારાઓ જુદી જુદી ઉંચાઈએ ગોઠવ્યા છે જેથી કરીને બંધથી પ્રતિરૂદ્ધ કાવેરી પોતાનો પ્રવાહ મુક્ત થતાં કવિવર ટાગોરના ' નિર્ઝરેર સ્વપ્ન ભંગ ' કાવ્યની પેઠે પોતાની મુક્તિનું ગાન ગાતાં આનંદના ફુવારાઓ ઉડાડતા ઉડાડતા સાંજે વીજળીની વિવિધ રંગની જ્યોતિના કિરણો જોડે ખેલતા અને ઇંદ્રધનુષ્ય કરતાં યે વધારે રંગોની અને જળની લીલા ઉત્પન્ન કરતા આ જગ્યાનું વૃંદાવન નામ સાર્થક કરે છે. ફુવારા રૂપે વ્યવસ્થિત કરેલ આ વૃંદાવન બે ભાગમાં વહેંચાયલું છે અને બન્ને ભાગોના ફુવારાઓ જુદી જુદી ઉંચાઇએ ઉડે છે. પ્રત્યેક લેવલ–અધિત્યકા ઉપર જુદા જુદા આકારમાં પાણીના ફુવારાઓ બદલાતા દબાણ સહિત ઉડે છે, આ વીજળીની જ્યોતિની આંખો ઉઘાડવાનું અને દેવાનું તથા પાણીના ફુવારાઓને છોડવાનું અને બંધ કરવાનું કામ આપો આપ થયા કરે એવી વ્યવસ્થા છે. વળી એક રંગની જ્યોતિના કિરણો પાણીના ફુવારાના શિખરો જોડે મળતાં તેનું પૃથક્કરણ થઇને સામેથી આવતા બીજા રંગના જ્યોતિનાં કિરણો જોડે મળવાથી જુદા જ રંગની લીલા થાય છે અને દ્રષ્ટાને શંકા થાય છે કે આ તે પાણીનો ફુવારો છે કે વિદ્યુતના જ્યોતિનાં કિરણોનો. વર્તુળાકાર, ઈંગકૃતિ, ચતુષ્કોણ, લંબચોરસ એમ અનેક આકૃતિઓમાં પણ આ જળ અને જ્યોતિલીલા સર વિશ્વેશ્વરૈયાની સર્જક કલ્પનાએ અહિ ઉભી કરી છે અને ખળ ખળ કરતાં દશ ફુટ નીચે ઉતરતા પાણીના પ્રવાહ આગળ જે જાંબુડા રંગ દેખાય છે તેની પાસે મૂકેલ કૃષ્ણ અને રાધાની સંગેમરમરની મૂર્તિઓ આ આનંદ ધામને રાત્રિના વખતે એક પ્રકારની અપા-

થીંવતા અર્પે છે આજુ બાજુનો બાગ પણ અને તેમાં મૂકેલા વિજળીના દીવાઓ પણ ખૂબ કાળજીપૂર્વક અને એ અપાર્થિવ અસરને ઘેરી કરવા માટે બુદ્ધિપૂર્વક ગોઠવાયલા હતા એમ મને સ્પષ્ટ લાગ્યુ. ખાસ કરીને જ્યાંઆગળ આ બન્ને સામ સામી બાજુએથી આવતાં નિર્ઝરો ભેગાં મળીને ,જળ અને જ્યોતિનાં કિરણોનાં મિશ્રણની રગ લીલા પગથિયે પગથિયે ઉતરીને સમાપ્ત કરી નાની નાની લહેરીઓ વાળા એક તળાવનુ રૂપ ધારણ કરે છે ત્યાં આગળ એ બાજુ વહેચાઈ. ગયલા વૃંદાવનની વચ્ચે દૂર શાંત પાણીમાં એક ઉચા ફુવારાની સેર ઉચામાં ઉચી ઉડી રહી. હતી અને તેની સામે લોઢાના એક મજબૂત સ્ટેન્ડમાંથી સફેદ વિધુતની જ્યોતિ નાંખવામાં આવી હતી જેથી તે આખો ફુવારો આલોકિત થઇ ઉઠતો હતો હતો અને કાવેરીનાં મુક્તિનાં અટ્ટહાસ્ય જેવા અવાજ સહિત નીચે પડતો હતો.

પરતુ મારે અહિ કબૂલ કરવું જોઈએ કે વૃંદાવનની બે બાજુથી કાવેરીનાં ઝરણાઓનાં પ્રપાતને જ્યોતિર્મય ફુવારાના રૂપમા અહિ જોયાં .તેની એટલે કે તેનાં સૌંદર્યની જે અસર થઇ એના કરતાં અનેક ગણી વધારે અસર આ લગભગ પોણા માઈલ લાબો અને લગભગ સો ફુટ ઉચો કુદરતી પર્વતની ઢાલ જેવો આ પ્રચંડ બંધ જેને બાંધતા ૨૧ વર્ષો લાગ્યાહતા તે જોતા થઈ. એ બધ અને એની રચના તથા એ આખી યોજનાના મૂળમા રહેલ સર એમ. વિશ્વેશ્વરૈયાની સર્જક કલ્પના મને વધારે ઉન્નત અને એક દૃષ્ટિએ વધારે સુંદર પણ લાગી. વૃંદાવન તો એની ભવ્યતાની એક કલા હતી! કાવેરીનાં મુક્ત અને સ્વચ્છંદી જળ પ્રવાહને રોકવાની કલ્પના અને એ કલ્પનાને સફળ રીતે કર્મમાં પરિણત કરવા માટે આવશ્યક હિમત, વ્યવસ્થા શકિત અને ધીરજ અને એ દ્વારા પ્રતિત થતી એક આધુનિક હિંદીની પ્રતિભા મને એ બધમાં મૂર્તિમંત થતી લાગી કોઈ પરદેશીએ આ કામ સાધ્યુ હોત તો એને સર વિશ્વેશ્વરૈયાને મળ્યુ છે તેના કરતાં વધારે માન મળત અને લોકગણ એની

કદર આપણી પ્રજા કરે છે તેના કરતા કદાચ વધારે કરત. કાવેરીનાં પાણીની રેલ જ્યા પહેલ વહેલી અથડાય છે ત્યા બધનો ભાગ એવી રીતે બાધ્યો છે કે એના ધક્કાને સહન કરી શકે અને ઉચે જતા જતા બધની દીવાલ જાડી અને સીધી થતી જાય છે અને છતા કોઇ પ્રસગે પાણીની રેલ અસાધારણ વેગ અને પાણીનો જથ્થો લાવે તો તેને મુક્ત કરવા માટે આ પ્રચડ બધના ત્રિકોણ આકાર પાયામા એ પાણીને મુકત કરવાની યોજના પણ રાખવામા આવી છે. બે બાજુથી ભેગા થતા પાણીથી જે તળાવ નીકળે છે તેમા હોડીની સહેલગાહ કરવાની પણ વ્યવસ્થા છે.

વૃદાવનની યોજનામા મને જે એક વસ્તુ ન ગમી તે વૃદાવનની સુંદર નિર્ઝરવાળી ખિણની છેક ઉપર તદ્દન પાસે બાધવામા આવેલી સરકારી હોટેલ છે. અલબત્ત, આ વૃદાવન કૃત્રિમ રીતે ઉભુ કરવામા આવ્યુ છે એ રીતે કદાચ આ કૃત્રિમ હોટેલ પણ અસ્થાને ન ગણાય પરતુ રાત્રિના સમયે જ્યારે બધા ઈલેકટ્રીક લાઈટોના ઉપર શેઈડ નાખીને બધની આ તરફની બાજુ અધારી રાખી કેવળ વિવિધ લાઈટના ફુવારાઓ જ આપણને દેખાય એવી કાળજી રાખવામા આવી છે ત્યારે ઉપરની સપાટી ઉપર આ ઝગમગતા દીવાવાળી હોટેલ અને તે પણ છેક આધુનિક બાધણીની આપણને બહુ બધ બેસતી લાગતી નથી એને જરા દૂર રાખી હોત તો? બાકી ત્યા આગળ આવનારા માટે ખાવાપીવાની અને આરામની વ્યવસ્થા છે તે ઘણી સારી છે એમ કહેવુ જોઇએ હુ આગળ વર્ણવવાનુ ભૂલી ગયો કે આ વૃદાવનની ખીણમા ઉતરવા માટે બધની બાજુમા એક ઢાળ પડતો મોટર જઈ શકે તેવો રસ્તો કરવામા આવ્યો છે જે સીધો સરકારી હોટેલ પાસે લઈ જાય છે અને ત્યા એક કોફી હોટેલ પણ પાસે છે. એની સામે ગોળાકારની અદર પાણીના ફુવારાની સેરો ઉડતી હોય છે જે આપણને વૃદાવનનુ પહેલુ દર્શન કરાવે છે શનિ રવિ વૃંદાવનમા ભીડ થાય છે અને રાતના દશ વાગ્યા સુધી હુ માનુ છુ કે ત્યા આગળ લોકોની ભીડ રહે છે. આવનારા તરેહ તરેહના

લોકોને જોવા એ પણ એક જૂદો જ અનુભવ છે. વળી, અહિં માનવ જાતની ઘણી પ્રજાઓ અનાયાસે એકઠી થાય છે. હજી આપણું હિંદ આંતરરાષ્ટ્રીય રાજ રમતમાં એટલું આગળ વધ્યું નથી, નહિં તો આ જગ્યા એક International aspirage માટે અનેક શુભ હેતુથી કામ કરવું હોય તો આંતર રાષ્ટ્રીય સંસ્કારિતા માટે કેન્દ્ર તરીકે બહુ ઉપયોગી થાય તેવું છે.

આ જગ્યાનું અસલ નામ હું માનું છું કે કન્નનવાડી છે. કન્નન એ તામિલમાં કૃષ્ણનું લાડકું નામ છે. જેમ હિંદી અને ગુજરાતી કનૈયો અને કહાન છે તેમ. આને વૃંદાવન કહેવામાં આવે છે એ અર્થમાં સાર્થક છે કે વૃંદાવનનું વર્તમાન કલ્પનામાં જે સ્થૂલ સ્વરૂપ આવી શકે છે તેમ છે તેને તે રજુ કરવાનો પ્રયત્ન કરે છે. એટલે કે અહિનાં વાતાવરણમાં પ્રાણની આહલાદકતા છે, નિશ્ચિંતતા છે, પ્રકૃતિની રમણીયતા છે અને આ જગ્યા વૃંદાવન એટલે પ્રભુ પ્રત્યેના પ્રેમનો આનંદ અનુભવવાનુ સ્થાન. પ્રભુ સાથે પ્રેમના વિવિધ સંબંધો સ્થાપન કરવાનું સ્થાન અને એ સંબંધોને સાર્થક કરવાની જગ્યા એ અર્થમાં તો આ જગ્યા વૃંદાવન નથી એમ કહેવું જોઇએ. કોઈ કહે કે આ પાર્થિવ જગત ઉપર જો શ્રી કૃષ્ણ ફરીને પ્રગટે અને આધુનિક સમયમાં વૃંદાવન સર્જે તો હું કબૂલ કરૂં કે તેનાં સ્થૂલ સ્વરૂપનાં કેટલાંક અંગો આ વૃંદાવન પૂરા પાડી શકે. પરંતુ એ તો એક અજાણી કલ્પના જ ને! કોને ખબર છે કે આધુનિક સમયનો શ્રી કૃષ્ણ એવું વૃંદાવન સર્જે જે આ કન્નમવાડીનાં વૃંદાવન કરતા સ્થૂળ અને સૂક્ષ્મ બન્ને તત્ત્વોમાં કયાં યે ચઢી જાય. મને લાગે છે કે એ કાર્ય આપણે એવા યુગ પુરૂષને જ સોંપવું જોઈએ. બાકી સર એમ. વિશ્વેશ્વરૈયાની ભવ્ય પ્રતિભામાંથી પ્રગટ થયેલ આ બંધ પોતે ભવ્ય છે અને આ વૃંદાવન સુંદર છે. હિંદના અનેક સૌંદર્ય ધામોમાંનું માનવ સર્જેલ આ એક સૌંદર્ય ધામ છે.

અહિંથી સીધા અમારે ચામુંડાની ટેકરી જોવા જવાનું હતું. માઈસોર શહેરની પાસે જ આ ટેકરી ઉપર રાજકુટુંબની કુલદેવી

ચામુંડાનું સુંદર મંદિર છે અને તેને માઇસોર રાજ્યમાં સોંઘી તૈયાર થયેલી વિજળીના દીવાઓ વડે વિભુષિત કરીને એક અર્ધ-ચંદ્ર આકારની દીપકથી આલોકિત આકૃતિ બને છે તેની અસર રાત્રે ઘણી સુંદર દેખાય છે. પ્રથમ દર્શને એવો આભાસ થાય કે જાણે એ ટેકરી ઉપર જતો સીધો રસ્તો છે અને તેના પર આ દીવાઓ દરરોજ પ્રગટે છે. પરંતુ હકીકતમાં એ દીવાઓ શોભા ખાતર ખાસ મહેનત લઇને મૂકાયા છે અને મંદિર અને રાજ્ય મહેલનો ભાગ બાદ કરતાં બીજા કોઈ સ્થળને માટે એ ઉપયોગી કાર્ય બજાવતા નથી. શોભા માટે આમ દીવા કરવામાં મને આ જમાનામાં કોઇક વિશેષ સાર્થકતા દેખાઈ. ઉપયોગ માટે તો દીવાઓ થાય છે જ, પરંતુ દરરોજ રાત્રે ચામુંડાની એ અર્ધચંદ્રકાર ટેકરી ઉપર વિજળીના દીવાઓ જોવામાં જે અપ્રગટ આનંદ છે તથા રૂપની પર્યાપ્તતા છે તે એક જૂદી જ તૃપ્તિ આપે છે. ત્યાંથી સીધા ચામુંડાની ટેકરી ઉપર એજ ટેકરીના એક છેડેથી પાછલા રસ્તે થઇને ધીમે ધીમે ઢાળે ચઢવા લાગી ત્યારે ચામુંડાની પેલી તરફ આવી રહેલાં માઇસોર ગામો તથા તેમાં પ્રગટેલા વિજળીના દીવાઓ હું જોઈ શકયો. આખરે લગભગ રાત્રે નવ વાગે અમે ચામુંડેશ્વરી પહોંચ્યા. ત્યાં આગળ પ્રવેશ દ્વારથી ઘણા દૂર કોઇ રાક્ષસની હોય એવી પ્રચંડકાય મૂર્તિ પ્રથમ જોવામાં આવી. કોઈકના અભિપ્રાય પ્રમાણે ચામુંડેશ્વરીનું રક્ષણ કરનાર એક ગણ છે તો બીજા કેટલાક એને ચામુંડેશ્વરીએ વધ કરેલો તે રાક્ષસ છે એમ માને છે. ચામુંડા દેવીનું મંદિર બંધ થઈ ગયું હતું પણ પાસે શિવાલયમાં આરતી થતી હતી તે જોવાનો પ્રસંગ મળ્યો. પરંતુ આ ચામુંડા ટેકરીનું ખાસ આકર્ષણ તો ઉપરથી દેખાતું નીચેનું દ્રશ્ય હતું, ખાસ કરીને રાત્રિના સમયે. અને એ જોવાનુ એ સ્થળેથી ઘણી સારી રીતે બની શકયું. એ ટેકરી ઉપર મહારાજાનો જે મહેલ છે તેની સામે ખુલ્લા મેદાનમાંથી અને થોડા નીચે ઉતરીને છેક એક છેડે જનાર રસ્તા ઉપરથી ઉપરથી દેખાતું માઇસોર શહેરનું અને દૂર દૂર કજ્ઞનવાડીનું દ્રશ્ય ખુબ

સુંદર હતું. હૈદ્રાબાદ, મુંબાઈ અને માઇસોર એ ત્રણે શહેરોમાં ટેકરીઓ ઉપરથી નીચે વિસ્તરેલ વિજળીના દીવાથી પ્રકાશિત શહેર અને પરાંઓ જોવાનો પ્રસંગ મળ્યો તેનો એક સામટો વિચાર કરતાં અમૂક અસર ત્રણેની સરખી હોવા છતાં કોણ જાણે કેમ મને પોતાને એ ત્રણેની અસર જૂદી જૂદી પણ લાગે છે. મુંબાઈની રાત્રિની તેજસ્વિતા જાણે દિવસના સૂર્યના અજવાળા સાથે સ્પર્ધા કરવાનો પ્રયત્ન કરતી લાગે છે. એના દીવા એટલા સમર્થ હોય છે કે મલબાર હિલ ઉપરથી કે કોઈ પણ ઉંચી જગ્યાએથી જોતાં કેવળ દીવા જ નહિ પણ જે જે વસ્તુઓ ઉપર કે જગ્યાઓ ઉપર દીવાનું તેજ પડે છે તે પણ આપણે જોયા વિના રહી શકતા નથી. હૈદ્રાબાદમાં દીવા અને અંધારૂ સેળભેળ થઈ ગયલા હોઈ જ્યાં લીલા અને લાલ દીવાઓ છે તે જ જગ્યાઓ અથવા ચાર મીનાર જેવા નિશ્ચિત આકારના બાંધકામો ઉપર નિશ્ચિત સંખ્યાનાં દીવા ઉપરથી આપણે તેમને ઓળખી પણ શકીએ. પરંતુ માઈસોરમાં આપણી દ્રષ્ટિ જ્યાં વિદ્યુતના દીવાઓ નથી હોતા એવા સપાટ અંધકારમય પ્રદેશ પર જાય છે અને ચામુંડા ટેકરી તળે આવી રહેલ માઈસોરના વિજળીના દીવાઓ જાણે અંધકારના પ્રવાહમાં તરતાં દીવાઓ હોય તેવા દેખાય છે. ચામુંડા ટેકરી પોતે પણ જાણે અંધકારના પુંજ—પુંજીભૂત અંધકાર હોય અને તેના ઉપર ઉભા રહીને આપણે પ્રવાહી અંધકારને નીચે વહેતાં જોતા હોઈએ એવું લાગે છે. છેક ટોચ ઉપરથી જોતાં બધાએ દીવાઓ જાણે વહેતાં અંધકારની સપાટી ઉપર તરતા દેખાતા હતા. એ દીવાઓની તળેનો પ્રદેશ નહિ જેવો જ દેખાતો હતો અને દૂર દૂર કન્નમવાડીના દીવાઓ પણ જાણે કે માઈસોરથી વહેતા અંધકારના પ્રવાહમાં વહી ગયેલાં દીવાઓ હોય તેવા દેખાતા હતા. થોડા નીચે ઉતરીને જ્યારે જોયું ત્યારે વળી જૂદી જ અસર લાગી અને તે એને લઇને કે ઉપરથી જે દીવાઓ એક જ સપાટી ઉપર દેખાતા હતા તે બધા જૂદી જૂદી સપાટી ઉપર જૂદી જૂદી હારમાં વહેંચાઇ ગયલા લાગ્યા. જ્યારે ચામુંડા ટેકરી

ઉપરથી નીચે ઉતરીને માઇસોરના બાગમા થઇને અમે મોટર લીધી ત્યારે કોઈ પણ જીવતુ પ્રાણી એ લાંબા રસ્તા ઉપર અમાગ જોવામા આવ્યુ નહિ. લગભગ ૧૦ વાગ્યા હતા, ઠંડી પણ હતી. એ વખતે બાગની રચના તેના વૃક્ષોની જૂદી જૂદી ડિઝાઇનો અને વચમા થઇને જતા રસ્તાઓ ઉપર થોડે થોડે અતરે બળતા તેજસ્વી દીવાઓ એ આખાની અસર કોઈ પણ માનવની ગેર-હાજરીમા જરા વિચિત્ર પણ લાગી. આખી રાત આ રસ્તા ઉપર આ દીવાઓ આમ બળ્યા જ કરશે એ વિચારે પણ જાણે કોઈ અપાર્થિવ સસ્કાર જગાડ્યો અને ક્ષણભર મને એમ પણ થયુ કે આકાશમા સૂર્ય અને ચદ્ર છે તો માનવ સર્જિત સૃષ્ટિમા દીવાઓ શા માટે નહિ—ભલે પછી તેની ઉપયોગિતા આપણને દેખાતી ન હોય

સાડા દશ વાગે ચામુડેશ્વરી ભવન હોટલમા પહોચ્યા અને મોડુ થયુ હોવા છતા હોટેલનો માલિક સભ્ય હતો એટલે ખાવાનુ મળી શકયુ આ અને મોર્ડન કાફે એ બે માઇસોરની સારી હોટેલો ગણાય એવી છે, જેમા રહેવાની અને ખાવાની બન્ને વ્યવસ્થાઓ મુસાફરોને મળે છે

માઈસોરથી ગાડી નિકળતી હોવા છતા સેકન્ડ કલાસની ટિકિટ મેળવતા તો બહુ મુશ્કેલી નડી નહિ, પરતુ ગાડીમા જગ્યા મેળવવાની ખરેખરી મુશ્કેલી હતી અહિની રેલ્વે ગણત્રી ગણ્યા વગર થર્ડ કલાસની નહિ પણ સેકન્ડ કલાસની પણ ટિકિટો ગણત્રી ગણ્યા વગર આપતા હોય એમ લાગ્યુ છતાં બેસવાની જગ્યા મળી હતી એટલુ વળી ઠીક હતુ બેગલોરથી માઇસોર જતા સાથે એક અમૃતસરનુ ઇવેકયુઇ ( Evacuee ) કુટુબ અમારી જોડે હતુ. જ્યારે પાછા ફરતા એક મુસ્લીમ કુટુબ સાથે મુસાફરી કરવાનો જોગ થયો. થોડા સ્ટેશનો મુસાફરી કર્યા પછી માલુમ પડયુ કે આ જુવાન મુસ્લીમ કોઇ સારી નોકરીમા હશે અને સેકન્ડ કલાસની ટિકિટ મળે કે ન મળે એવી શકા હોવાથી એ વગર ટિકિટે જ સહ કુટુબ બેગલોરની મુસાફરી કરતો જણાયો અને

વધારામાં પુષ્કળ સામાન ડબ્બામાં ભરી ઉતારૂઓને અગવડ આપી તે ઉપરાંત એકાદ સ્ટેશન ગયા પછી જગ્યા પણ વગર ટિકિટે સારી લીધી હતી. માઇસોરથી બેંગલોર પાછા ફરતા ગાડીમાંથી આ પ્રદેશની સુંદરતા જોવાનો ફરીને પ્રસંગ મળ્યો. ટેકરા ટેકરીઓ ખેતરો સઘળા આ જૂન મહિનામાં પણ અહિ રમણીય હરિયાળીથી છવાયલા હતા. માનવ પ્રયત્ન વડે રજપુતાના જેવા પ્રદેશમાં આવી હરિયાળી રાખવી અસંભવિત છે. અને બીજે કોઈ સ્થળે જ્યાં પાણી હોય ત્યાં આવી હરિયાળી ઉત્પન્ન કરવા માટે અને ટકાવવા માટે લાખો કરોડોનો ખર્ચ થાય. સાંજે બેંગલોર પહોંચ્યા ત્યારે રેલ્વે મુસાફરીનું અગવડનું ભાન સ્ટેશન પરની ભીડ જોતાં થયું. એ ભીડનુ વર્ણન આપવું સંભવિત નથી અને એ અગવડનો અનુભવ કોઈને પણ થાય એ ઇચ્છવા જેવું નથી આખા પ્લેટફોર્મ ઉપર ઉભા રહેવાની જગ્યા ભાગ્યે હતી. અને ડબ્બામાંથી નીચે ઉતરીએ તે પહેલાં સામે ચડનારાનો ધસારો અસહ્ય જેવો હતો અને એમાથી સામાન મેં એકલાએ કેવી રીતે કાઢયો, જો કે હતો ઘણો જ થોડો, અને પ્લેટફોર્મ પર ઉતરવાની જગ્યા મને અને સામાનને શી રીતે મળી એ પ્રશ્ન Space Elasticity જિયા રબરના જેવી ખેંચી શકાય તેવી વસ્તુ છે એના પુરાવા રૂપે મને લાગ્યું. સ્ટેશન બહાર નીકળીને જોયું તો માઈસોરથી કરેલો ટ્રન્ક કોલ મારા મિત્રને પહોંચ્યો ન હતો એમ લાગ્યુ. એને માટે કદાચ રવિવાર અને ઘરના નોકરની બેદરકારી જવાબદાર ગણી શકાય. બેંગલોર સ્ટેશન પર લાચ રૂશવતનું જોર ખૂબ જણાયું. રેલ્વેના નોકરો પોતાની સત્તા ઉતારૂઓની સગવડ અને રેલ્વેની સુવ્યવસ્થા માટે વાપરવાને બદલે પોતાની નોકરીને પગાર ઉપરાંત કમાણી વધારવાની એક તક તરીકે વાપરતા હતા. જે સમાજનાં કે દેશનાં જાહેર જીવનમાં સામાન્ય પ્રજાજનની પ્રમાણિકતાનુ ધોરણ આપણામાં અત્યારે છે તેવું જ હોય અને રહે તો તે સમાજ કે તે પ્રજા આંતરરાષ્ટ્રિય જીવનમાં બહુ ઉંચુ સ્થાન મેળવી શકે નહિ એમ મને લાગ્યું. રેલ્વેના નોકરને વધારે આવકની જરૂર છે તેથી

તે આમ જ કરે એ દલિલ મને વજૂદ વગરની અને આપણા પ્રજાકીય ચારિત્ર્યનો દોષ ઢાંકવાના બ્હાના જેવી લાગે છે. રેલ્વેના નોકરોનો પગાર પૂરતો ન હોય તો તેઓ રેલ્વે પાસેથી રીતસર યોગ્ય વધારો માંગી શકે છે. પરંતુ એ સીધો માર્ગ છોડીને રોજના વ્યવહારમાં અને ફરજ અદા કરવામાં લાંચ લેવાની ટેવ પાડવાથી પોતાનાં અંતરને હાનિ થાય છે એ તો એક લેખે અંગત પ્રશ્ન ગણી શકાય પરતુ એથી જનતાને ઉપયોગી એવા રેલ્વે ખાતાની વ્યવસ્થામાં એને લઈને કેટલી શિથિલતા દાખલ થાય છે, નિયમોના પાલનમાં કેટલી મંદતા આવે છે એ પ્રશ્નો જાહેર હિતને લગતા બને છે. વળી સાધારણ માણસને લાંચ આપીને ગેરકાયદેસર પોતાનું કામ કઢાવી લેવાની ટેવ પડે છે એ નુકશાન તો આપણી આખી પ્રજાનાં માનસને થાય છે. ઇંગ્લાંડમાં એ પ્રમાણે ટ્રામ કે રેલ્વેના નોકરને લાંચ આપનારના ઉપર કેસ ચાલે યા તો તેનું અપમાન થાય—અલબત્ત છેલ્લી લડાઈ પૂર્વેના ઈંગ્લાંડની આ વાત છે. વળી ત્યાંની જાહેર જનતા પણ એવા માણસનું વર્તન સહેલાઈથી સાંખી લેતી નથી. એવા પ્રસંગો બને છે ત્યારે સામાન્ય નાગરિક જાહેર હિતના પ્રશ્નને અંગત બનાવીને લડે છે, જ્યારે આપણે ત્યાં વ્યક્તિ એવી જેહમત ભાગ્યે જ ઉઠાવે છે. મને એમ લાગે છે કે જાહેર સેવાનાં ખાતાંઓને શુદ્ધ રાખવાનો એ જ અસરકારક ઉપાય છે.

માઈસોર રાજ્યનું માટી કામનું કારખાનું જોયું અને રાજ્ય તરફથી વેપારને ઉત્તેજન મળે એ પણ મને ઇચ્છવા લાયક લાગે છે એટલે કે ખાનગી સાહસને ઉત્તેજન મળે એ હેતુથી આવા કારખાનાં રાજ્ય તરફથી નીકળે એ સારૂં છે. પરંતુ રાજ્યે આરંભેલા ઉદ્યોગો વેપારી દૃષ્ટિએ સફળ નીવડે એ પણ જોવું એ રાજ્યની ફરજ છે. આ માટી કામનાં કારખાનામાં નોકરો પગારદાર હોવાથી પોતાનું કાર્ય જોઈએ તેટલી કાળજીપૂર્વક કરતા હોય એમ મને લાગ્યું નહિ. યંત્ર ચલાવવા વિશે તો આપણા લોકોની આખીએ વૃત્તિ બદલાવાની ઘણી જરૂર છે.

મશીન એટલે અમૂક પૈસા આપીને લીધેલુ અમૂક કામ કરવા માટેનું યત્ર. આ માન્યતા એક અર્ધ સત્ય છે. યંત્ર ખરૂ જોતાં માનવની શોધક બુદ્ધિએ અમૂક જરૂર પૂરી પાડવા માટે શોધી કાઢેલી એક રચના છે એટલે તે સ્થૂલ સ્વરૂપની પાછળ માનવ બુદ્ધિનો વિજય રહેલો છે. પ્રત્યેક યંત્ર અમુક હેતુ સાધવા માટે બનાવેલુ હોઈ એની સફળતાનો આધાર પ્રદ્ધતિના કોઈ નિયમ ઉપર કે પદાર્થના કોઇ ગુણ ઉપર રહેલો હોય છે. આપણે ત્યાં યત્ર વાપરનારા ઘણી વાર આ બાબત ભૂલી જાય છે. ગમે તેમ કરીને યંત્ર પાસેથી કામ લેવું એટલુજ તેઓ સમજે છે એટલે કે યંત્રને તેઓ પોતાની સ્વાર્થ વૃત્તિ અને લોભ સાથે સાધે છે. પરતુ યંત્ર એ પ્રકૃતિ ઉપર માનવ બુદ્ધિના વિજયનું પ્રતિક છે એ વાત ઘણા લોકોના ધ્યાનમાં પણ હોતી નથી, એટલે યંત્રનો ઉપયોગ કરતી વખતે એમની દૃષ્ટિ તે કેટલું કામ આપે છે, કેટલી પેદાશ આપે છે, કેટલો નફો આપે છે તેના પર જ રહે છે. અને યંત્રની સભાળ જો લેવાની હોય તો તે કેવળ એટલા માટે જ કે યત્ર બગડે તો કામ અટકે અને તેને સુધારવામાં પૈસાનો ખર્ચ થાય. પરંતુ એ વૃત્તિ બરાબર નથી. પ્રત્યેક ઉત્તમ રીતે તૈયાર થયલુ અને સારૂ પુરવાર થયેલુ યંત્ર પછી તે એન્જીન હોય, બોયલર હોય, કેમેરા હોય કે અટપટા કાર્યો કરી આપનાર મિલની આધુનિક મશીનરી હોય, માનવબુદ્ધિના વિજયનુ પ્રતીક છે અને એનાં સચાલનના મૂળમા પ્રકૃતિના નિયમોનુ અનુસરણ થતું હોવાથી આપણે યંત્રમા પણ અચૂક નિયમિતતા તથા કાર્ય સાધકતો, ચોકસાઈ વગેરે ગુણોની અપેક્ષા રાખી શકીએ છીએ. દેહરૂપી જીવન યંત્રને જેમ આપણે બગાડી નાખી શકીએ છીએ તેમ આ યંત્રને પણ બેદરકારીથી, અવ્યવસ્થાથી કે આવડતની ખામીથી બગાડી નાંખી શકીએ છીએ. જે એન્જીનના એક મિનિટમાં ૪૦૦૦ હજાર રેવોલ્યુશન થવા જોઈએ તે એટલાં ચક્કર કેમ નથી ફરતું એની કાળજી એન્જીન વાપરનાર વ્યક્તિ ભાગ્યેજ કરે છે કેટલાયે કારખાનાઓમાં એન્જીનની શક્તિને નાના

યંત્રોમાં લઈ જવા માટે રાખેલી શાફ્ટ એટલે કે લાંબી ધરીઓ આઉટ સેંટર એટલે પોતાના નિયમિત કેન્દ્રની આજુબાજુ ફરવાને બદલે અનિયમિત આચકા લેતી ફરતી હોય છે. મોટર ગતિ કરે ત્યારે એમાં જે સ્મૂધ રનીંગની—સંવાદિત ગતિની ખામી હોય છે તેના પ્રત્યે કેટલાયે માણસો ધ્યાન જ આપતા નથી. પહેલે જ પ્રસંગે જ્યારે યંત્રમાં જરા અવ્યવસ્થા કે અનિયમિતતા જણાય ત્યારે જ તેનું કારણ શોધવું જોઈએ. તો જ યંત્ર સુવ્યવસ્થિત રહે અને ધાર્યું કામ આપે. સુતરનાં કારખાનાઓમાં રૂની ઝેણુ યત્રના ગમે તે ભાગોમાં ભરાય, કચરો, ધૂળ વગેરે ગમે તે ભાગોમાં એકઠા થાય એની ઉપર ઘણું ધ્યાન જ નથી હોતું. જ્યારે યંત્ર અટકે ત્યારે જ એને સુધારવા તરફ ધ્યાન ખેંચાય છે.

યંત્રો સારૂં કામ નથી આપતાં તેમાંના કેટલાંક કારણોમાંનું એક તેમના વિશેની આપણી બેદરકારી એક મોટું કારણ છે. વળી, યંત્રને ચાલુ સ્થિતિમાં રાખવા માટે જે ઉપાયો લેવાવા જોઇએ તે પણ લેવાતા નથી. અમુક પ્રકારનું તેલ સંચાને સારી રીતે ચલાવવા માટે વાપરવું જોઈએ, ધરી સીધી હોવી જોઈએ લેવલ બરાબર સચવાવું જોઈએ વગેરે બાબતો ઉપર ધ્યાન ભાગ્યે અપાય છે. પરિણામે યંત્ર બગડી જાય છે, કર્કશ અવાજો કરે છે, નિયમિત અને એકધારૂં કામ આપવાને બદલે અનિયમિત અને વચમાં વચમાં ગેપ વાળું કામ કરે છે, વારે વારે દોરાઓ તૂટે છે, મોટર અવ્યવસ્થિત પણે ચાલે છે. પૈસા કે ઉપજ ઉપર જેટલું ધ્યાન અપાય છે તેટલું જ મશીન સ્વચ્છ અને વ્યવસ્થિત રાખવા ઉપર જ નહિ પરંતુ સુંદર રાખવા ઉપર પણ અપાવું જોઇએ. એનાથી પેદાશ થોડી ઘટે કે પૈસા કદાચ થોડા ઓછા મળે તો પણ એ કામ કરવા જેવું છે એમ મને હમેશાં લાગે છે. મશીનની સંભાળ અને એની સુવ્યવસ્થિત જાળવણી યંત્ર ચલાવનારની ફરજ બની રહેવી જોઈએ. વળી, બધા યંત્રો સાદા હોય છે એમ નથી એક એરોપ્લેન કે કાપડની બનાવટમાં

વપરાતી મશીનરી અટપટી હોય છે અને તેથી તેની જાળવણી વધારે આવશ્યક બને છે. નહિ તો ઢીલ, મુશ્કેલી અને અકસ્માત થયા વિના રહેતા નથી. જ્યારે પોતાની અનિયમિતતાને કે સંભાળની ખામીના પરિણામે મશીન બગડે છે ત્યારે ઘણા લોકો મશીનનો વાંક કાઢે છે. નળમાં પાણી નથી આવતું ત્યારે જૂના સમયના કૂવાઓના ઉત્તમ પણાનું વર્ણન કરનારા મળી આવે છે. પરંતુ એ લોકોએ પોતાની ગૃહિણીઓ ૪૦ હાથ ઉંડા કૂવામાંથી રોજના ઉપયોગ માટેનું પાણી ખેંચીને લઇ આવવા માટે સજ્જ છે કે નહિ એ વિશે પ્રથમ વિચાર કરવો જોઈએ. કૂવાઓ અને તળાવો વ્યવસ્થિત રીતે પૂરતા પ્રમાણમાં સ્વચ્છ પાણી આપી શકતા નહતા અને સ્ત્રીઓને તથા નોકરોને એ કામ ઘણું મુશ્કેલ લાગતું હતું તેથી નાગરિક જીવન વ્યવસ્થિત થતાં અને ભૌતિક શાસ્ત્રની શોધને લઈને દૂરથી પાણી ઘેર પહોંચાડવાની વ્યવસ્થા થતાં એના તરફ લોકોએ પ્રથમ વ્યવહારૂ પગલાં ભર્યાં તેજ સ્વાભાવિક ગણાય. પ્રાચીન સમયમાં સારાં વસ્તીવાળાં ગામોમાં પણ રસ્તાઓ અંધારા રહેતા હતા. મેં પોતે કેટલાએ ગામોમાં રાત્રે અંધારાનું સામ્રાજ્ય જોયું છે. પ્રાચીન સમયની એ નાગરિક જીવનની ખામી માટે મને કદિ માન ઉત્પન્ન થયું નથી.

માઈસોર રાજ્યનું માટી કામ જોતાં મશીનનાં કાર્ય વિશે જે બેદરકારી જોવામાં આવી તે ઉપરથી ઉપર જણાવેલી વિચાર ધારા કદાચ જાગ્રત થઈ હશે. માટીને ઝીણી દળીને પાણી સાથે ભેળવીને તેને ગુંદીને જે લોટ જેવો માવો તૈયાર થાય છે તેને અમૂક આકાર આપવા માટે સરખા ભાગમાં કાપવો પડે છે. આ કાપનાર યંત્ર લગભગ પ્રત્યેક આકારને અનિયમિત રીતે કાપતું હતું. પરિણામે જે વસ્તુ માટીના એ પિંડામાંથી બનાવવાની હતી તેના આકારમાં અને સંખ્યામાં ભૂલ આવ્યા વિના રહેતી નહિ. જ્યાં આગળથી આ ભૂલની શરૂઆત હતી ત્યાં આગળ દેખરેખ રાખનાર માણસ યંત્રને અટકાવીને સુધારીને પછી જ પિંડાનાં ટુકડા કરવાને બદલે પહેલા એમને એમ જવા નીકળતા તેવા ટુકડાઓ

ચાલુ રાખતો. હું માનુ છું કે જો આ કારખાનું ખાનગી માલિકીનું હોત તો આ ભૂલ પહેલી તકે સુધારવામાં આવત. પરંતુ કારખાનુ રાજ્યનુ હોવાથી અને માણસોની રોજી પગારદાર તરીકે અપાતી હોવાથી કોઈનું ધ્યાન આ ઉપયોગી બાબત ઉપર ખેંચાતું ન હતું માટીને પકાવતા તથા તેના ઉપર ઢોળ ચઢાવતા ઉપર જણાવી તેવી જ યત્ર વિશેની તથા કામ વિશેની બેદરકારી મને દેખાઈ. એટલે રાજ્યે નવા ઉદ્યોગોને ઉત્તેજન આપવું હોય તો સારો રસ્તો એ છે કે ખાનગી સાહસને મૂડી પૂરી પાડીને બને તેટલી મદદ કરવી અથવા તો સહકારી ભંડોળ ઉભું કરીને તેમા રાજ્ય તરફથી અમૂક ટકા થાપણુના રાખવા. તો હું ધારૂ છુ કે કારખાનાનુ સચાલન વધારે સફળ નીવડે એટલે કે માલ વધારે પ્રમાણુમા, વધારે સારો અને સોંઘો બનાવી શકાય.

બીજે દિવસે સવારે ત્રિવેંદ્રમથી મદ્રાસ જતાં પ્લેનમાં જગ્યા મેળવવા પ્રયત્ન કર્યો પણ અમે મોડા જ પડ્યા. છેવટે બપોરની એર-સર્વિસમાં જગ્યા મેળવીને હું બેંગલોરથી મદ્રાસ વિમાનમાં ગયો.

જૂન મહિનાનો અંત હતો એટલે બેંગલોર અને મદ્રાસ વચ્ચે વરસાદ શરૂ થઈ ગયો હતો. મુંબઈથી અમદાવાદ જતાં વાદળાં તો મેં જોયા હતા. પરંતુ વરસાદનાં વાદળાઓ અને વરસાદની ઋતુની મુસાફરીનું દ્રશ્ય વિમાનમાથી અહિ પહેલી વખત જોયું. અમારો પાયલોટ પણ કોઈ શાણો માણસ લાગ્યો, કારણ કે પૃથ્વીથી ખૂબ ઉંચે જવાની વૃત્તિને રોકીને એણે સાધારણ વાદળાઓથી ઉપર પરંતુ જ્યાથી વાદળાંઓના ઢગલાઓ વચ્ચે થઇને પૃથ્વી દેખી શકાય એટલી ઉંચાઇએ અમને રાખ્યા. વિમાનથી ઉપર પણ પાછા બીજા વાદળાઓ હતા આમ અમે વાદળાંના બે પડો વચ્ચે ઉડી રહ્યા હતા. ઉપર ઘનઘોર કાળા પણ Loose—નક્કર બંધારણુ વગરના વાદળાં ઝૂમી રહ્યા હતા. એ બધા જાણે સ્થિર ઉભા રહ્યા લાગ્યા. જ્યારે અમારી નીચે ઢગલા બધ વાદળાઓ હતા. તેમાંના કેટલાક તો જમીનને ચોંટીને જાણે હાલ્યા ચાલ્યા વગર સ્થિર થઇને બેસી રહ્યા હતા, પરતુ બીજા

કેટલાક દોડાદોડ કરી રહ્યા હતા. ક્યાં દોડતા હતા, શા માટે દોડતા હતા વગેરે પ્રશ્નો વિચારવાનો અને આપણે તેમને પૂછીએ તો ઉત્તર આપવાનો જાણે એ વાદળાંઓને સમય જ ન હતો.

અહિ આકાશમાંથી જે ટેકરીઓ દેખાતી હતી, તે જોતાં હું પ્રથમ વાર "નિલગીરી" શબ્દનો અર્થ બરાબર સમજ્યો. ઘણી વાર રેલ્વેની ગાડીમાં Blue mountain express એમ જોયલું ત્યારે પર્વતની Blueness વિશે મને ચોક્કસ ખ્યાલ કે કલ્પના કદી આવેલા નહિ. એક પર્વત કલ્પીને તેને ભૂરો રંગ મેં આપી જોયેલો, પરંતુ નીકોલાસ રોરીકના હિમાલયના એક ચિત્રે અને બેંગલોરથી મદ્રાસ ઉડતા વચમાં દેખાતી ટેકરીઓએ અને નાના પર્વતોએ જે અનુભવ આપ્યો તે જૂદોજ હતો. સફેદ અને કોઈ કોઇ વાર ચળકતા સફેદ રંગવાળા વાદળાંઓમાં થઈને જ્યારે એ ભૂરા રંગના ખડકોની હારો દેખાતી ત્યારે કેટલીએ વાર જાપાનીશ ચિત્ર કળાની આયોજન પદ્ધતિનુ મૂળ પ્રકૃતિમા કેટલી સુંદર રીતે જોવા મળે છે તેનુ મને ભાન થયું. આ ભૂરો રંગ તે હિમાલય કોઇ વાર ગળીના રંગનો દેખાય છે તેવો છેક નથી. એ Violetને વધારે મળતો આવે છે. એનો ઝોક થોડો Purple એટલે જામલી તરફ વધારે ગણાય. આ ખડકો અને પર્વતો નક્કર દેખાય છે, છતા જાણે કઠણ અને કર્કશ નથી એમ સાથે સાથે લાગે છે દૂર દૂર દૃષ્ટિ મર્યાદામાં એમની હાર એટલી તો અપાર્થીવ રંગની સુંદરતા ધારણ કરે છે કે પર્વત અને વાદળા બે ઉન્તુંતાગના ભેરૂઓ એક પાર્થિવતામાંથી ઉર્ધ્વ જતો અને બીજો ઉર્ધ્વથી ઉર્ધ્વતર કે પૃથ્વી તરફ ઢળતો, બન્ને એક બીજા જોડે ભળી જાય છે અને એવું તો અદ્વૈત ધારણ કરે છે કે આ તે વાદળાંની કોર છે કે પર્વતની ધાર છે તે આપણે નકકી કરી શકતા નથી. ગાભલા ગાભલા જેવું વાદળું નરમ દેખાય છે પરંતુ જ્યારે એના થર પર થર ખડકાય છે ત્યારે દબાઇને જાણે તે ઘનતા ધારણ કરે છે અને નક્કર જમીન પરથી ઉપર ઉઠતા પર્વતના શિખરો ધીમે ધીમે ભૂરો રંગ ધારણ કરતા શિખર પર શિખર ચઢતા કોઈ અપાંથિવ વસ્તુ બની

જાય છે અને એ પર્વતમાળાની પેલી પાર પણ જાણે વાદળાઓનો કે પાણીનો મસુદ્ર આવી રહેલો હોય એમ આપણને દેખાય છે

અમારી ચારે બાજુ વાદળાંઓ દોડા દોડ કરી રહ્યા હતા, ત્યારે પડણે દૂર રહી ટેકરીઓની હારો વચ્ચે જાણે કોઈ વાડકામા દુધ ભર્યું હોય તેમ પ્રવાહી વાદળા પર્વતની ચારે બાજુથી ઘેરાઈને વચમા કોઈ ખીણમા સ્થિર થઈને રહેલા જણાયા આ સ્થિરતા અને ગતિ વચ્ચે એવો બધો ભેદ હતો કે પર્વતની હારમાળા વચ્ચે રહેલ એ ઠ નવ ડી દાર્થ કવાઈ વાદળા છે કે પ્રવાહી પાણી છે, એનો ( ર્ણય કરવો મુશ્કેલ પડે છે આ પ્રવાહી પદાવ પર્વતની હારાની વચ્ચે જાણે ટેકોટક ભરેલો હમણા છલકાઈ જશે એવો લાગતો હતો અને આ સફેદ પ્રવાહી વસ્તુને પોતાની કોર સુધી ભરનાર પર્વતની ચાર બાજુનો ભરેલો બોલ (Bowl) પણ સુદર ભૂરા રગની કોરથી દીપતો હતો

પણ આ શું દેખાય છે? સફેદ વાદળાઓના ઠેકાણે જાણે રગડા જેવા અદર ધુળ ભરાઈ ગઈ હોય એવા વાદળાઓ કયાથી આવ્યા? જાણે ડોળાયલુ પાણી હોય એમ એ વાદળાઓ ચારે બાજુ વહી રહેલા જણાયા સ્વચ્છ વાદળાની અનેક રગી જાતોમા આ ડોળાયલા રગડાની જાત એક ભાત પાડતી હતી

મદ્રાસ નજીક આવ્યુ એટલે જમણા હાથે દૂર વાદળા જોડે જાણે ધુમ્મસ ભળી જઈને જમીન પર પથરાઈ ગયુ હોય એમ દેખાવા લાગ્યુ જરા વધારે કાળજીથી અવલોકન કરતા જણાયુ કે એ અસ્પષ્ટ ધુમ્મસના ભૂખરા રગનો વિસ્તાર એ સમુદ્ર હતો એ મદ્રાસનો જ સમુદ્ર કિનારો છે તેની ખાડી ધોળા ફીણની રેખા લગે સુધી હાલ્યા કરતી હતી તેના વડે પ્રથમ થઈ પરતુ ત્યાર પછીથી અમારા વિમાનની સ્થિતિ અને દિશા બદલાતા મારો દૃષ્ટિકોણ પણ બદલાયો અને સમુદ્રના પાણીનો વિશાળ પટ અનેક રગેના વિસ્તૃત પટમા પલટાઈ ગયો ભૂરો, લીલો, ભૂખરો અને જાબૂડીઓ રગ એક જ વિશાળ જળ પટમા આવી રહેલા હતા આમ એક જ જળ વિસ્તારમા આવી વિવિધ રગની લીલા કેવી રીતે થતી હશે તેનો ઉત્તર આપવાને સર સી વી રામને પ્રયત્ન કરેલો છે

- - -

# પાછું—એ પોંડીચેરી

પોંડીચેરી પાછા ફરતાં ત્રેવીસ વર્ષના વાસને સ્થાને પાછો વળું છું એવું ભાન જાગ્રત થયું. એની સાથે જ પહેલી મુસાફરી ૧૯૧૮માં કરી તેનું સ્મરણ મનમાં તાજું થયું એ સમયે પણ શ્રી અરવિંદ અને પોંડીચેરી મારે મન પરમજ્યોતિની ચેતના અને તેના સ્થાન તરીકે સ્થિર થઈ ચૂકયા હતા. એટલે શ્રી અરવિંદને પહેલવહેલા કયારે જાણ્યા, કયારેઓળખ્યાએ વિષેનો ચોક્કસ સમય મારૂં મન શોધવા લાગ્યું તેમ તેમ એ પ્રસંગ વધારે ને વધારે ભૂતકાળમાં સરતો ગયો. "આર્ય" માસિક નીકળવાનું છે એવી જાહેરાત "બોમ્બે ક્રોનીકલ"માં વાંચીને પહેલા માસથી મારૂં નામ મેં ગ્રાહક તરીકે નોંધાવ્યું હતું. અને રાજકીય વંટોળિયાના તે દિવસોમાં કૉલેજના અધિકારીઓને શંકા ન પડે એટલા માટે "આર્ય" મેં કૉલેજની બ્હાર બીજું સરનામું આપીને મંગાવ્યું હતું! "આર્ય"માં દિવ્ય જીવનનો જે આદર્શ શ્રી અરવિંદે માનવ જાતિ આગળ મૂક્યો છે તેના મૂર્ત સ્વરૂપે હું શ્રી અરવિંદને જોતો હતો. પણ શા માટે મેં "આર્ય" મંગાવ્યું? એ પ્રશ્નનો વિચાર કરતાં સ્પષ્ટ થયું કે શ્રી અરવિંદ સાથેનો એ માસિક કાંઈ પહેલો પરિચય ન હતો. ૧૯૧૪મા 'આર્ય' નીકળ્યું તે પહેલાં હું એમને જાણતો હતો.

૧૯૦૭માં સુરતની મહાસભા પડી ભાંગી. ઉદ્દામપક્ષના નેતાઓ-માંથી શ્રી અરવિંદ વડોદરે આવ્યા. અને વાંકાનેર થીયેટર અને પ્રો. માણેકરાવના દાંડીયા બજારનાં અખાડામાં એમણે શ્રોતાજનોને કેવળ મુગ્ધ કરનારાં નહિં પરંતુ જીવનનું પરિવર્તન કરે એવાં ભાષણો કર્યાં હતાં તે બધું પૂરેપૂરૂં સમજ્યા વિના મેં પણ સાંભળ્યાં હતાં.

પરંતુ જ્યારથી એમને જોયા ત્યારથી જાણે કોઈ ચિર પરિચિત વ્યક્તિ હોય એવું જ લાગેલું એટલે પરિચય શરૂ કયારે થયો એ તો અનિશ્ચિત જ રહી ગયું.

અલબત્ત, એમના પરિચયની શરૂઆત હિંદના રાષ્ટ્રજીવનના મહાસાગરમા આવેલા સૌથી પહેલા ઘોડાપુર સાથે જોડાયલી લાગે છે, પણ તે શરૂઆત જ. ૧૯૦૫ થી ૧૯૧૦ સુધીનાં વર્ષો જાગ્રત હિંદ માટે અપૂર્વ ક્રાંતિનાં વર્ષો હતાં. ત્યાર પછીની પેઢીઓએ બેત્રણ ક્રાતિના જુવાળો અનુભવ્યા છે પણ ગુલામીનાં બંધનો તોડીને જાગેલી સુષુપ્ત ભારતની શક્તિનો જે પહેલો ધસારો હતો તે અપૂર્વ હતો, એના ઘોડાપુરે ભારતના રાજકીય આદર્શની આડ—સ્વતંત્ર પ્રજાસત્તાક હિંદરૂપે—આંકી આપી. પછી એ પાણી ઉતર્યાં, પાછાં ચડ્યાં એમ ભરતી ઓટની ક્રિયાના વારાફેરાને અંતે ૧૯૪૭માં ૧૯૦૭માં આંકેલો આંક પ્રજાએ સાધ્યો. ઘોડાપુરની જોખમકારી ટોચની ઉપર સંકલ્પ અને આનંદપૂર્વક સવારી કરનાર નેતાઓ અને સામે ધસતા અનુયાયીઓનાં જીવનમાં આમૂલ પરિવર્તનો થઈ ગયાં. અમારા મંડળના સભ્યોની જીવનદિશા આપોઆપ નક્કી થઈ ગઇ–ભારતની નિર્ભેળ સ્વતંત્રતાની ઉપાસના.

× × × ×

સ્વતંત્રતાની પ્રાપ્તિની સાધનામાં લગભગ બધાજ નેતાઓની શક્તિ રોકાઈ ગઈ. એમાંના કેટલાકે રાજકીય સ્વતંત્રતાની પેલી તરફ માનવ જીવનની પૂર્ણતા પ્રત્યેની યાત્રાની દિશાની ઝાંખી કરવા પ્રયત્નો કર્યા: સ્વામી શ્રદ્ધાનંદ, મદનમોહન માલવીયા, ટાગોર, મહાત્માજી વગેરે મહાજનોના કાર્યમાં એ બેવડી પ્રેરણા વધતા ઓછા પ્રમાણમાં આપણને જણાય છે. એ સૌમાં પાશ્ચાત્ય સંસ્કૃતિના પ્રાણવાન અને આવશ્યક તત્વો અને આર્ય સંસ્કૃતિના. આધ્યાત્મિકતાનાં જીવંત સત્યોનો સમગ્ર માનવજાતિ સ્વીકારી શકે એવો બુદ્ધિ ગ્રાહ્ય,—વ્યક્તિના અને સમષ્ટિનાં પ્રશ્નોને સર્વાંગીપણે આવરી લેતો એવો—સમન્વય કોઈ એ આપ્યો હોય તો તે શ્રી અરવિંદે. એવી અભ્યાસને પરિણામે બંધાયલી મારી

પ્રતીતિએ મને અંતરાત્માના "ક્રાડપિ હેતુ"ના જેટલા જ બળ વડે એમના પ્રત્યે આકર્ષ્યો હતો એટલે "આર્ય" વાંચવા માટે શરૂઆતમાં કૉલેજમાં મારે ખૂબ એકાગ્રતા કરવી પડતી તે હું કરતો કારણકે એ વાંચનને પરિણામે જીવનના ગહનમાં ગહન પ્રશ્નોના બુદ્ધિ ગ્રાહ્ય ઉકેલની ઝાંખી થતી તેનો સંતોષ અને આનંદ પણ અનેરો હતો. પછી મેં શ્રી અરવિંદ સાથે પત્ર વ્યવહાર શરૂ કર્યો સૌરિન બોઝ મને શ્રી અરવિંદના જવાબો લખતા. ૧૯૧૯માં મેં "આર્ય" માંથી અનુવાદો કરવા માંડ્યા તેની પરવાનગી પણ મળી હતી.

પરંતુ પોંડીચેરી જવાનું થયું તે પહેલાં શ્રી અરવિંદને મેં વડોદરામાં દૂરથી જોયેલા, સાંભળેલા અને રાષ્ટ્રીય ચળવળના નેતા તરીકે સ્વીકારેલા એ ખરૂ, પરંતુ મારીને એમની અંગત મુલાકાત અગાઉ કદી થઈ ન હતી. વળી, મારા આવવાનો મુખ્ય ઉદ્દેશ અમારા મંડળ તરફથી ક્રાંતિકારી ચળવળનો અમલ કરવાની અનુમતિ મેળવવાનો હતો, કારણ કે છોટુભાઈએ એમની મુલાકાત લઈને એમની પોતાની પાસેથી ક્રાંતિકારી ચળવળનાં સંગઠન વિષે માહિતી અને પ્રેરણા મેળવ્યા હતા. બારીને બૉંબ બનાવવાની ફૉર્મુલા પણ છોટુભાઈને આપી હતી મને પોતાને પણ ઘણી અધિરાઈ આવી ગઈ હતી, છતાં અમારી જીંદગી કરતાં અમારી સાથે જોડાયલા જુવાનોની જીંદગીનું જોખમ કેવળ અમારી જવાબદારી પર ખેડવાનું અમને યોગ્ય લાગ્યુ નહિ. એટલે એ સંગઠનના પ્રેરણા દાતા રાષ્ટ્રનેતા પાસે એ વસ્તુ મૂકીને એમની અનુમતિ મેળવીને કાર્ય શરૂ કરવું એવો વિચાર હતો.

મદ્રાસથી વી. વી. એસ અય્યર પર એક ચિઠ્ઠી લાવ્યો હતો એટલે એમને ત્યાં ગયો. પણ તે નામનો. થોડી જ વારમાં આર્યના પુસ્તકોનું અને બેચાર કપડાનુ બનેલુ પોટલુ ઉંચકીને 'આર્ય—ઑફિસ'માં પહોંચી ગયો. પ્રથમ દ્રષ્ટિએ "રૂઈ ફ્રાંસ્વા માર્તે" નં. ૪૦ (પછીથી નંબર બદલાયો) નું ઘર જરા અવડ સ્થિતિમાં હોય એવું લાગ્યું! જમણી બાજુ થોડી કેળો અને ભાંગેલા

નળીયાં અને વચલા ખુલ્લા ચોકની ડાબી બાજુએ વિશાળ વરંડામ ચાર ઓરડાનાં બારણાં પડતાં હતાં, બબ્બેના જોડકાં રૂપે વહેંચાઈ ગયા હતા અને વચલો વરંડાનો ભાગ ખુલ્લો બે બારણાઓ વાળો ડાઈનીંગ રૂમ જેવો હતો. સવારે આઠેક વાગે હું પહોંચી ગયો. અમૃતા જોડે થોડી ઘણી વાતચીત થઇ, સુરેશ ચક્રવર્તી જોડે પણ. શ્રી અરવિંદને ત્રણ વાગે મળવાનુ હતું. ચંદ્રશેખર અય્યા પણ કોલેજમાંથી અહીં આવ્યા હતા. એમના રોજના કાર્યક્રમ વિષે થોડી માહિતી મેળવી. જમ્યા વગર જ ત્યાં વાટ જોઈને બેઠો. અમૃતાએ ઘરના બધા માણસો માટે પપૈયો કાપ્યો તેમાંથી મને પણ થોડો આપ્યો.

× × × ×

ઉપરના વરંડામાં ભૂરા કપડાથી ઢંકાયલા એક નાના ટેબલ પાછળ લાકડાની ખુરશી પર શ્રી અરવિંદ બેઠા હતા. દાદર ચડીને હું ઉપર ગયો. પ્રથમ દર્શને જ જાણે કોઈ આધ્યાત્મિક જ્યોતિ એમના ચહેરાની આજુબાજુ હોય એમ લાગ્યું. એમની દ્રષ્ટિ વેધક હતી. પત્ર વ્યવહાર કરેલો હોવાથી એમણે મને ઓળખ્યો તો હતો જ. છોટુભાઇ એમને વડોદરે મળેલા અને અમારા મંડળે એમની પાસેથી પ્રેરણા લીધી હતી એ વાત મેં યાદ દેવડાવી,–એમને તે યાદ હતી. સંસ્થાઓ વિષે પણ વાત કરી અને ક્રાંતિની ચળવળનો અમલ કરવાની સ્થિતિમાં અમારૂં મંડળ છે એ મેં જણાવ્યું. થોડીવાર પોતે મૌન રહ્યા. પછી મને સાધના વિષે પ્રશ્નો પૂછ્યા. મેં જવાબ આપ્યો અને ઉમેર્યું કે "સાધના તો છે પણ હિંદ સ્વતંત્ર ન થાય ત્યાં સુધી એમાં મન પૂરેપૂરૂં એકાગ્ર કરવું મુશ્કેલ છે.' " હિંદને સ્વતંત્ર થવા માટે ક્રાંતિકારી ચળવળની અંગ્રેજોને મારવાની કે બળવો જગાવવાની જરૂર કદાચ નહિ પડે." એમણે જણાવ્યું. "એ સિવાય અંગ્રેજ સરકાર હિંદમાંથી શી રીતે જવાની છે?" મેં પ્રશ્ન પૂછ્યો. શ્રી અરવિંદઃ– " એ જૂદી વાત છે, પણ બીજી રીતે હિંદ સ્વતંત્ર થાય એમ હોય તો તારે ક્રાંતિની ચળવળનો અમલ શા માટે કરવો જોઇએ ?

એના કરતા સાધના ઉપર જ ધ્યાન અપાય તો વધારે સારૂં"—"પણુ હિંદ એવો દેશ છે જેના લોહીમાં સાધના રહેલી છે. સ્વતત્ર થયા પછી પણ, હુ માનુ છુ કે, હજારો માણુસો હિંદમાં યોગ સાધના કરશે પણુ ગુલામોની આધ્યાત્મિકને, એમની યોગસાધનાના સત્યને કે શક્તિને જગતમા કોણુ સાભળશે ? કોણુ માનશે ?" શ્રી અરવિંદ—'રાજકીય સ્વતત્રતાનો સકલ્પ તો હિંદ કરી ચૂકયો છે એટલે એ કાર્ય કરનારા,—હિંદની સ્વતત્રતા માટે પ્રયત્ન કરનારા માણુસો અને નેતાઓ જરૂર મળી આવશે પણુ યોગસાધના માટે કાંઈ બધાને સાદ થયો નથી હોતો, અને થતો પણુ નથી એટલે તાગ અતગમા જ્યારે એ વિષે સાદ થયો છે તો એના પર એકાગ્રતા કરવી વધારે જરૂરી નથી ?"

'તારે કરવી હોય તો ક્રાતિ કરવાને તુ મુક્ત છે પણુ મારી એમા અનુમતિ નથી" શ્રી અરવિંદે કહ્યુ

'પરતુ ક્રાતિની ચળવળ કરવાનુ તો તમે કહ્યુ હતુ તો પછી શા માટે અમારા મડળના—અને ખાસ કરીને મારા—કાર્યને અનુમતિ નથી આપી શકતા ?" મે પૂછ્યુ "એ કામ મે કરેલુ છે એમા ઘણી મુશ્કેલીઓ રહેલી છે તે પણુ હુ જાણુ છુ આદર્શવાદી જુવાનો ઉત્સાહમા અથવા ભાવના પૂર્વક જોડાય છે ખરા, પરતુ એમનો ઉત્સાહ કે આદર્શ બહુ લાબો ટકતો નથી, સયમ અને શિસ્ત પાળવા, અને પળાવવા મુશ્કેલ પડે છે નાના નાના કુડાળા એમા રચાય છે અને વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અને કુડાળા કુડાળા વચ્ચે ઈર્ષા જાગે છે નેતાગિરી માટે હરિફાઈ થાય છે સરકારના માણુસો એવા ઘણા મડળોમા પહેલેથી જ દાખલ થઈ ગયેલા હોય છે એટલે કોઈ અસરકારક કામ તેઓ કરી શકતા નથી કેટલીક વાર તો એટલા બધા નીચે ઉતરી જાય છે કે પૈસા માટે તકરારો કરે છે !"

"ધારો કે હુ મનથી સ્વીકારૂ કે યોગ સાધના એ વધારે ઉપયોગી વસ્તુ છે અને મારે એના પરા એકાગ્રતા કરવી જોઈએ. પરતુ છેલ્લા બે અઢી વર્ષથી હુ અનુભવુ છુ કે હિંદની સ્વતત્રતા

માટે મારે કાંઈ કરવું જ જોઇએ, એ વિના મને ચેન પડતું નથી. હું ખૂબ શાંત રહેવા પ્રયત્ન કરૂં છું ત્યારે શાંત રહી શકું છું. પરંતુ ચિત્તની બધી એકાગ્રતા હિંદની સ્વતંત્રતા માટે પ્રયત્ન કરવા તરફ જ વળે છે. જ્યા સુધી એ સિદ્ધ ન થાય ત્યાં સુધી મને નિરાંતે ઉંઘ પણ આવવી મુશ્કેલ છે"

શ્રી અરવિંદ બે ત્રણ મિનીટ સુધી મૌન રહ્યા. પછી કહ્યું: "ધારો કે હિંદ સ્વતંત્ર થશે એવી ખાતરી આપવામાં આવે તો?"

"કોણ એવી ખાતરી આપી શકે તેમ છે?" અશ્રદ્ધા અને પડકારનો સૂર મારા પ્રશ્નમા હતો જ.

પાછું ત્રણ ચાર મિનીટ મૌનઃ પછી મારા તરફ દ્રષ્ટિ કરીને બોલ્યા. "ધાર કે હું તને ખાતરી આપું"

હું એક મિનીટ મૌન થઇ ગયો. અંતરમાં ડૂબકી મારી પાછો આવ્યો—

"તમે ખાતરી આપતા હો તો હું સ્વીકારી શકુ"—મેં કહ્યુ.

"તો, હું તમને ખાતરી આપું છું કે હિંદ સ્વતંત્ર થવાનો છે"—ગંભીર અવાજે એમણે કહ્યું

થયું. પોંડીચેરી આવવાનું મુખ્ય કારણ પતી ગયું મારો અને મંડળના કાર્યને લગતો પ્રશ્ન ઉકેલાઈ ગયો. પછી મેં કેશવરાવ દેશપાંડેએ મોકલેલો સંદેશો એમને કહ્યો, અને પોંડીચેરીમાં પૈસાની જરૂર પડતી હોય તો તે બાબતમાં વડોદરેથી મદદ થઇ શકે તેમ છે વગેરે જણાવ્યું. એમણે જણાવ્યું— "અત્યારે તો ખર્ચ પૂરતું બંગાળથી આવે છે—ખાસ કરીને ચંદ્રનગરથી—એટલે જરૂર નથી."

પ્રો. ડાહ્યાભાઈ પૂરોહિત પોંડીચેરી ગયા હતા. રાજ્ય અને ધર્મના સંબંધ વિષે તપાસ કરવા અને શ્રી અરવિંદ પોંડીચેરીમાં હતા એમ સાંભળતા તેઓ એમને મળ્યા. સામાન્ય જ વાતચીત થઇ હતી પણ છૂપી પોલીસના રીપોર્ટને પરિણામે વડોદરાથી રેસીડન્સીના દબાણથી વડોદરા રાજ્યની નોકરીમાંથી પૂરોહિતને રાજીનામું આપીને છૂટા થવું પડ્યું હતું એ બધી વાત શ્રી

સફળતા મળવી—એ સંજોગોમાં—અશક્ય જ હતું એટલે એ સંસ્થા સમેટી લેવામાં આવી

× × × ×

હું પોતે ત્યાર પછી હિંદની સ્વતંત્રતા વિષે બીલકુલ નિશ્ચિંત થઈ ગયો હતો એટલે જાહેર પ્રવૃત્તિમાં જે સક્રિય ભાગ મારે લેવાનો થતો તે મારાથી શાંતિ અને સમતા પૂર્વક, સાચા આધ્યાત્મિક વલણ સહિત લઇ શકાતો એ સમય દરમિયાન મને જે અનુભૂતિઓ થઈ ને ઉપરવી શ્રી અરવિંદના માર્ગ વિષે મને વધારે શ્રદ્ધા બેઠી કાળ અને દિશાની મર્યાદાઓથી સ્વતંત્ર એવી આધ્યાત્મિક દિવ્ય શક્તિ જગતમાં કાર્ય કરી રહેલી છે અને તે સચેતન પણે કાર્ય કરી શકે તેમ છે તથા કોઈપણ માણસ અનન્ય મનથી એની પ્રાપ્તિ માટે અભીપ્સા કરે તો તેને પ્રાપ્ત કરી શકે એવો વિશ્વાસ મારામાં જન્મ્યો એટલે શ્રી અરવિંદ એક જગોએ જઇને બેસી ગયા છે, જગતથી અલગ થઈ ગયા છે, જગતના કોઇ કાર્યમાં એમને રસ નથી એવા વિચારો તે વખતે પણ મને કદી આવતા નહિ ઉલટું, મને દૃઢતાપૂર્વક એમ લાગતું કે શ્રી અરવિંદના જીવન કાર્યને માનવજાતિ અને તેના ભાવિ સાથે ઘનિષ્ઠ સંબંધ રહેલો છે ખરૂં જોતા એમાં આધ્યાત્મિકતાને એમણે જે સક્રિયતાનો ઝોક આપ્યો, યોગ અને જીવનને એક બીજા સાથે સાંધી આપ્યા, તથા પ્રભુના અવિર્ભાવના ક્ષેત્ર તરીકે જીવનનો સ્વીકાર એમણે ઉદ્‌બોધ્યો—એમના ભવ્ય સમન્વય ઉપરાંત—એ તત્ત્વોએ એમના તરફના મારા આકર્ષણમાં ઘણો વધારો કર્યો એમ કહું તો તે વધારે સાચું ગણાય મારું મન શ્રી અરવિંદ વર્તમાન યુગના આધ્યાત્મિક સૂર્ય તરીકે પોતાની ચેતનાના ઉંચામાં ઉંચા શિખર ઉપરથી સમગ્ર માનવજાતિ ઉપર પોતાનો પ્રકાશ છૂટથી પાથરતા હતા એમ જ લાગતું અને એમના રહેઠાણ તરીકે પોંડીચેરી આધ્યાત્મિકતા માટેના તીર્થ જેવું જણાતું

× × × ×

પુરૂષો છે એ હકીકતમા જ હિદુનુ અને જગતનુ અલૌકિક ભાવિ રહેલુ છે

× × × ×

પડતે વરસાદે પોટલુ ઉંચકીને ચદ્રશેખર અમ્મા સાથે સ્ટેશને પહોચ્યો અને તે જ દિવસે પોડીચેરીથી પાછો વળી ગયો. મડળના માણસોને વાત કરી છોટુભાઈએ પછીથી ફોડ કર્યો બારીન્દ્રકુમાર ઘોષે વડોદરામા ત્રણ દિવસ સુધી રોજ સાજે વિશ્વામિત્રીની રેલ્વેની સડક ઉપર ક્રાતિના શપથ લેવા માટે આગ્રહ કર્યો હતો પણ છોટુભાઈએ એમને કહ્યુ કે બગાલ અને ગુજરાત એ બે પ્રાતોની પરિસ્થિતિ અને માનસિક બધારણમા ફેર છે તમે એટલો વિશ્વાસ રાખો કે દેશને જરૂર પડશે ત્યારે અમે અમારૂ માથુ આપીશુ પરતુ ક્રાતિ જ કરીશ એવુ વચન આપવુ મને બરાબર લાગતુ નથી ક્રાતિની જરૂર જણાશે તો જરૂર કરીશુ પણ ન જણાય તો ?—પરતુ મારૂ પોતાનુ જીવન અને દેશને ખાતર કાર્ય કરનાર બીજા દસ માણસો તૈયાર કરવાનુ હુ તમને વચન આપુ છુ એટલે શ્રી અરવિદની સલાહ પ્રમાણે રાજકીય કાર્ય મડળમાથી કરે કે મહાસભા જેવી સસ્થાદ્વારા કરે, પરતુ મડળનો મુખ્ય ઉદ્દેશ યુવાનોમા રચનાત્મક કાર્ય તરીકે વ્યાયામ મદિરો સ્થાપવા અને એમના દ્વારા યુવાનોનુ દેશસેવા માટે સગઠન તથા શારીરિક, બૌદ્ધિક અને ચારિત્રની ઉન્નતિ કરવા પ્રયત્નો ચાલુ રાખવા એમ ઠરાવ્યુ બીજો ઉદ્દેશ રાષ્ટ્ર કેળવણીની શરૂઆત કરવી અને ત્રીજો ઉદ્દેશ ગામડાઓની આર્થિક અને બીજી સર્વ પ્રકારની ઉન્નતિ કરવા માટે ગામડામા રચનાત્મક કાર્ય બને એટલા મોટા પાયા ઉપર શરૂ કરવુ આ ત્રણમાથી ગુજરાત વ્યાયામ મડળ તથા ગામડામા શરૂ કરેલુ રચનાત્મક કાર્ય આજે પણ અસ્તિત્વમા છે અને સ્વતત્ર હિદમા એ સસ્થાઓ કાર્ય કરે છે કેળવણીને માટે આપણી પ્રજા તૈયાર ન હતી અને વિદેશી સરકારનો વિરોધ અને આર્થિક મુશ્કેલી એટલી મોટી હતી કે એમા

સફળતા મળવી—એ સંજોગોમાં—અશક્ય જ હતું. એટલે એ સંસ્થા સમેટી લેવામાં આવી.

× × × ×

હું પોતે ત્યાર પછી હિંદની સ્વતંત્રતા વિષે બીલકુલ નિશ્ચિત થઈ ગયો હતો એટલે જાહેર પ્રવૃત્તિમાં જે સક્રિય ભાગ મારે લેવાનો થતો તે મારાથી શાંતિ અને સમતા પૂર્વક, સાચા આધ્યાત્મિક વલણ સહિત લઈ શકાતો. એ સમય દરમિયાન મને જે અનુભૂતિઓ થઈ તે ઉપરથી શ્રી અરવિંદના માર્ગ વિષે મને વધારે શ્રદ્ધા બેઠી. કાળ અને દિશાની મર્યાદાઓથી સ્વતંત્ર એવી આધ્યાત્મિક દિવ્ય શક્તિ જગતમાં કાર્ય કરી રહેલી છે અને તે સચેતન પણે કાર્ય કરી શકે તેમ છે તથા કોઈપણ માણસ અનન્ય મનથી એની પ્રાપ્તિ માટે અભીપ્સા કરે તો તેને પ્રાપ્ત કરી શકે એવો વિશ્વાસ મારામાં જન્મ્યો. એટલે શ્રી અરવિંદ એક જગોએ જઈને બેસી ગયા છે, જગતથી અલગ થઈ ગયા છે, જગતના કોઈ કાર્યમાં એમને રસ નથી. એવા વિચારો તે વખતે પણ મને કદી આવતા નહિ. ઉલટું, મને દૃઢતાપૂર્વક એમ લાગતું કે શ્રી અરવિંદના જીવન કાર્યને માનવજાતિ અને તેના ભાવિ સાથે ઘનિષ્ઠ સંબંધ રહેલો છે. ખરૂં જોતાં એમાં, આધ્યાત્મિકતાને એમણે જે સક્રિયતાનો ઝોક આપ્યો, યોગ અને જીવનને એક બીજા સાથે સાંધી આપ્યા, તથા પ્રભુના આવિર્ભાવના ક્ષેત્ર તરીકે જીવનનો સ્વીકાર એમણે ઉદ્‌બોધ્યો—એમના ભવ્ય સમન્વય ઉપરાંત—એ તત્ત્વોએ એમના તરફના મારા આકર્ષણમાં ઘણો વધારો કર્યો એમ કહું તો તે વધારે સાચું ગણાય. મારે મન શ્રી અરવિંદ વર્તમાન યુગના આધ્યાત્મિક સૂર્ય તરીકે પોતાની ચેતનાના ઉંચામાં ઉંચા શિખર ઉપરથી સમગ્ર માનવજાતિ ઉપર પોતાનો પ્રકાશ છૂટથી પાથરતા હતા એમ જ લાગતું. અને એમના રહેઠાણ તરીકે પોંડીચેરી આધ્યાત્મિકતા માટેના તીર્થ જેવું જણાતું.

× × × ×

બીજીવાર જવાનું થયું ૧૯૨૦માં, અને વધારે વિશ્વાસ પૂર્વકનું હતું. આ વખતે પોંડીચેરી ગામનો યથાર્થ પરિચય થયો ગણાય, કારણ કે મારો વિચાર તો બે ત્રણ દિવસ રહેવાનો હતો, પરંતુ શ્રી અરવિંદે ત્રીજે દિવસે મને વધારે રહેવાય તો રહી જવાને સૂચના કરી. એટલે હું કુલ્લે અગિયાર દિવસ રહ્યો. મદ્રાસથી પોંડીચેરી મુસાફરી કરતા ગાડીની બન્ને બાજુના પ્રાકૃતિક સૌંદર્યથી હું મુગ્ધ થયો હતો. વૃક્ષોની લીલી હાર અને લીલી છમ ડાંગરના પૃથ્વીપર પથરાયલા ભરચક ખેતરો, વરસાદના પાણીથી ભરેલાં નાળાંઓ જોઈને એમ લાગેલું કે પ્રકૃતિની આ પ્રદેશ પર મહેર છે. પણ પોંડીચેરીમાં રહ્યો ત્યારે મને જણાયું કે ગામ તમોગુણી, વેપાર કે ઉદ્યોગના સાહસ વિનાનું, ૧૮ મી સદીના યુરોપીયન વસાહતીના વાતાવરણવાળું, દરિદ્રી, યુરોપની અને હિંદની બન્ને સંસ્કૃતિઓના અવગુણોના પ્રદર્શન જેવું છે.

સી. આઈ. ડી. છુપી પોલીસનો પણ આ વખતે ભેટો થયો. એમ તો હું ઉતર્યો હતો આમનીવાસમાં પણ ભાવનગરના સી. આઈ. ડી, મી. મેતા મને એમને ઘેર આગ્રહ કરીને લઇ ગયા. શહેરમાં રહ્યો એટલે માર્કેટની ગંદકી, લોકોની અસ્વચ્છ ટેવો, સમુદ્રના સુંદર કિનારે જાહેર જાજરૂ તરીકે વાપરવાની કુટેવ તથા દારુચોરીનો મુખ્ય વ્યવસાય અહિં હતાં એટલુ તો મારી જાણમાં આવી ગયું.

× × × ×

પણ ૧૯૨૦ની મારી યાત્રામાં સૌથી મોટું આશ્ચર્ય તો શ્રી અરવિંદનું દર્શન હતું! ૧૯૧૮માં મળ્યા પછીના બે વર્ષથી ઓછા ગાળામાં એમના દેહની ક્રાંતિમાં ન માની શકાય એવું અને એટલું પરિવર્તન થઈ ગયું હતું! ૧૯૧૮માં મળ્યો ત્યારે એમના શરીરનો વર્ણ શ્યામ—સામાન્ય બંગાળીના જેવો હતો અને મુખ ઉપર તેજ અને ખાસ કરીને નેત્રોમાં અલૌકિક પ્રભા હતી. પણ ૧૯૨૦માં હું દાદર ચડીને ઉપર ગયો ત્યારે એમના ગાલ સફરજનની લાલિમાં વાળા મેં જોયા, આખું શરીર સ્નિગ્ધ

ગૌર વર્ણનું તેજસ્વી થયું હતું, આ દર્શન એટલું બધું આશ્ચર્ય-કારક હતું કે મારાથી પૂછ્યા વિના રહેવાયું નહિ: "તમને શું થઈ ગયું છે ?"

એનો સીધો પ્રત્યુત્તર આપવાને બદલે મેં દાઢી વધારી હતી—જે પહેલી મુલાકાત વખતે ન હતી—તે બતાવીને સામો પ્રશ્ન શ્રી અરવિંદે કર્યો:—

"અને તને શું થયું છે ?"

પછી વાત નીકળતાં એમણે મને સમજાવ્યું કે યોગસાધના માનસિક ભૂમિકા ઉપરથી પ્રાણની ભૂમિકા ઉપર જ્યારે અવતરણ કરે છે ત્યારે પ્રાણમાં અને પ્રાણ સાથે સંબંધમાં હોય છે તે નાડીયંત્રમાં અને પરિણામે શરીરમાં ઘણાં પરિવર્તનો થાય છે. શક્તિ નીચેના સ્તરમાં અવતરણ કરી રહી છે. મને સાધનામાં નડતી મુશ્કેલી વિષે પોતે થોડા દિવસ પોંડીચેરી રહેવાની સૂચના કરી અને રોજ સાંજે થતા ધ્યાનમાં અને વાર્તાલાપમાં જોડાવાની પણ પરવાનગી આપી.

આ વખતે મેં શ્રી માતાજીને પહેલ વહેલાં જોયાં: શ્રી અર-વિંદ બપોરે જમીને ઉપર દાદર તરફ જતા હતા ત્યારે શ્રી માતાજી ત્યાં ઉભા હતાં. એવી અપાધિવ સુંદરતા અગાઉ મેં જોઈ ન હતી. એમની ઉમ્મર ૧૮થી૨૦ વર્ષની હું કલ્પી શક્યો—જ્યારે પછીથી મને ખબર પડી કે એમની ઉમ્મર ૪૦ની આસપાસ, કે તેથી પણ વધારે હતી.

પરંતુ એકંદરે પોંડીચેરીનું વાતાવરણ તંગ હતું એમ મને લાગ્યું શ્રી માતાજી અને દત્તા (મીસ હોડસન) નં. ૪૦ રૂઇફ્રાંસ્વા માર્તેમાં રહેવા આવ્યા હોઇ આખા ઘરમાં ખૂબ ફેરફાર થઈ ગયેલો મને જણાયો. પહેલાં ભાંગેલા નળીયાનો ઢગલો અને થોડી કેળો હતી તે ઠેકાણે સ્વચ્છ બાગ અને વચલા ચોકમાં પણ માટીનો ટેકરો કરી ત્યા ઘાસ અને ફૂલોના છોડ ઉગાડવામાં આવ્યા હતા. દરેક ઓરડામાં ટેબલ ખુરશી તથા સાદડી આવી ગયાં હતાં અને ઘરમાં સુઘડતાનું વાતાવરણ હતું, શ્રી માતાજીના આગમનને લઇને હતું એટલું તો

પણ વાતાવરણ તંગ લાગવાનાં બીજાં ઘણાં કારણોમાં પ્રાણની ભૂમિકાની મુશ્કેલીઓનો સામનો કરવામાં શ્રી અરવિંદ અને શ્રી માતાજીની સંકલ્પ શક્તિ એકાગ્ર થઈ હતી તે પણ હતું.

× × × +

હું આવ્યો ત્યારે થોડા જ દિવસ ઉપર સૂક્ષ્મ પ્રાણમય સત્ત્વને મંત્રથી પ્રેરીને અહીંના બરતરફ કરેલા રસોઈયાએ શ્રી અરવિંદના ઘર ઉપર લગભગ અઠવાડીયા સુધી રોજ પથ્થરોનો મારો કરાવ્યો હતો એ વાર્તાનો એક વિષય થઈ પડ્યો હતો. ઉપેન્દ્રનાથ બેનરજી ફાનસ અને લાઠી લઈને અગાસી ઉપર ગયેલા (ઉપેન્દ્ર બેનરજી ક્રાંતિકારી નેતા, આંદામાનથી આવ્યા હતા અને પછીથી 'વસુમતિ'ના સંપાદક થયા હતા તે) અને પત્થરો નાંખનાર કોઈ જોવામાં આવ્યું ન હતું એ બધું એમને મોઢે જ મેં સાંભળ્યું. પોલીસને પણ ખબર આપવામાં આવી હતી અને બે ત્રણ દિવસ પોલીસો સાંજે આવ્યા પણ હતા—કારણ કે પત્થરો સાંજના શરૂ થતા અને અંધારૂ વધતું તે પ્રમાણમાં વધતા જતા. પણ પોલીસો પણ પત્થરના અદ્રશ્ય મારનારથી ગભરાઈને ચાલી ગયા. આખરે શ્રી માતાજીએ એ બાબત પોતાના હાથમાં લઈને ઘરમાં એક નોકર છોકરાને કોઈ મંત્ર જાણનારે વાહક બનાવ્યો હતો અને એના દ્વારા સૂક્ષ્મ પ્રાણમય—સત્ ઘર પર પત્થરો ફેંકતું હતું એ જાણી લીધું અને એ છોકરાને બહાર મોકલી દીધો અને પોતાની શકિત વડે પ્રાણમય—સત્ને પાછું હઠાવ્યું. પરિણામે એ મેલી શકિતએ એનો પ્રયોગ કરનાર ઉપર હુમલો કર્યો અને જૂનો રસોઈયો આવીને માફી માગવા લાગ્યો અને શ્રી અરવિંદની કૃપાથી શ્રી માતાજીએ એને મરતો બચાવ્યો. "થોડા પત્થરો નાંખવા માટે કાંઈ જીંદગી લેવાય?— એટલું જ પોતે બોલેલા.

× × × ×

તે વખતે ચંદ્રનગરનો "પ્રવર્તક સંઘ" શરૂ થયો હતો. શ્રી અરવિંદની યોગ સાધનામાં પ્રભુના આવિર્ભાવ કરવાના ક્ષેત્ર તરીકે જીવનનો સ્વીકાર રહેલો છે. એટલે એમના યોગમાં કેવળ

અંગત મોક્ષ નહિ પરંતુ માનવ જાતિમાં દૈવી પૂર્ણતા પ્રગટ કરવાનો ઉદ્દેશ રહેલો છે. વ્યક્તિ જેમ પ્રભુના આવિર્ભાવનું કરણ છે તેમ સમષ્ટિ પણ તેના આવિર્ભાવનું કરણ છે. જીવનના સ્વીકારમાં સમષ્ટિ જીવન યાને સંઘ–જીવનનો પણ સમાવેશ થાય છે.

આ જીવનનો સ્વીકાર કરવાનું એક વધારે ઊંડું કારણ પણ રહેલું છે. માનવ ચેતનાની સમુત્ક્રાંતિ મનથી પર એવા અતિ-મનસમા થવી જોઇએ એવું શ્રી અરવિંદનુ દર્શન છે અને એ અતિ–મનસની દિવ્ય ચેતનાને પ્રાપ્ત કરીને તેનું માનવમાં અવતરણ કરાવવું એ એમની યોગ સાધનાનો ઉદ્દેશ છે. અતિ–માનસ જેવું નવું તત્ત્વ જો જીવનમાં સ્થાયી થવાનું હોય અને માનવજાતિમાં જેમ અત્યારે મનોમય ચેતના દૃઢ પાયા ઉપર પ્રતિષ્ઠિત હોઈ કાર્ય કરે છે તેમ—સક્રિય બનવાનું હોય તો તે જીવનનો—સમષ્ટિ જીવનનો પણ—સ્વીકાર કરવાથી જ બની શકે,–અને તે પણ એ નવા તત્વને છેક સ્થૂલ ભૂમિકા સુધી અવતરણ કરાવી શકાય તો સ્થાયી બને.

સંઘ–જીવન વિષે ઘણા પ્રશ્નો મેં શ્રી અરવિંદને આ દિવસોમાં પૂછ્યા હતા: "સાધકોના બનેલા સંઘ જીવનમાં બાહ્ય નિયમો અને આચારનું શું સ્થાન ?"—એના જવાબમા એમણે જણાવેલું કે બહારના નિયમો શરૂઆતમાં તો ન હોય તે જ સારૂં છે. પછી જ્યારે સંઘ મોટો થાય ત્યારે સાદામાં સાદા અને થોડામાં થોડા નિયમો હોય તો વધારે સારૂં. સાધનાનો ઉદ્દેશ નીતિપાલન કે આર્થિક સંગઠન કરવાનો ન હોવો જોઈએ. પરંતુ આધ્યાત્મિક રૂપાંતર અને પ્રભુ પ્રાપ્તિની અભીપ્સાને કેન્દ્રમાં રાખીને સંઘ-જીવનનું ઘડતર થવું જોઈએ.

" એવો સંઘ એક નાના મંડળ તરીકે રહેશે કે ધીમેધીમે પ્રજા અને માનવ જાતિમાં એનો વિકાસ થશે ?—

એમણે ઉત્તર એવો આપ્યો કે પ્રથમ તો નાના મંડળમાં અતિમાનસનું અવતરણ થઈ એની શક્તિ સક્રિય બનવી જોઇએ. ત્યાર પછી ધીમે ધીમે આપો આપ એ શક્તિનું કાર્ય વધારે

વિશાળ સંખ્યા પર થશે અને એની અસર પણ વધારે ને વધારે સફળ બનશે.

"માનવજાતિ ઉપર એની શી અને કેવી રીતે અસર થશે?"

એ કહેવું મુશ્કેલ છે; પરંતુ અસર થશે એ ચોક્કસ છે. વળી, એનો આધાર માનવજાતિ એ નવા યત્ન પ્રત્યે કેવું વલણ ધારણ કરે છે તેના પર પણ રહે છે.

"એવા આધ્યાત્મિક મંડળમાં બહારના લોકોને કામ કરવા માટે સામેલ કરી શકાય?"—

"સ્વામી વિવેકાનંદને આ ઉકેલ કેમ ન સૂઝયો?"—"આવા આધ્યાત્મિક સંઘમાં નાત જાતને કે ધર્મ, સંપ્રદાયને સ્થાન ખરૂ?"—એમાં લગ્નને સ્થાન ખરૂં?—વગેરે પ્રશ્નો પણ મેં પૂછ્યા હતા.

× × × ×

છેલ્લે દિવસે બપોરે ત્રણ ને ચાર વચ્ચે એમની સાથે મારી મુલાકાત થઈ. વાતનો મુખ્ય વિષયજ હતો સાધના અને સંઘનું બંધારણ. આખરે, ઉઠવાનો વખત થયો ત્યારે દિવ્ય શક્તિ અવતરણ એમના પોતાનામાં તો થયું છે એ પ્રચલ ઘટના કોઈ પણ ભૌતિકશાસ્ત્રના વિદ્યાર્થીને ખાતરી કરાવે એવી પ્રયોગાત્મક અને પ્રતીતિજનક હતી તે કાંઇ મારાથી અજાણ હોય એ અશક્ય હતું. એટલે માનવજાતિની ઉન્નતિ માટે એ દિવ્ય શક્તિ કાર્ય ક્યારે કરશે એવી અધિરાઈ પણ મને થાય એ સ્વાભાવિક હતુ. મેં એમને પૂછ્યું:

"તમે હવે શેની વાટ જુવો છો?"—એમણે કહ્યું: 'દિવ્ય શક્તિનું અવતરણ થયું છે એ સાચું છે પરંતુ છેક સ્થુલ ભૂમિકા સુધી એનું અવતરણ કરવાનું બાકી છે. જ્યાં સુધી એ કાર્ય થાય નહિ ત્યાં સુધી કાર્ય સિદ્ધ થયું ગણાય નહિ"—

હું એમને પગે પડયો. ઉઠીને જોઉં છું તો વરંડાથી દૂર આવેલા પોતાના ઓરડાના અડધા ઉઘાડા બારણામાંથી મુખ પાછળ ફેરવીને મારા તરફ સ્મિત કરી રહ્યા છે! મારા પ્રણામ પણ જાણે પોતે વ્યક્તિ તરીકે સ્વીકારવા તૈયાર ન હતા એમ મને લાગ્યું

હું મારી જાતને અનેક ધન્યવાદ આપતો ગાડીમાં બેઠો: એક એવી વિભૂતિને હું સ્વીકારતો હતો જે પોતે પ્રાપ્ત કરેલ આધ્યાત્મિક સાક્ષાત્કાર વિષે સચેતન છે, જાગ્રત છે—અને છતાં જેનામાં બુદ્ધિની એટલી તટસ્થા છે, હૃદયની એટલી સન્નિષ્ઠા છે, કે હજી બાકી રહેલુ કરવાનું કાર્ય જે સ્પષ્ટપણે જોઈ શકે છે. અને નમ્રતા પૂર્વક પોતાના પ્રયત્નો અજ્ઞાત રહીને ચાલું રાખી શકે છે. વળી, એ એક એવા ગુરૂ છે જેને આત્મ સંમાન નથી જે બાહ્યાચારનું ગૌણ સ્થાન જાણે છે. એવા મહાન પ્રયત્નમાં જ કોઈ અલૌકિતા રહેલી છે, એમાં સ્વલ્પ ભાગ લેવાની ભાવના થાય એ પણ સદ્ભાગ્ય છે.

શ્રી અરવિંદે ભાખેલી હિંદની સ્વતંત્રતા એમના શુભ જન્મ દિવસે જ આવતી જોવાને હું ભાગ્યશાળી થયો હતો.

પાછો હું એ જ પોંડીચેરી તરફ જતો હતો!

લગભગ એક પેઢીનો વસવાટ ત્યાં કર્યો તે બધો વખત પોંડીચેરી મને કોઈ સ્થિર સ્થાવર વસ્તુ છે એમ કદી લાગ્યું નથી એ જ્ઞાન પણ મને આનંદ અને આશ્ચર્ય સાથે આજે થયું! પોંડીચેરી કોઈ મહાન ક્રિયાનું, કોઈ અસામાન્ય આદર્શનુ પ્રતીક છે. માનવજાતિની ઊર્ધ્વયાત્રાના અંતિમ લક્ષ પ્રત્યે પ્રતિક્ષણ તે ગતિ કરી રહેલું છે. ગામ નહિ પણ આધ્યાત્મિક પ્રયોગશાળા, રોજ-બરોજ બદલાતી ક્ષિતિજ છતાં સ્થિર લક્ષ પ્રત્યે યાત્રા કરી રહેલુ કોઈ સમૂહ—સત્ હોય નહિ એવુ—પાર્થિવ દ્રષ્ટિએ સ્થાવર પરંતુ સદાય ગતિમાન—આરબના તંબુ જેવું પોંડીચેરી મને લાગ્યા કર્યું છે

